धर्मीआत्माओ प्रभुभजन पूजाभक्ति ध्यान समाधि करता होय तेम पोताने जाणे छे तेथी तामस वृत्ति पण केम कहेवाय ? जो के ओ'मा वस्तुरूपे रहेला पदार्थ जागृत थाता देखाता न होवाथी दर्शनशक्तिनु आवरण छे एम मानवु जोइओ तो पण ते निद्रा एकान्ते क्लिष्ट चित्त वृत्तिरूपे नथी उपर जे प्रमाणुनी वातो जणावी छे ते आत्म समाधिमा सहायक छे तेथी अक्लिष्ट चित्तवृत्ति तथा आत्मवृत्ति रूपे पण छे तेम जाणवु ॥ १-१० ॥

हवे स्मृतिनु लक्षण कहे छे

अनुभूतविषयाऽसम्प्रमोषः स्मृतिः ॥ १-११ ॥

भावार्थ—प्रथम मतिज्ञान श्रुत ज्ञान, अनुमान अने प्रत्यभिज्ञावडे अनुभवेला पदार्थोना ज्ञानने साचवी राखनारी जे आ म सहकारि चित्तवृत्ति ते स्मृतिज्ञान कहेवाय ओमा पण अनुभवेला अर्थनु ज्या यथार्थपणे स्मरण थाय त्या प्रमाणरूप अने विपरीत होय त्या अप्रमाणरूप एम स्मृति पण बे प्रकारनी छे, तेथी विकल्प-निद्रा अने स्मृतिनो प्रमाणमा तथा विपर्ययमा अ तर्भाव थाय छे ओटले ज्या सत्य होय त्या प्रमाण अने ज्या असत्य होय त्या अप्रमाण छे एम पाच वृत्तिओनो बेमा ज अ तर्भाव थाय छे, छता विशेष मानवामा महर्षिनी अ धकारनी रुचि अनुभवाय छे जैन सिद्धातानुसार तो प्रमाणमा मतिज्ञानने श्रुतज्ञान स्मृति तथा विकल्पनो समावेश थाय छे आवृत्तिओ सम्यग्ज्ञानतने अक्लिष्ट रूपे थाय छे ॥११॥

अभ्यासवैराग्याभ्या तन्निरोधः ॥ १-१२ ॥

ભાવ કહેવાય બીજુ સવેગ તે દેવ, મનુષ્ય ચક્રવર્તીના ભોગ આપાત–ભોગકાળે જ મધુરા છે પણ અતે દુ ખરૂપ સસારના બધનરૂપ જાણીને એક મુક્તિની જ વાચ્છા કરે તે સવેગ કહેવાય છે તેમજ નિર્વેદરૂપ વૈરાગ્ય–તેમા વિષયભોગના દોષથી ઉત્પન્ન થતા વિપાકોને જાણી આપા તધર્મ–સન્યાસ શરૂ થઇ પ્રથમ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે શ્રી હરિભદ્રસૂરિ જણાવે છે કે—

" नारयतिरियनरामर–भवेसुनिव्वेयओ वसइ दु क्खम् ।
अकयपरलोयमग्गो–ममत्तविसवेगरहिओऽवि ॥ १ ॥ "

અર્થ–જે જીવે પરલોક માટે ધર્મમાર્ગનુ આચરણ કર્યું નથી, તે જીવ નારક, તિર્ય ચ અને મનુષ્યાદિ જન્મોમા અનેક પ્રકારના તાડન–તર્જન–રોગ–શોક–જન્મ–જરા–મરણ આદિ દુ ખોને અનુભવી, મમત્વ–આ મ્હારૂ, આ અન્યનુ, હુ રાજા–હુ શેઠ વિગેરે વિષયના વેગથી યુક્ત થયો છતો પણ નિર્વેદને લીધે બહુ દુ ખી થઇ રહે છે–આ નિર્વેદ અને આસ્તિક્યતા પરમ ગુરૂદેવે જે તત્ત્વોપદેશ આપ્યો હોય તેમા પૂર્ણ શ્રદ્ધા રાખવી અનુકપા–દ્રવ્ય ભાવથી દુ ખી પ્રાણીઓ જોઇ તેના ભલા માટે શક્ય પ્રયત્ન કરવો તેમજ મનથી આર્દ્ર પરિણામ રાખવા તેથી યથાપ્રવૃત્તિરૂપ પ્રથમ ભયગર્ભિત' વૈરાગ્ય અપૂર્વકરણ તે તત્ત્વ સમજવાની ઇચ્છા, ત્યાર પછી અનિવૃત્તિકરણ રૂપ મોહમાયાની ગ્રથીને ભેદવારૂપ કાર્ય કરીને સમ્યગ્દર્શનને પ્રાપ્ત કરે છે તે પ્રથમ

ધર્મ સન્યાસ ( વશીકરણ ) નામનો વૈરાગ્ય જાણવો ૧૫

तत् परपुरुषख्यातेर्गुणवैतृष्ण्यम् ॥ १–१६ ॥

ભાવાર્થ–ત્યારપછી વશીકરણ વૈરાગ્ય પછી આગળ વધતો યોગી પુરૂષખ્યાતિ–આત્માના ગુણો–સ્વરૂપનુ જ્ઞાન થવાથી પૂર્ણ ચારિત્રવત આત્મધર્મમા રમણતા કરનારા યોગીને પુદ્ગલોના ભોગાદિક ગુણોમા વૈરાગ્યરૂપ તાત્વિક ધર્મસન્યાસ રૂપ પ્રમત્ત ગુણસ્થાનથી આગળ વધીને અપ્રમત્ત ગુણસ્થાનક, અપૂર્વકરણ, અનિવૃત્તિકરણ ( બાદર નિવૃત્તિકરણ ), સૂક્ષ્મ સપરાય, ઉપશાતમોહ વા ક્ષીણ મોહ વિગેરે આત્મ–ગુણશ્રેણી ચઢીને ઉપશમ વા ક્ષાયિક ભાવે ગુણની પૂર્ણતા મેળવી ગુણોના કાયરૂપ વિવેક જ્ઞાનથી પુદ્ગલભોગ માન અહતારૂપ તૃષ્ણાનો ક્ષય–અભાવ થવામા કારણ તે પરવૈરાગ્ય કહેવાય છે ॥ ૧–૧૬ ॥

वितर्कविचाराऽऽनन्दाऽस्मितास्वरूपाऽनुगमात्संप्रज्ञात॰ ॥ १७ ॥

ભાવાર્થ.—જ્યારે પરપુદ્ગલ તૃષ્ણાના ક્ષય રૂપ પર વૈરાગ્ય થાય ત્યારે આત્મજ્ઞાની યોગી અપૂર્વ વીર્યવડે તેમજ આત્મરૂપવડે સપ્રજ્ઞાત સમાધિને પામે છે તે સપ્રજ્ઞાત સમાધિ ચાર પ્રકારની છે વિતર્કાનુગમ, વિચારાનુગમ આનદાનુગમ અને અસ્મિતસ્વરૂપાનુગમ અનુગમ એટલે સબધ તેથી જે નિરોધ તે સપ્રજ્ઞાત કહેવાય છે તે આ પ્રમાણે, " अध्यात्मऽऽभावना ध्यान, समता वृत्तिसक्षय " શ્રી

યોગબિંદુમા અધ્યાત્મ, ભાવના, આધ્યાન, સમતા અને વૃત્તિ સક્ષય–આ પાચ પ્રકારના યોગ મોક્ષ પ્રાપ્તિના સાધનો છે તેમા પ્રથમ મૈત્રી આદિ ભાવના સાથે ઉચિત વ્રતાદિ ધારણ કરી શાસ્ત્ર-વડે જીવાજીવ તત્વના વિચારને વિવેકપૂર્વક ભાવવો તે અધ્યાત્મ યોગ (૧) નિરતર ચિત્તવૃત્તિ રોધવાનો અભ્યાસ વધારવો જેથી ચિત્તને આત્મસ્વરૂપ ચિતવવાની જાગૃતિ થાય તે ભાવના (૨) પ્રશસવા યોગ્ય આલબનોમાથી પરમદેવ–ગુરુ–ધર્મ–તીર્થ વિગેરે કોઇ વસ્તુનુ આલબન લઇ તેમા નિર્વાતદીપક વા ચદ્રકાત મણીની પ્રભાની પેઠે સ્થિર રહી સકલ્પ–વિકલ્પનો ત્યાગ કરી ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યરૂપ દ્રવ્યની ત્રિપદીના સૂક્ષ્મ ઉપયોગ રહે તેવુ સ્થિર ચિત્ત કરવુ તે આધ્યાન (૩) મિથ્યાત્વરૂપ અવિદ્યાથી કલ્પેલી અનુકૂલ વા પ્રતિકૂલ પદાર્થોમા ઇષ્ટ અને અનિષ્ટ સજ્ઞાનો ત્યાગ કરી સુખદુ ખકારક પદાર્થોમા સમત્વભાવ રાખવો તે સમતા કહેવાય (૪) મનવડે સકલ્પવિકલ્પનો ત્યાગ કરવો અને શરીરવડે હલનચલન ક્રિયાનો ત્યાગ કરવો તેમ જ અન્ય સયોગરૂપ વૃત્તિનો નિરોધ કરવો તે વૃત્તિસક્ષય નામે યોગ કહેવાય (૫) આ વૃત્તિ સક્ષય યોગના સપ્રજ્ઞાત અને અસપ્રજ્ઞાતયોગ બને ઘટી શકે છે વૃત્તિનો સક્ષય એટલે આત્માને લાગેલા મોહમાયારૂપ કર્મોનો નાશ કરવો તે વૃત્તિ–સ્થૂલ અને સૂક્ષ્મ એ મનની ચેષ્ટા જાણવી, આવી ચિત્તવૃત્તિનો હેતુ કર્મસયોગની યોગ્યતા છે અને તે મિથ્યાત્વ અવિરતિ કષાય યોગરૂપ છે તે ક્ષય કરવાથી અપૂર્વવીર્યવડે ઉત્કૃષ્ટ મોહનીય કર્મગ્રથીનો ભેદ કરી,–

તે કર્મદલનો ક્ષય કરી, અપૂર્વકરણગુણસ્થાનક, અનિવૃત્તિ, સૂક્ષ્મસંપરાય વિગેરે ગુણસ્થાનકે કર્મપ્રકૃતિના બંધને તેવા તેવા હેતુરૂપ ગુણશ્રેણિથી ક્ષય કરનો પ્રથમ પૃથકૃત્વવિતર્કસવિચારરૂપ બીજો એકત્વવિતર્કઅપ્રવિચારરૂપ શુકુલધ્યાનના પ્રથમ બે પાયા સુધી યથાખ્યાત ચારિત્રરૂપ ક્ષીણમોહને કરે છે ત્યાં સુધી સંપ્રજ્ઞાત સમાધિ હોય છે, કારણકે ત્યા ચિત્તવૃત્તિ તથા બાહ્ય પદાર્થોનુ સમ્યગ્ આગમ જ્ઞાન હોવાથી તેને સંપ્રજ્ઞાત થાય છે કહ્યુ છે કે–" समाधिरेष एवान्यैः, संप्रज्ञातोऽभिधीयते । सम्यक्प्रकर्षरूपेण, वृत्त्यर्थज्ञानतस्तथा " ॥१॥ યોગબીંદુ ગાથા ૪૧૮ અર્થ–વૃત્તિ–ચિત્તપરિણામ અને બાહ્ય અર્થના સમ્યગ્ જ્ઞાનવડે દ્રવ્ય તથા પર્યાયનુ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યરૂપે સૂક્ષ્મસ્વરૂપની ભાવના ભાવીને યથાખ્યાત ચારિત્રને મેળવે તે સંપ્રજ્ઞાત સમાધિ કહેવાય છે વિતર્ક વિચારાનંદાસ્મિતા નિર્ભાસ એટલે સંકલ્પ વિકલ્પનો ત્યાગ કરીશુદ્ધ આત્મદ્રવ્યના વિચાર ધ્યાનવડે આનંદનો અનુભવ કરતા તેમા સ્થિરતા કરવી તેથી શુકલધ્યાનનો ભાવ અનુભવાય છે નિશ્ચય નયના આલંબનથી અહીંયા–આવી અવસ્થામા "का अरइ के आणंदे ! इत्थ पि अग्गह चरे" અરતિ એટલે શુ ? આનંદ એ શુ ? ઇત્યાદિ ભેદ વિના તેમ જ આગ્રહ વિના આત્મગુણમા વિચરે છે આવી ભાવનાથી ક્ષપકશ્રેણિએ ચઢીને કેવલજ્ઞાન પ્રાપ્ત થાય ત્યા સુધી સંપ્રજ્ઞાત યોગ જાણવો ॥૧–૧૭॥

અસંપ્રજ્ઞાત સમાધિ પ્રાપ્ત કરવાનો કયો ઉપાય તથા તેનુ શુ લક્ષણ ?

વાસુપૂજ્ય ત્રિભુવન ધણી,

ઇશ્વરનુ પ્રણિધાન, મેવાજ્ઞન્નિ સ્વરૂપવિચારણા, ત્રણ યેગે ચિત્તની સ્થિરતા થાય અને અનુક્રમે સપ્રજ્ઞાત તથા અસપ્રજ્ઞાત યોગ સિદ્ધ થાય છે ॥ ૧-૨૩ ॥

क्लेशकर्मविपाकाशयैरपरामृष्टपुरुषविशेष ईश्वरः ॥१-२४॥

ભાવાર્થ—ક્લેશ-માનસ તથા કાયિક દુખને ઉત્પન્ન કરનારા દ્રવ્ય તથા ભાવકર્મ-મિથ્યાત્વ, અવિરતિ, કષાય તથા મન-વચન-કાયા સબધી યોગવડે થતી મલિન ચિત્તવૃત્તિથી આત્મા આઠ પ્રકારના જ્ઞાનાવરણીય આદિ કર્મદલને ગ્રહણ કરીને રાખેલા હોય તેને તથા તે કર્મને વિપાકકાલે ઉદયમા આવીને અનેક પ્રકારના શુભ વા અશુભ ફલને આપે છે આવા પ્રકારના જે કર્મસમુદાયને જેમને આત્મશુદ્ધોપયોગવડે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર યોગને અપ્રમત્તભાવે આરાધી ઘાતિ અઘાતિ કર્મને ક્ષય કર્યો હોય, અને જે કેવલ જ્ઞાન દર્શન આદિ આઠ ગુણ યુક્ત અશરીરીસિદ્ધ પરમાત્મા અને જેઓએ ચાર ઘાતિ કર્મને ક્ષય-ઘાત કર્યો હોય તે અરિહત કેવલી વા તીર્થંકર યોગીદ્ર પરમાત્મા પરમેશ્વર મહાદેવ શિવશકર સ્વયભૂ નામથી આપણે સબોધીએ છીએ તે ઇશ્વર-લોકોત્તર પુરૂષ વિશેષ છે, પણ કોઇ જગતના કર્તા કે જગત જીવોને સુખ દુખનો સબધ કરાવનારા નિત્યેશ્વર નથી કહ્યું છે કે—

यस्य सङ्क्लेशजननो, रागो नास्त्येव सर्वथा ॥
न च द्वेषोऽपि सत्त्वेषु, शमेन्धनदवानल. ॥ १ ॥
न च मोहोऽपि सज्ज्ञान-च्छादनोऽशुद्धवृत्तकृत् ॥
त्रिलोकख्यातमहिमा, महादेव : स उच्यते ॥ २ ॥

અષ્ટકજી

અર્થ —જેઓનો સસાર સબધિ ક્લેશના કારણરૂપ રાગ સર્વથા નાશ પામ્યો છે અને શમતા ભાવરૂપ ધર્મને બાલવામા દાવાનલ સમાન દ્વેષ પણ કોઈ જીવાજીવ ઉપર જરા પણ નથી, તેમજ સમ્યગ્જ્ઞાન દર્શન ચરિત્રને ઢાકનારો અશુદ્ધ વૃત્તિવાલો મોહ પણ જેમને નથી અને આ જ કારણથી ત્રણ જગતમા જેઓનો મોટો મહિમા પ્રખ્યાત છે તે જ સર્વજ્ઞ-સર્વદર્શી આત્મા વિશેષ હોય તે મહાદેવ-ઇશ્વર કહેવાય તેમની પૂજા, ભક્તિ, ધ્યાન, જપ, તપ વિગેરે વડે પણ ક્લિષ્ટ ચિત્તવૃત્તિનો રોધ થાય છે અને દૃષ્ટા રૂપ આત્મા ક્રમે ક્રમે સ્વરૂપમા સ્થિર થાય છે ॥ ૧-૨૪ ॥

सूत्र-तत्र निरतिशय सर्वज्ञबीजम ॥ १-२५ ॥

ભાવાર્થ —જે સર્વજ્ઞપણુ સાધારણ સર્વ જીવોમા નૈગમનય ની દૃષ્ટિથી ભાવી થનારા સર્વ ઇશ્વરોમા અ શ બીજરૂપે અવધિ અને પર્યંવ રહેલુ છે તેમા તથા મતિજ્ઞાન શ્રુતજ્ઞાનરૂપે જે જે આત્માઓને ક્ષયોપશમ ભાવનાથી વ્યક્ત વા અવ્યક્ત રૂપે રહેલુ છે તે જ્ઞાન જ્યારે સર્વ ઘાતીકર્મનો ક્ષય થાય

ત્યારે પૂણૅપણે લોકાલોકને પ્રકાશ કરવા માટે સમર્થ થાય છે ત્યારે આત્મા પૂર્ણ સર્વજ્ઞ ઇશ્વરપણે ઓળખાય છે અવધિ જ્ઞાન તથા મન પર્યવજ્ઞાન વિગેરે ક્ષયોપશમભાવે પ્રગટ થનારા જ્ઞાનો પણ સર્વજ્ઞતાના અશ( બીજ )રૂપે જ છે અને અતિ ક્ષુદ્રજીવો કે જે કીડીઓ અથવા વનસ્પતિ આદિ અતિ સૂક્ષ્મ જીવો છે તેઓમા પણ જ્ઞાન અનતમા ભાગે (અનતમા અશે-બીજરૂપે) રહેલુ છે લોકપ્રકાશમા જણાવે છે કે—

जीवस्य ज्ञस्वभावत्वात्, मतिज्ञान हि शाश्वतम् ।
ससारे भ्रमतोऽनादौ, पतित न कदापिऽपि यत् ॥१॥
अक्षरस्याऽनतभागो, नित्याद्घटिन एव हि ।
निगोदिनामपि भवे-दित्येतत्पारिणामिकम् ॥ २ ॥

અર્થ —જ્ઞાન જીવનો ગુણ-સ્વભાવ હોવાથી મતિજ્ઞાન બીજરૂપે ( અશરૂપે) શાશ્વત છે, કારણ કે સસારમા અનાદિકાલથી ભ્રમણ કરતા છતા પણ કોઈ વખત સર્વથા તે જ્ઞાનશક્તિ ( જે બીજરૂપ છે તે ) કાપિ પણ અવ રાતી જ નથી, અક્ષર-ક્ષય નહિ થનારુ સર્વજ્ઞપણુ છે તેનો અનતમો ભાગ હમેશા સવ જીવોને ઉઘાડો રહે છે નિગોદમા અતિશય સૂક્ષ્મ શરીરીપણે રહેલા ક્ષુદ્ર જીવોમા પણ જ્ઞાનના અશ પરિણામિક ભાવે રહે છે તે બીજ રૂપે રહેલુ જ્ઞાન અત્યત અતિશય વિનાનુ છે, પણ અભાવરૂપે નથી એમ માનવુ આ જ કારણે સર્વ જીવો પ્રત્યે, મૈત્રી કારુણ્ય માધ્યસ્થ્ય તથા ગુણવતો પ્રત્યે પ્રમોદ આદિ ભાવના રાખવી જોઈયે॥ ૧-૨૫॥

માટે ન કરવો ? માટે સર્વકર્મનિમુક્ત સિદ્ધ પરમાત્માને તથા મોહનિય આદિ ઘાતિ કર્મનો નાશ કરનારા અરિહંતને ઇશ્વર તરીકે માનવા એ ન્યાય છે ઉપાસના કરવા માટે તે જ યોગ્ય છે, કારણ કે ત્યાજ કેવલજ્ઞાન આદિસર્વ ગુણોનો પૂર્ણ પ્રકાશ થયેલો છે (૧) જગતકર્તાપણુ જો એક પુરૂષમા સ્વીકારાય તો જગતની રચના કરવામા સમવાયી કે નિમિત્ત કારણભુત ઇશ્વર છે ? જો તે ઇશ્વર સમવાયી કારણ હોય તો ઇશ્વર જગતરૂપ થઈ અનેક પ્રકારના સુખ દુ ખ ભોગને અને નારક તથા દેવરૂપ પણ થઇને અનેક પ્રકારના વિચિત્ર ભાવને નટની પેઠે ધારણ કરે, તે માનવુ અનિષ્ઠ છે કારણ કે તેથી સર્વ જીવો ઇશ્વરરૂપ થઇ શકે અ શરૂપ હોવાથી જીવથી ભિન્ન ઇશ્વરની અસિદ્ધિ થઇ જાય છે વળી અસમવાયી કારણ સ યોગરૂપ હોવાથી તે અનિત્ય છે કારણ કે કાર્ય નષ્ટ થયે છતે અસમવાયી કારણનો પણ નાશ થાય છે તેથી ઇશ્વરમા તે કારણ પણ ઘટતુ નથી હવે નિમિત્ત કારણ જો ઇશ્વરમામાનીએ તો જગતથી ભિન્ન શરીરધારી ઇશ્વર સ્વીકારવો જોઇએ કાર્ય કરવામા શરીરધારી કર્તાનો વ્યાપાર વ્યાપ્ય વ્યાપક ભાવ માનવો પડે તેવુ ઉપકારી ઇશ્વરમા સ ભવતુ જ નથી જીવોને દુ ખ આપવાનો આરોપપણ તેઇશ્વર ઉપર આવે છે તેથી (૨) વળી ઇશ્વરનુ એકપણુ માનવુ તે પણ અસ ગત છે, કારણ કે સિદ્ધ ઇશ્વરો અનેક છે, અનાદિ ઇશ્વર એક છે એમ કહેનારાઓને જણાવીએ છીએ કે—સિદ્ધથી અ ય જે સ સારી જીવો છે તેમનો જ્યા અત્ય તાભાવ છે તેવા ઇશ્વરોનુ જે જ્ઞાનાદિ

અતિશય રૂપ એકત્વ સવ સિદ્ધોમા અનેકપણુ હોવા છતા તિર્યાક સામાન્યતા હોવાથી એકત્વનો બાધ કરતુ જ નથી તેથી અહીં સખ્યારૂપ એક શબ્દનુ પ્રયોજન નથી અથવા અપેક્ષાએ અનેકપણુ હોય તો પણ સ્વરૂપાસ્તિત્વ અને આશ્રયતાની સાદશ્યાસ્તિત્વમા અભેદ વૃત્તિનુ સર્વત્ર પ્રસિદ્ધ પણુ છે, માટે સામાન્ય ધર્મની અપેક્ષાએ એકપણુ છે પણ ઇશ્વરરૂપ એક વિશેષ વ્યક્તિ સિદ્ધ થતી નથી (૩) વળી કાળથી અભિન્ન ઇશ્વરની ઉપાસના ઇચ્છવા યોગ્ય નથી કારણ કે તેવા એક ઇશ્વરમા સર્વજ્ઞપણાનો તથા કર્તાપણાનો અસભવ હોવાથી નિત્ય મુક્ત ઇશ્વરની સિદ્ધતામા કોઈ પણ પ્રમાણ મળતુ જ નથી, માટે—"नित्यमुक्त ईश्वर "નિત્યમુક્ત ઇશ્વર છે એમ બોલવામા પણ " वदनोव्याघात " પ્રતિજ્ઞા હાનીરૂપ વચનનો વ્યાઘાત આવે છે, કારણ કે જે બધાયેલ હોય તેને જ મુક્તપણુ સભવે છે, જે બધાયેલો નથી તેને મુક્તપણુ કેવી રીતે સભવે? માટે પૂર્વે જેને કર્મ-કલકનો બધ હોય તે જ સયમ-જપ-તપ-ધ્યાન-સમાધિયોગે મુક્તતા મેળવે છે, આવી અનાદિ વ્યવસ્થા છે એમ ન હોય તો ઘટ-પટ આદિ જડ વસ્તુ કે જેમને પૂર્વ કર્મબધ નથી હોતો તેમને પણ નિત્યમુક્ત કહેવામા શા માટે ન આવે? અનાદિ શુદ્ધ ઇશ્વરની કલ્પના પણ પ્રવાહની અપેક્ષાએ સ્યાદ્વાદદૃષ્ટિથી સિદ્ધ પરમાત્મામા જ આવી શકે છે આ સબધી શ્રીમાન્ હરિભદ્ર સૂરીશ્વરજી અનાદિવિશિકામા જણાવે છે કે—एसो अणाइम् चिय,

सुद्दो य तओ अणाइ सुद्दोत्ति । जुत्तो य पवाहेण,ण अन्नहा सुद्द या सम्म ॥ १ ॥ अनादिविंशिका (१२) અર્થ-જે ઈશ્વર મુકત થયા ત્યાથી અનાદિ અવસ્થાવાન્ અને શુદ્ધ છે તેજ સિદ્ધ પરમાત્મા પરમ શુદ્ધ જ છે, તે જ મુક્ત છે, કારણ કે પ્રવાહનાં અપેક્ષાએ અનંત સિદ્ધોમા મળવે છે પણ નિત્ય મુક્ત ઇશ્વર વિગેરેમા શુદ્ધતા ઘટતી જ નથી (૪) અનુગ્રહની ઈચ્છા પણ ત્યા ઘટતી નથી અનુગ્રહ-મહેરબાની કરવી અર્થાત સેવકની ઇચ્છા પૂર્ણ કરવી તે રાગ દ્વેષવાળા દેવોમા ઘટે છે પરંતુ વીતરાગ પરમાત્મામા પુદ્‌ગલભાવની પૂર્ણતા કરવી તે ઘટતુ જ નથી, પણ પરમાત્માનુ ધ્યાન તથા ચિંતવન કરનાર યોગીને સમ્યગ્ દર્શન ને જ્ઞાનચરિત્ર ક્ષયોપશમભાવે વા ક્ષાયિક ભાવે પ્રગટે તેમા પુષ્ટાવલંબન રૂપ નિમિત્ત પરમાત્મા હોવાથી તેમનો અનુગ્રહ ઉપચારથી કહેવાય, કારણ કે ધ્યાનના બળથી યોગી અપુનર્બંધક (ફરીથી સંસાર ભ્રમણ રૂપ કર્મબંધનનો જેમા અભાવ થાય) તેવી આત્માની શુદ્ધતા મેળવે અને સદાચાર રૂપ પાચ મહાવ્રત વા ક્ષપક શ્રેણીયુક્ત ચારિત્ર પણ મેળવે તે ઈશ્વર-પરમાત્માની કૃપા સમજવી (૫) સર્વજ્ઞપણુ રાગ, દ્વેષ, કામ, ક્રોધ, માન, માયા અને લોભ વિગેરે દોષો હોય તેવા ઇશ્વરમા ઘટતુ જ નથી, પરંતુ જ્યા તેવા દોષ ન હોય અને જ્ઞાનાવરણીય આદિ ઘાતિ કર્મોનો જ્યા ક્ષય થયો હોય તેવા વીતરાગ પરમેશ્વરમા જ ઘટે છે અને ઉપાસનાદિક પણ વીતરાગ દેવ ઇશ્વરમા જ ઘટે છે તેથી સર્વ કર્મ મેલનો વિનાશ કરનારા ઇશ્વરની ઉપાસના કરવી તેજ યોગ્ય છે ॥ ૧-૨૬ ॥

सूत्र–तस्य वाचक प्रणव ॥ १–२७ ॥

ભાવાર્થ—તે પરમાત્માનો વાચક શબ્દ પ્રણવમય છે કે જે ધ્યાનમા ઉચ્ચાર કરતો પરમાત્માના ધ્યાનમા ધ્યાતા અને ધ્યેયમા એકરસતા કરાવે છે તે પ્રણવ મ ત્ર ॐ अर्हं महावीर છે તેના યોગે ચિત્તવૃત્તિ જે બાહ્ય ભાવ કલુષિત હોય તે હળવે હળવે શુદ્ધ થઈ પરમાત્માના સ્વ રૂપનુ ભાન કરાવે છે ॥ ૧–૨૬ ॥

सूत्र–तज्जपस्तदर्थभावनम् ॥ १–२८ ॥

ભાવાર્થ—તે પ્રણવ–ઓકારનો જપ અને તદર્થ પ્રણવયુક્ત પરમાત્માનુ ધ્યાન કરવુ જેથી તે સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રનુ ઉદ્બોધન કરી અનુક્રમે કિલષ્ટ ચિત્ત વૃત્તિનો રોધ કરવામા સહાયક થાય છે ૨૮

सूत्र तत प्रत्यक्चेतनाऽधिगमोऽप्यन्तराऽपायाभावश्च १–२९

ભાવાર્થ—ઇશ્વરના પ્રણિધાનથી આત્માનો સાક્ષા ત્કાર થાય છે અને વિઘ્નોનો પણ અભાવ થાય છે અર્થાત્ પ્રણવથી યુક્ત પરમાત્માનો જપ અનુક્રમે સમ્યગ્ જ્ઞાન–દર્શન અને ચારિત્ર ગુણને વ્યક્ત કરતો કરતો આત્માના સહજ સ્વરૂપને પણ કઈક અશે પ્રત્યક્ષ કરાવે છે, કારણ કે ઇશ્વરનુ જેવુ શુદ્ધ સ્વરૂપ છે તેવુ આત્માનુ પણ છે તે કર્મરૂપ માયાથી દબાયેલુ છે તે પરમાત્માના જપ–ધ્યાનવડે પરમાનુ સ્વરૂપ સમજાય ત્યારે આત્માનો પણ સમાન ધર્મ હોવાથી હુ પણ તેવા સ્વરૂપવાળોજ છુ,

એમ ભાવના થાય છે જેમકે–" નિજ સ્વજાતીય સિંહ નિહાળી અજ વૃંદ ગત હરિ ચેત્યો, નિજ સ્વજાતીય સિદ્ધ સંભાળી જીવ સ્વપરમાં વહેતો હો ચિદ્‌ઘન ચંદ્રપ્રભ પદ રાચ્યું " ॥ શ્રી ગુરૂદેવ શ્રી બુદ્ધિસાગર સૂરીશ્વર ચંદ્રપ્રભ જિનની સ્તવના કરતાં જણાવે છે કે–અજ–બકરાના ટોળામાં જીવનના આરંભથી રહેલો સિંહ જ્યારે વનમાં રહેલા સિંહને દેખે છે ત્યારે જેમ બીજા બકરા ભયથી નાશી જાય છે તેમ તે પણ નાસવા લાગ્યો પણ જ્યારે તે સિંહના અને પોતાના સ્વરૂપને સમાન જાણ્યું ત્યારે તે પણ સ્વજાતીય સિંહની પેઠે સ્વતંત્ર થયો તેવી રીતે પર માત્માના સ્વરૂપને જોઈએ ત્યારે તે ધ્યાનના અભ્યાસ યોગે આત્મા પણ પરમાત્મા થાય છે " जीवो वै शिवो जायते " ॥ તેમજ આવતા અંતરાયો પણ નષ્ટ થાય છે ॥ ૧–૨૯ ॥

તે અંતરાયનાં સંખ્યા કહે છે–

सूत्र–व्याधि स्त्यान संशय प्रमादालस्याऽविरतिभ्रान्तिदर्शनालब्ध भूमिकत्वाऽनवस्थितत्वानि चित्तविक्षेपास्ते अन्तरायाः ॥ ३० ॥

ભાવાર્થ—વ્યાધિ–શરીરના રોગ, સ્ત્યાન–ચિત્તનું મંદપણું–સંશય કાર્ય સિદ્ધ થશે કે નહિ થાય, પ્રમાદ ઉત્સાહપૂર્વક પ્રવૃત્તિ ન કરવાદે, આલસ્ય–શરીર અને ચિત્તના ગુરૂત્વને લીધે પ્રવૃત્તિનો અભાવ તથા આત્મસ્વરૂપ ઇશ્વરભક્તિ ન કરવાદે અવિરતિ–ઇંદ્રિયોના વિષય ભોગનો ત્યાગ ન કરવો તે, ભ્રાંતિદર્શન–વિપરીત બોધ (મિથ્યાત્વ)ની અલબ્ધ

ભૂમિકત્વ-મોહાદિકારણે ચારિત્ર યોગની સાધના છતા પણ આત્મ દર્શનરૂપ યોગ-ભૂમિકાનો લાભ ન મેળવે તે અનવસ્થિતત્વ-ચિત્તમાથી ક્લિષ્ટતા ન જવાથી સ્થિરતાનો અભાવ, આ નવ વિક્ષેપો મિથ્યાત્વ અવીરતિ કષાય તથા યોગરૂપ ચિત્તવૃત્તિને વ્યાકુલ કરે છે, તેથી, અ તરાય કહ્યા છે તે આત્મ ચરિત્રયોગમા અ તરાય કરનારા હોવાથી ચારિત્ર મોહનીય કર્મરૂપે જાણવા ૧-૩૦

सू०-दु ग्वदौर्मनस्याङ्गमजयत्वश्वासप्रश्वासानिसेपमहभुव ॥ १-३१ ॥

ભાવાર્થ—દુ ખ ત્રણ પ્રકારનુ છે મનના દુષ્ટ પરિણામ આદિ સાત ભયથી ઉત્પન થતુ તે આધ્યાત્મિક, પાચ ભૂતોના પ્રકોપથી વા સર્પ પશુ આદિના દેખાવાથી રોગ મરણભય ઉપજે તે આધિભૌતિક અને પૂર્વકૃત પાપોદયથી દેવાદિના કોપથી મનની સ્થિરતા ન થવા દે આધિદૈવિક દૌર્મનસ્ય-ઇષ્ટ વસ્તુના લાભના અભાવે આર્ત્તધ્યાન થવુ અનિષ્ટ વસ્તુના સ યોગે રૌદ્રધ્યાનનુ થાવુ તે અ ગમેજયત્વ-વાતાદિક રોગના કારણે શરીરનુ કપવુ શ્વાસ-પ્રમાણથી અધિક શ્વાસ ચાયે તે પણ એક રોગથી ઉપજે છે પ્રશ્વાસ પ્રમાણથી અધિક ઇચ્છા વિના અ દરના વાયુનુ બહાર નીકળવુ તે પણ આત્મસમાધિમા આવવા માટે મનની સ્થિરતા ન થવા દે તેથી તેઓ વિક્ષેપના મિત્ર

કોઇપણ આત્મા પાપકર્મ કરીને નરક આદિ યોનિમા દુખ ન ભોગવો અને સર્વ કર્મ મલને દુર કરીને પરમ સદ્ચિત આનદરૂપ મોક્ષ સુખ ને અનુભવો આવી જે ભાવના તે મૈત્રીભાવના જાણવી, (૧) આત્મગુણને હાની કેનારી જે અજ્ઞાન મિથ્યાત્વ અવિરતિ કષાય આત્માના અશુભયોગ વડે હિસા મૃષાવાદ ચોરી મૈથુન આદિ જે જે દોષો છે તેને નાશ કરીને સમ્યગદર્શન જ્ઞાન ચારિત્રની આરાધના વડે કર્મનો ક્ષયોપશમ વા ક્ષય કરીને જગતમા રહેલી વસ્તુઓ કે જે ભોગ્યરૂપે છે તેમા યથાર્થ બોધ થાય એટલે ભોગ્ય વસ્તુ આત્મસ્વરૂપથી ભિન્ન છે જડ છે ત્યાજ્ય છે આવા ભાવથી ભોગ કામનાનો ત્યાગ કરી આત્મસ્વરૂપમા ઉત્કૃષ્ઠ ચારિત્રને આરાધે છે એવા પુરૂષોને જોઇ સાભળી તેમની સ્તુતિ કરવી, વદન કરવુ, સેવા-ભક્તિ કરવી અને આત્માને આલ્હાદ આપવો તેવા ગુણ પ્રાપ્ત કરવાની જે આત્મભાવના કરવી ગુણવત પ્રત્યે પક્ષપાત કરવો તે પ્રમોદ ભાવના જાણવી (૨) દીન દુખી અજ્ઞાની ભય પામેલા અને ભુખ્યા તરસ્યા રોગી એવા પ્રાણીને દુખથી છોડાવવાની પ્રવૃત્તિ કરવી તથા મૃત્યુ આદિમા સપડાયેલા જીવોને છોડાવવા તેમ જ પોતાની રક્ષા માટે માગણી કરનારા જીવોને મદદ કરવી દુખથી મુક્ત કરવા માટે યોગ્ય પ્રવૃત્તિ કરવી તથા તેવા પ્રકારે પ્રવૃત્તિ કરવી તે કરૂણા ભાવના જાણવી ( ૩ ) જે જીવો ક્રુર પાપકર્મમા રક્ત થયેલા છે અને પરભવમા માનતા

ન હોવાથી દુ ખનો ભય ન હોવાથી શકા વિનાના નિર્ભય છે અને તે જ કારણથી પરમાત્મા સદ્ગુરૂ ધર્મ તથા ધર્મિ જીવોની નિંદા કરે અને ઉપસર્ગ કરે આવા જે પાપી જીવો છે તે પોતાનુ બળ શક્તિ અને પક્ષ વડે અભિમાની થઈને આત્મગૌરવ ( પ્રશસા ) કરે તેઓ ઉપર પણ મધ્યસ્થતા ધરવી તેને ઉપેક્ષા વા માધ્યસ્થ ભાવના કહેવાય છે આચાર ભાવનાથી આત્મગુણને ભાવતો સદબુદ્ધિવત આત્મા વિક્ષેપકષાયાદિક કારણથી તુટતી આત્મધ્યાનની ધારાને સાધીને સ્થિરતા પ્રાપ્ત કરે છે તે જ કારણે આ ચાર ભાવનાઓથી સર્વ જીવોનુ ભલુ કરવાની જે વૃત્તિ તે મૈત્રી અજ્ઞાની દુખીના દુખો દુર કરવા તે કરૂણા ગુણવત ધર્મીઓની ઉપર શ્રદ્ધાપ્રેમભક્તિ કરીને ખુશી થાવુ છે પ્રમોદ નિર્દય શઠ જીવો ઉપર દ્વેષ ન કરવો તે મધ્યસ્થતા આ ચાર ભાવના ભાવનાર આત્મ યોગી પ્રમત્ત પ્રમત્ત દશાના સાધુ તથા દેશ વિરતિ શ્રાવક સમ્યગ દર્શનધારિ વિગેરે આત્માઓ આગળ વધના પરમ ઉત્કૃષ્ઠ ભાવને પામી ચિત્તની શુદ્ધિ કરીને સપ્રજ્ઞાન સમાધિ તથા છેવટે અસપ્રજ્ઞાત સમાધિ ,યોગને પામે છે -૧-૩૩ ॥

सूत्र-प्रच्छर्दनविधारणाभ्या ना प्राणस्य ॥ १-३४

ભાવાર્થ—પ્રાણ ને સ્થિર કરવાથી પણ ચિત્તવૃત્તિ સ્થિર થાય પણ અહિયા ભાષ્યકાર પ્રાણ એટલે કોઠામા રહેલો વાયુ કે જેથી શ્વાસોશ્વાસ લઈ ને જીવનનો નિવાહ

કરાય છે તેને રેચક પુરક કરીને કુભક કરવો એટલે કોઠામા સ્થિર કરવો તેથી ચિત્તવૃત્તિની સ્થિરતા થાય તેમ કહે છે પણ તે વાત ઠીક નથી ભગવાન શ્રી સુધર્મ સ્વામી આવ શ્યક સૂત્રમા ધ્યાનમા-કાયોત્સર્ગ કરતા આટલા આગારો છુટીઓ આપે છે તે આ પ્રમાણે છે

अन्नत्थ उससिएण निससिएण खासिएण छीएण जभाएण उड्डुएण वायनिसग्गेण भमलिए पित्त मुच्छाए सुहुमेहिं अग संचालेहिं सुहुमेहिं खेलमचालेहिं सुहुमेहिं दिट्ठिसचालेहिं एव माइएहिं आगारेहि अभग्गो अवि राहिओ हुज्जमे काउमग्गो जाव अरिहताण भगवताण नमुक्कारेण न पारमि तावकाय ठाणेण मोणेण झाणेण अप्पाण वोसिरामि ॥

અર્થ-અત્ર કાયોત્સર્ગે એટલે કાય-શરીરનો મારા પણાની બુદ્ધિથી ત્યાગ કરવામા અન્ય સર્વ કાયિક વાચિક માનસિક વ્યાપારનો ત્યાગ કરવામા પણ નીચે જણાવેલા આગાર છુટી ઓરાખુ હુ તે આપ્રમાણે ઉંચો શ્વાસ લેવાથી, નીચોશ્વાસ લેવાથી વા મુકવાથી ખાસી ખાવાથી, છીંક ખાવાથી, બગાસુ ખાવાથી, ઓટકાર ખાવાથી અપાનવાત છોડવાથી ભમરી ચડી આવવાથી પીત્ત વડે મુર્છા આવવાથી, અલ્પ અગ ફરકવાથી અલ્પ કફના નીકળવાથી અલ્પ દ્દષ્ટી નાખવાથી ઇત્યાદિ, કારણોથી મારૂ ધ્યાનરૂપકાયોત્સર્ગ ન ભાગે, ન વિરાધાય આ મારૂ ધ્યાન હુ પ્રગટ ભાવે ઉચ્ચાર પૂર્વક નમોઅરિહતાણ ન કહુ ત્યા સુધિ મારે આ ધ્યાનનો

અભિગ્રહ છે તેમા એક સ્થાને મૌન ભાવે ધ્યાન-ધમ ધ્યાનમા રહિને અપ્પાણુ-મારી કાયાને મમત્વ ભાવ સાથે ત્યાગ કરૂ છુ ઉપર કહ્યા તે આગારો રાખવાનુ કારણ શ્રીમાન્ ભગવાન્ ભદ્રબાહુ સ્વામિ અવશ્યક નિર્યુક્તિમા જણાવે છે કે

उम्मास न निरुभइ अभिग्गहिओवि किमुअ चिट्ठाउ ? ।
सज्जमरण निरोहे सुहुमुम्सास, तुजयणाए ॥ १५१० ॥
नास खुअजमिए मा सत्यमणिलो निलम्म ति तुण्हो ।
असमाहीय निरोहे मामसगाई अतो हत्थो ॥ १५११ ॥
वायनिसग्गु डुोए जयणा सद्दाम्म नै वय निरोहो ।
उड्डोएवा हत्थो भमली मुच्छासु अनिवेसो ॥ १५१२ ॥

અર્થ-શ્વાસોશ્વાસ કદાપિ પણ રોકી શકાતો નથી કદાપિ અભિગ્રહ કરવામા આવે કે નાસિકા દાબી દેવામા આવે કે એવી બીજી કોઇ ચેષ્ટા કરવામા આવે તો પણ વાયુનો હઠયોગના અભ્યાસ વિના નિરોધ કરી શકાતો નથી તેથી મરણનો ભય ઉપજે છે તે વાયુથી ત્રસ જીવોનો ઘાત ન થાય તે માટે યતના પૂર્વક મુખ આડો હાથ વા મુહપત્તી રાખી ને કરવા જોઇયે પણ રોકવા નહિ તેમજ જેથી આત્માને અસમાધિ ન થાય તેનો ઉપયોગ રાખવો તેવીજ રીતે ખાસી બગસુ છીંક વિગેરે રોકવા નહિ હવે જણાવવાનુ કે પ્રાણનો અર્થ જે શ્વાસ માત્ર કહેવામા આવે છે તે

યોગ્ય નથી નવતત્વ પ્રકરણમા પ્રાણ દશપ્રકારના જણાવ્યા છે તે આ પ્રમાણે

दसहाजियाणपाणा, इंदिउसासाउजोग। बल्रुवा एगिंदिए सुचउरो, विगलेसुछ सत्त अठ्ठेव ॥१॥ अमन्नि सन्नि पचिंदिए सु नव दस कम्मेण बोधव्वा ॥ तेर्हि सह विप्पओगो जीवाण भन्नए मरणं ॥२॥

અર્થ–દશ પ્રકારના પ્રાણો જીવો ને હોય છે તે આ પ્રમાણે પાચ ઈદ્રિયો સ્પર્શન, રસન, ઘ્રાણ, ચક્ષુ અને શ્રવણ આ પાચ ઈંદ્રિયો શ્વાસોશ્વાસ આયુષ્ય મનબલ, વચન બલ અને કાયબલ એમ દશ પ્રાણ છે તેમા એકેંદ્રિયને ચાર પ્રાણ બે ઇંદ્રિય ને ત્રયેંદ્રિયને અને ચતુરેંદ્રિયને છ સાત તથા આઠ અને સમુર્છીંયને નવ સન્નીગભજને દશ પ્રાણ હોય છે તેમા મનુષ્યને દસ પ્રાણ હોય છે તેમાથી આયુષ્ય તથા શ્વાસોશ્વાસને રોકવાનુ સામર્થ્ય નથી પરતુ પાચ ઇંદ્રિય તથા મન વચન અને કાયા આ ત્રણને દુષ્ટ પ્રવૃત્તિથી રોક વાનુ સામર્થ્ય હોવાથી આત્માને સમ્યગ્ જ્ઞાનદર્શન અને ચારિત્રનો યોગ ગુરૂ ઉપદેશથી પ્રાપ્ત થાય તો પાચેંદ્રિઓ ત્રણ બલને દુષ્ટ પ્રવૃત્તિથી રોકવા પ્રવૃત્તિ કરીને મન વચન કાયાને આત્મ યોગમા જોડવા આત્મવિષય પ્રવર્તાવે તો સમાધિ ભાવને પ્રાપ્ત થાય એ જ પ્રાણાયામનો સાર છે વળી કહેવાય છે કે मन एव मनुष्यणा, कारणबध मोक्षयो એટલે જ આત્મ સ માધિમા મન કાયા તથા ઇદ્રિયોનો નિગ્રહ કરવો જોઇએ આ

સૂત્રની વ્યાખ્યા કરતા શ્રીમાન્ વિવેકાનંદ સ્વામિ પણ 'પ્રાણનો ખરો અર્થ શ્વાસ માત્ર થતો નથી પણ જે શક્તિ આખા જગતમા વ્યાપીને રહેલી છે તેને પ્રાણ કહે છે" અર્થાત્ જગતમા જે જે વસ્તુઓ અસ્તિત્વ તથા જીવનને ધરાવે છે તે બધાથી પ્રાણનો જ વિકાસ થએલો છે "આથી એમ જ સિદ્ધ થાય છે કે જગતના જીવોને જીવનમા ઉપયોગી જે શક્તિ તત્વ તે પ્રાણ કહેવાય, તે જૈન દૃષ્ટિ પ્રમ ણે ઉપર જણાવ્યા તે પ્રાણો જ સંભવે છે પ્રાણ–કોઠાનો વાયુ રોકવાથી મન સ્થિર થાતુ નથી પરંતુ ગભરામણ થાય છે તો પણ હઠયોગના અભ્યાસિઓ હળવે હળવે પવન ઉપર કાબુ લાવે છે તેથી કદાચ શરીરને નિરોગી કરી શકે તેમ જ શરીરને આકાસમા અદ્ધર રાખી શકે વા તેવી જ રીતે આકાશમા ઈચ્છા પ્રમાણે ગમન કરી શકે અદૃશ્ય રહી શકે અન્યની કાયમા પ્રવેશી શકે પણ આત્માને સમાધિમા સ્થિરતા લાવવામા ઉપયોગી પ્રાય નથી થાતા પણ મનની સ્થિરતાથી આત્માને પરમાનંદ થાય છે પરંતુ પવનને રોકવાથી જ મન રોકાય તેવી એકાંતતા તો નથી જ તો પણ અભ્યાસના યોગે શ્વાસોશ્વાસ ઉપર જેટલો સંયમ સહજભાવે થાય તે મન સ્થિર થવામા સહાયક થાય તે વાત પ્રાણાયમ વિષયક સૂત્રમા જોવાશે ॥ ૧–૩૪ ॥

सूत्र–विषयवती वा प्रवृत्ति रुत्पन्ना मनस स्थिति निबन्धनी॥ ॥ १–३५ ॥

ભાવાર્થ—મનની જે પ્રવૃત્તિ છે તે વિષયવતી થઈને મનની સ્થિરતા લાવે છે તેમ સૂત્રકાર તથા ભાષ્યકાર માને છે તો જણાવવાનુ કે વિષય એટલે જે રૂપ રસ ગ ધ સ્પર્શ શબ્દ રૂપભોગો આદિ વિષયોવાળી જે મનની પ્રવૃત્તિ તે ભોગ ભાવને ધારણ કરીને પાચ ઇદ્રિયો મનને આધિન બનાવે છે તેથી તે વિષયોમા મન સ્થિર થાય પણ આત્મ સમાધિનો લાભ ન પામે તો ઉલ્ટુ વધારે ચપલ થાય આર્ત તથા રૌદ્ર ધ્યાન વડે બાહ્ય આત્મદશાવાળા જીવને દુગતીના ખાડામા નાખીને દુ ખી કરે છે માટે મનને સ્થિર કરવા માટે વિષય ભોગની વૃત્તિથી મનને રોકવુ જોઈએ સામાન્યતાએ જો ગ ધ દ્રવ્ય જે નાસિકાથી લેવાય છે તે નાસિકાનો જો સ યમ કરાય તો દિવ્ય ગ ધના પદાર્થો તેની સેવામા હાજર થાય થાય છે રસેદ્રિયનો જો સ યમ થાય તો દીવ્ય ખાદ્ય પદાર્થો તેની સેવામા દેવો હાજર કરે છે રૂપ દેખનારી ચક્ષુ ય દ્રિયનો જો સ યમ કરવામા આવે તો દેવ દેવાગના દિકના રૂપમા ન મુ ઝાય તેથી તેની સેવામા અને દેવેન્દ્રો આવીને તે બ્રહ્મચારિ યોગીંદ્રની સ્તુતિ ગુણ ગણમહિમા કરે છે સ્પર્શે દ્રિયનો જય કરનારા યોગી વિર્ય રક્ષા કરી શકતો હોવાથી ક્રમેક્રમે પુણ્ સમાધિલાભને પામીને દેવે દ્રોથી પણ ન જીતાય તેવા બલ વિર્યને પામીને અપુર્વ આત્માનદને મેળવે છે શબ્દ ઇંદ્રિય ઉપર સ યમ કરનારા યોગીયોને સર્વ જગત મિત્ર ભાવે થાય છે આખા જગતમા કોઈ શત્રુ તેને રહેતો નથી વિષય-

વાળી ચિત્તની પ્રવૃત્તિનો નિરોધ કરનાર યોગીને રહેતો જ નથી પાચે ઇંદ્રિયો ઉપર જેમનો સયમ હોય તે યોગી સપ્રજ્ઞાન સમાધિને ઝટ સાધી શકે છે માટે વિષયવાળી થાતી ચિત્તપ્રવૃત્તિને દૂર કરીને સયમવત કરવી જેથી આત્મા અતરાત્મ દશાને પુર્ણભાવે સિદ્ધ કરીને સપ્રજ્ઞાન યોગની પ્રાપ્તિ કરીને એ અસપ્રજ્ઞાન યોગની ભૂમિમા પ્રવેશે છે માટે વિષયનો ત્યાગ તે જ આત્મ સમાધિનુ એક અગ છે ॥ ૩૫ ॥

सुत्र-विशोका वा ज्योतिष्मति ॥ १-३६ ॥

ભાવાર્થ–સમ્યગ જ્ઞાનવડે વસ્તુતત્વને યથાર્થ રૂપે જાણીને રાજસ તામસ વૃત્તિવાળા આર્ત તથા રૌદ્ર ધ્યાન ને ત્યાગીને સાનુકુળ વા પ્રતિકુલ રૂપે આવેલા સ્તુતિ નાટકાદિ તાડન તર્જન આદિ ઊપસર્ગો પરિસહોને હર્ષ શોક કર્યા વિનાસમભાવે સહે તેવા યોગીઓ મતિજ્ઞાન શ્રુતજ્ઞાન અવધિજ્ઞાનને વિમલ ચારિત્ર યોગથી પામીને ચિત્ત વત્તિને જ્યોતિષ્મતિ પ્રજ્ઞા યુક્ત શુદ્ધ તેજોમય બનાવે છે અને આત્મસમાધિમા સ્થિર થાય ॥ ૩૬ ॥

सूत्र–वीतराग विषय वा चित्तम् ॥ १-३७ ॥

ભાવાર્થ–આત્મસમાધિમા સ્થિરતા કરવા માટે જેમના રાગ દ્વેષ મોહ માયા અજ્ઞાન કામ ક્રોધ આદિ અઢાર દોષ ક્ષય થયા હોય તેમ જ ચાર ઘાતિ કર્મનો સર્વથા ક્ષય કરીને કેવલ જ્ઞાન દર્શન અને યથાખ્યાત ચારિત્રને

સુદેવનુ ધ્યાન કરવાથી પણ આત્મ ચિત્ત વૃત્તિ સ્થિર થાય છે કહ્યુ છે કે –

भवबीजाङ्कुर जनना रागाद्य क्षय मुपागतायस्य ।
ब्रह्मा वा विष्णु र्वा हरो जिनो वा नमस्तस्मै ॥ १ ॥

અર્થ—સંસારના બીજરૂપ આઠ કર્મના સમુદાયરૂપ બીજના અંકુરારૂપ રાગ તથા દ્વેષ જેમાં મુખ્ય છે એવા મોહનીય આદિ ભાવ કર્મનો જેમને ક્ષય થયો છે તેવા નામથી કોઇ પણ દેવ બ્રહ્મા કહેવાતા હોય વિષ્ણુ હોય હર-શંકર હોય બુદ્ધ-જગન્નાથ હોય કે બદ્રીનાથ-નારાયણ વિગેરે નામથી પ્રસિદ્ધ હોય જીન-વીતરાગ નામથી પણ હોય તે સર્વ દેવને મારી ત્રીકરણ યોગે નમસ્કાર હો કારણ એટલુ જ કે તેમના આત્મગુણ આપણા માટે આદર્શ રૂપ થાય તેવા દેવગુરૂનુ ધ્યાન પણ આત્મ સમાધિ માટે આદરવા યોગ્ય છે એ જ કથનીય છે ॥ ૩૯ ॥

सूत्र–परमाणु परम महत्वान्तो अस्य वशीकार ॥ १–४० ॥

ભાવાર્થ—પાંચ ઇંદ્રિયો તથા મન વચન કાયબલ તથા શ્વાસોશ્વાસ ઊપર જેમનો સંયમ છે તેવા યોગીઓ આત્મ સમાધિના બલે ત્રાટક યોગ સિદ્ધ કરે તેવા યોગીને પરમાણુ જેવી સુક્ષમ વસ્તુ મહાનમા મેરૂ આદિ આકાશ આદિ સુધીના મ્હોટા પદાર્થોને જાણી જોઇ સકે છે જીવાજીવને જાણી શકે છે સર્વ રૂપી

દ્રવ્યને પ્રત્યક્ષ કરી પોતાના વશમા આણી શકે પરતુ પરમાણુ આદિને વશ કરવા રૂપ જે વશીકાર શકિત લોકને ચમત્કાર-આશ્ચાર્ય પમાડે છે પણ આત્માને સાચી શાતિ આણદ કરનારી નથી એ જ વિચારવા યોગ્ય છે આપુદગલ શકિતમા જે મુઝાતા નથી તે આત્મસ્વરૂપમા સ્થિર રહે છે પરતુ જો આવી શકિત (લબ્ધિ)ઓમા જો મુઝાય તો આગળ નહિ વધતા પાછા પડે છે ને પોતાનો સસાર વધારે છે, એ જ સમજવાનુ છે ॥ ૧૪૦ ॥

सूत्र–क्षीणवृत्तेरभिजातस्येव मणेर्ग्रहितृग्रहणग्राह्येषु तत्स्थतदञ्जनतासमापत्तिः ॥ १–४१ ॥

ભાવાર્થ—અભિજાત ઉત્તમ જાતિવત મણિ જેમ અનેક પદાર્થોના પ્રતિબિબો જે ગ્રાહ્યભાવે છે તેને ગ્રાહક ભાવે ગ્રહણ કરે છે તો પણ તે તાદાત્મ્ય ભાવે પરિણમ તાનથી તેમ જ જેમને કિલષ્ટ ચિત્તવૃત્તિ ક્ષીણ થવા માડી છે તેવા અભ્યાસી યોગીને સ મ ધમા આવતા સર્વ પદા ર્થોને જ્ઞેયરૂપે ગ્રહણ કરતા છતા આત્માને ભોગ્ય ભાવે પરિણામને પમાડતા નથી તેવા યોગી વિરકતભાવને ધરતા છતા પરમાત્માના સ્વરૂપને ગ્રાહ્ય ભાવે(જ્ઞેયરૂપે) ગ્રહણ રૂપક્રિયા વડે ગ્રાહકસ્વરૂપે યોગી આત્મસ્વરૂપમા એકાગ્રતા કરીને સર્વ બાહ્ય ચિત્તવૃત્તિને દુર કરે છે અને આત્મભાવમા સ્થિર થાય છે તે ને સ પ્રજ્ઞાત સમાપત્તિ કહેવાય છે ॥૪૧॥ તે ત્રણ પ્રકારે છે

सूत्र–तत्र शब्दार्थज्ञानविकल्पैः संकीर्णा सवितर्का-समापत्ति ॥ १–४२ ॥

ભાવાર્થ–તેમા શબ્દ એટલે પરમાત્માના નામનો ઉચ્ચાર કરવા સાથે તેમા અર્થનો બોધ થાય અને પરમાત્માના આત્મિકસ્વરૂપનુ અનુભવ જ્ઞાન થાય તેવા પ્રકારની અવગ્રહ ઇહા, અપાય અને ધારણા રૂપ સદ્‌વિકલ્પ વડે આત્મ સ્વરૂપમા જે સ્થિરતા થાવી તે સવિતર્ક સમાપત્તિ કહે વાય છે જેમકે ગુરૂના ઉપદેશથી સાભળેલા આગમના વચનોથી થયેલી તત્વગવેષણા ને સભાળતા શબ્દનુ જ્ઞાન થાય તેના અર્થ નો વિચાર થાય અને શબ્દ તથા અર્થને અનુસારે આત્માના અનુભવ કરાવનારા વિચાર રૂપ વિકલ્પો વડે આત્મરમણતા જાગે તેને મ કીધું સવિકલ્પ સમાપત્તિ વા જ્ઞાન યોગ કહેવાય તેજ આત્મા ને નિર્વિક પ સમાપત્તિનુ કારણ થાય છે ॥૪૨॥

मूल–स्मृति परिशुद्धौ स्वरूपशून्येवार्थमात्र निर्भास निर्वितर्कासमापत्ति ॥ १–४३ ॥

ભાવાર્થ —બાહ્ય ભાવ સબધિ જે પદાર્થો છે તેનો ત્યાગ કરીને ગુરૂથી મળેલ આગમ ( શબ્દ ) તથા અર્થની થયેલા અનુભવ યોગે આત્મરમણતામા સ્થિરતા લાવતા આગળ આગમ તથા અર્થમા જે નથી કહેવાયુ અથવા વચન વડે કહિ શકાય તેવુ ન હોવાથી અનિર્વચનીય જે આત્માના અનુભવ રૂપે સ્વરૂપમા જે સ્થિરતા આવે છે તે વખતે સુત્ર તથા અર્થના તર્કો વિચારણાની

સ્મૃત્તિ છુટી જાય છે માત્ર આત્મ સ્વરૂપની જ પરમ શુદ્ધિવાળી સ્મૃતિ રહે છે તેમા પરમાત્મા રૂપ ધ્યેય અને અ તરાત્મા રૂપ ધ્યાના તે બન્નેને એક સ્વરૂપે જોડવામા પુલ સમાન ધ્યાન ને કરતા નિર્વિતર્ક સમાપત્તિ આત્મયોગી પ્રાપ્ત કરે છે શ્રીમાન્ પરમ ગુરૂ શ્રી હરિભદ્રસૂરિ પ્રવર જણાવે છે કે—

योग्यतापगमप्ये त्र–मस्यमासो व्यवस्थित' ।
समात्सुन्ययनिर्मुक्त स्तिमितोदधि मत्रिम' ॥ १ ॥

અર્થ —જેવા કારણ મલે તેવા કાર્ય થાય તો આત્મા જ્યારે વસ્તુ સ્વરૂપ ને જાણીને પરમ વૈરાગ્યને યોગે સ્વપરનો મમત્વ ત્યાગે છે અને આશ્રવ ભાવના કારણ રૂપ મનના વ્યાપારને બ ધ કરે છે સ વર પ્રાપ્ત કરે છે તેથી કર્મબ ધની યોગ્યતાનો અભાવ થવાથી સ કલ્પ વિકલ્પ રૂપ આશ્રવ બ ધ થાય છે અને સર્વ પ્રકારની ઉત્સુકતાથી મુક્ત થયેલા યોગી નુ ધ્યાન, થીજાયેલા ઘીના સમુદ્ર સમાન ત ર ગ વિનાનુ સ્થિર બને છે આવી નિર્વિતર્કસમાપત્તિમા આત્મા પરમાન દ ભોગવે છે ॥૪૩॥

મૂલ–एतयैव सविचारा निर्विचारा च सूक्ष्मविषया व्याख्याता ॥ १–४४ ॥

ભાવાર્થ —ઉપર એ સૂત્રમા સવિતર્ક તથા નિર્વિતર્ક સમાપત્તિનુ જે સ્વરૂપ જણાવ્યુ છે તે સ્થુલ સ્વરૂપનુ ધ્યાન છે અને તેથી સુક્ષ્મ વિષયતાવાળી સવિચાર

અને નિર્વિચારવાળી સમાપત્તિ છે, આત્મા અપૂર્વ વીર્યના ઉલાસે અનુક્રમે અનુક્રમે ધર્મધ્યાન ને પૂર્ણ કરી શુકલધ્યાનમા અપૂર્વકરણ યોગમા રાયણુની ગ્રાઠને કુહાડાથી તોડવાની પ્રવૃત્તિ સમાન મોહનિય કર્મની ગ્રથાને તોડવા કુહાડારૂપ સવિતર્ક સમાપત્તિ અને ઘા કરવા રૂપ નિર્વિતર્ક સમાપત્તિ જાણુવી તેવીજ રીતે આત્મામા રહેલા મોહમાયાના દલને ફેકી દેવા રૂપ સવિચાર સમાપત્તિ તથા તે ફેકવાથી કાઇક અશે રહેલા જે દલ છે, તેને દાબી દઇને ઉપશાત કરવા રૂપ ઉપશાત મોહ અને તેને ક્ષય કરવા રૂપ ક્ષીણુમોહ સબધી જે આત્મોપયોગ રૂપ ક્રિયા તે નિર્વિચાર સમાપત્તિ જાણુવી ઉપરની બે સમાપત્તિ સ્થુલભાવવાળી અને નીચેની બે સૂક્ષ્મ ભાવવાળી જાણુવી પહેલી તથા ત્રીજી ગુણુ પર્યાયને ધ્યાવે છે બીજી તથા ચોથી દ્રવ્યમા ગુણુ પર્યાયને સક્રમાવે છે અહિયા સુધીની ચારે સમાપત્તિયો શુકલ ધ્યાનના પ્રથમ તથા બીજા પાયાની ભાવના રૂપ છે આ ભાવના રૂપ સમાધિ યોગ આત્માની સાથે લાગેલા કર્મ દલનો નાશ કરવાની ક્રિયા કરે છે ॥ ૪૪ ॥

सूत्र–सुक्ष्मविषयत्व चालिङ्गपर्यवसानम् ॥ १–४५ ॥

ભાવાર્થ—આ ચાર સમાપત્તિ (સમાધિ)ની સાધના પ્રથમ સ્થુલ વિષયવાળી સવિતર્કસમાપત્તિ શુકલ ધ્યાનમા પ્રવેશ કરવામા દરવાજા સમાન છે તે અનિવૃત્તિકરણુ ઘાતિકર્મની પ્રકૃત્તિઓને ચિખી નાખવા પ્રવૃત્તિ કરે છે

ત્યાથી આગળ દશમા સુક્ષ્મ સ પરાયમા મોહના સર્વ દલોને ક્ષય કરતા બહુ સૂક્ષ્મ દલને બાકી રાખે છે હવે તે બાકી રહેલ જે દલ છે તેને નિર્વિચાર સમાપત્તિ શુદ્ધ આત્મ તત્ત્વમા પર્યાયોને દ્રવ્યમા સમાવેશવા રૂપ ધ્યાન ક્ષીણ મોહ બારમા ગુણસ્થાનકનુ આરન થાય છે અહિ સુધી જ માયારૂપ લિંગનુ અવસ્થાન હોય છે સવિચાર સમા પત્તિમા એટલે પ્રથકત્વ શ્રુત વિચાર રૂપ પ્રથમ પાયો ધ્યાયીને, અપ્રથકત્વઅવિચાર રૂપ બીજો પાયો ધ્યાવતા લિંગરૂપ માયા–મોહને ક્ષય કરે છે પણ જો ક્ષપકશ્રેણી કરી હોય તો તેરમા ગુણસ્થાનકે કેવલજ્ઞાનને પ્રાપ્ત કરે છે પણ ઉપશમ શ્રેણી એ ચડેલ ને આ અનિર્વિચાર સમાપત્તિ સુધિ આવીને મોહ માયારૂપ લિંગને હણ્યા વીના પાછો પડે તો તે સબીજ સમાધિ કહેવાય છે પણ મોહ-માયા રૂપ લિંગનો નાશ કરે તો નિર્બીજ સમાધી કહેવાય છે ॥ ૧–૪૫ ॥

સૂત્ર–ता एव सबीज समाधि ॥ १–४६ ॥

ભાવાર્થ.—ઉપર જણાવી તે ચાર સમાપત્તિઓમા સવિતર્ક નિર્વિતર્ક સ્થુલ ધ્યાનવાળી બે અને સવિચાર તથા નિર્વિચાર આ બે સુક્ષ્મ ધ્યાનવાળી બે એમ ચાર સમાપત્તિઓ પર્યાય તથા દ્રવ્યના સ્થુલ તથા સુક્ષ્મ સ્વરૂપે ધ્યાન કરવા-રૂપ શુકલ ધ્યાનની એકાગ્રતારૂપ છે તે ઉપશમ શ્રેણીવ તને ઉપઘાત મોહરૂપ સબીજ સમાધી જાણવી અને ક્ષીણ

મોહીને નિર્બીજ સમાધિ જાણવી એમ જૈન સિદ્ધાંત વિશારદો કહે છે

सूत्र–निर्विचार वैशारद्येऽध्यात्म प्रसादः ॥ १–४७ ॥

ભાવાર્થ—ઉપર જણાવી તે ચાર સમાપત્તિઓને પૂર્ણ કરીને છેલ્લી નિર્વિચાર અપ્રથકત્વ અપ્રવિચાર ને ધ્યાવતા પૂર્ણતા આવે આત્માની પ્રસન્નતારૂપ અપૂર્વ પર માર્વધિરૂપ જ્ઞાન પ્રકાશે છે તે જ્ઞાનથી સુક્ષ્મ પરમાણુથી લઈ સર્વથી મહાન એવા મેરૂ આદિ સર્વરૂપીદ્રવ્ય ને હસ્તકમલવત્ જાણે છે ॥ ૪૭ ॥

सूत्र–ऋतमरा तत्र प्रज्ञा ॥ १–४८ ॥

ભાવાર્થ—અધ્યાત્મપ્રસાદથી યોગીને પરમાણુથી માંડીનેપરમમહત્વસુધીનીપ્રત્યક્ષતા થયા પછી ધ્યાન-સમાધીનાયોગેપરમ શુદ્ધકેજેસિદ્ધાંત તથા અનુમાનથી પણ અગમ્ય આત્મોપયોગ રૂપ બોધ પણ થાય છે તેને ઋત-ભરાપ્રજ્ઞા કહેવાય છે કહ્યુ છે કે

"आगमनानुमानेन ध्यानाभ्यासरसेन च ।
त्रिधाप्रकल्पयन् प्रना लमवेज्ञानमुत्तमम् ॥"

અર્થ—અનુમાન, આગમ તથા ધ્યાનના સતત અભ્યાસથી ત્રણ પ્રકારે અભ્યાસ કરતો યોગી તેવા પ્રકારની પ્રજ્ઞાના બળે ઉત્તમ જ્ઞાન મેળવે છે તેને રૂતભરા પ્રજ્ઞા કહે છે તેમજ પ્રજ્ઞાલોક પણ કહે છે અહિયા પાંચ ઇંદ્રિયો તથા

ગુરૂના ઉપદેશક વચનો માનનો જ અનુભવ નથી પ્રણ તેનાથી અપૂર્વ કોઈ વખત નહિ અનુભવેલ તેવો બોધ આત્મા ને મનની સ્વતંત્ર સહાયતાથી ઋતભરાપ્રજ્ઞામા પ્રગટે છે અને તે ઉચ્ચી કોટીના યોગીઓને કૈવલ્ય અવસ્થાની પૂર્વે પ્રગટે છે ॥ ૪૮ ॥

सू०—श्रुतानुमान प्रज्ञाभ्या मन्य विषयाविशेषार्थत्वात्॥१-४९॥

ભાવાર્થ—ઋતભરા પ્રજ્ઞા, શાસ્ત્ર પ્રજ્ઞા અને અનુમાન પ્રજ્ઞાથી પર હોવાને લીધે જે પદાર્થોનુ વચન દ્વારા તેનુ કથન કરી શકાતુ નથી, ફક્ત અનુભવરૂપે વિશેષ પ્રકારના અપૂવ અર્થને તે પ્રકાશ કરે છે કહ્યુ છે કે—

" सन्ध्येवदिनरात्रिम्या, केवलाचश्रुतात्पृथक् बुधैरनुभवोदृष्ट, केवलार्कारुणोदय " ॥ १ ॥ ઋતભરા પ્રજ્ઞા દિવસ અને રાત્રીથી અરૂણોદય-સધ્યા જેમ જુદી છે તેમ કેવલજ્ઞાન શ્રુતજ્ઞાન અને અનુમાન જ્ઞાનથી ઋતભરા પ્રજ્ઞા ભિન્ન છે, આ અનુભવ જ્ઞાન ક્ષયોપશમ ભાવે પ્રગટે છે તેને ઋતભરા પ્રજ્ઞા કહે છે કારણ કે તે ઋતભરા અનુભવ જ્ઞાનમા શાસ્ત્ર જ્ઞાન અને મતિ જ્ઞાનથી ભિન્ન તેમજ ઇન્દ્રિયોથી અગોચર પદાર્થોને ગ્રહણ કરનારૂ અને બીજા અપૂર્વ કરણના પરિણામથી થનાર સામર્થ્યયોગવડે પ્રગટે છે તે વાત યોગ્ય છે ॥ ૧-૪૯ ॥

सू०—तज्ज सस्कारोऽन्यसस्कार प्रतिबन्धी ॥१-५०॥

ભાવાર્થ—તે રુતભરા પ્રજ્ઞાથી જે ક્ષયોપશમ ભાવે નવો નવો અનુભવ જ્ઞાનરૂપ સસ્કાર પ્રગટે છે, તે સસ્કાર, અન્ય સસ્કારના કારણ ભૂત કિલષ્ટ વૃત્તિવાળા સસ્કારોને ચિત્તવૃત્તિમા આવતા રોકે છે તેથી સુદ્ધ થયેલ ચિત્ત વૃત્તિ પુદ્ગલ વ્યાપારને બધ કરીને આત્મ શુદ્ધો પયોગમા રહિ શુકલ ધ્યાનવડે સર્વઘાતિ કર્મ ને ક્ષય કરીને સસારના ( ભવના ) કારણ ભૂત, સર્વ સસ્કાર–માનસિક ભાવનો પણ ક્ષય કરે છે, અને પરમ અશ્વર્યરૂપ કૈવલ્યજ્ઞાન દર્શન ને પ્રગટ કરે છે અને બળી ગયેલ દોરડાના વળ સમાન દ્રવ્યમન તથા કાયયોગ તથા વચન યોગ નામ કર્મ ગોત્રકર્મ આયુષ્ય કર્મ સાતા અસાતારૂપ વેદનીય કર્મના અશરૂપ શેષ અન્ય સસ્કારો છે તેને ભોગવીને ક્ષય કરે છે પણ નવા ભવ વૃધિકારક બધાતા જ નથી ॥૧–૫૦॥

સૂત્ર–તસ્યાऽपिनिरोधे सर्व निरोद्धान्निर्बीज समाधि १-५१

ભાવાર્થ–બારમા ગુણસ્થાન સુધીના ક્ષયોપશમ ભાવના સસ્કારો કે જે મોહનીય કર્મની ક્રોધાદિક ચાર સજ્વલ પ્રકૃત્તિઓ છે તેને યથાખ્યાત ચારિત્ર ગુણ સ્થાનકમા આવીને ક્ષય કરી તેરમા ગુણસ્થાનકમા કેવલજ્ઞાન દર્શન પ્રાપ્ત કરી બાકી રહેલા નામકર્મ ગોત્રકર્મ વેદનીય કર્મઆયુષ્યકર્મને ભોગવી ક્ષય કરીને શૈલેશીકરણ વડે સર્વ કર્મને ભોગવી ક્ષય કરીને મુક્તિમા જાય તેને નિર્બીજ સમાધિ કહેવામા આવે છે કે કહયુ છે કે

एवमासाद्य चरम, जन्मानन्मत्र कारणम् ।
श्रेणिमाप्य तत. क्षिप्र, केवल लमवे क्रमात ॥ ४२० ॥

અર્થ-એ પ્રકારે સપ્રજ્ઞાત સમાધિની સહાયતાથી છેલા ભવમા કે જે ભવ હવે પછી કોઇ ભવ સબધિ જન્મ યોગ્ય કર્મ બાધવાનુ થાતુ નથી તેમજ જે બાકી છે તે છેલા ભવને અનુભવીને-ભોગવીને ક્ષય કરીને તથા ક્ષપક શ્રેણીને પામીને કેવલજ્ઞાન દર્શનને અનુભવે છે તેજ નિર્બીજ સમાધિ કહેવાય છે તેને પ્રાપ્ત કરી બાકી રહેલ કર્મને ભોગવી ખપાવીને મુક્તિમા જાય છે યોગવિ શિકામા પણ જણાય છે કે-

एयस्मि मोहसागर तरण सेढी केवल चेव ।
तत्तो अजोगजोगो कमेण परमच निव्वाण ॥ २० ॥

અર્થ-એવી રીતે યોગી નિરાલબન યોગમા વર્તતા મોહ સાગરને તરીને કેવલજ્ઞાન દર્શનને પ્રાપ્ત કરી છેવટે સર્વ મન વચન કાયાના યોગને નિરોધિને અયોગીયોગી નિર્બીજ સમાધિ નિરાલબનયોગને અવલબીને ક્રમથી પરમ નિર્વાણ ને પામે છે॥ ૧-૫૧ ॥

इति श्री पातञ्जल योगदर्शने श्रीमद्यशोविजयवाचक पुङ्गवरचितटीकानुसारिगुर्जरभाषायायोगानुभवसुखसागरे परमपूज्य गुरु मवर योगनिष्ठाध्यात्मज्ञान दिवाकर जैनाचार्य श्रीमान् बुद्धिसागरसूरीश्वर चरण सरोजमधुकरायमान श्रीमदृद्धिसागर सूरिकृते प्रथम पाद समाप्त ॥

॥ अथ द्वितीयसाधनपादः ॥

પ્રથમ પાદમા સપ્રજ્ઞાત તથા અસપ્રજ્ઞાત યોગ ચિત્તની ક્લિષ્ઠ તથા અક્લિષ્ઠ વૃત્તિઓનો નાશ કરવાથી ચચલતા દુર થાય છે અને અતે અસપ્રજ્ઞાત યોગ પ્રાપ્ત થાય છે માટે ચિત્તની ચચલતા કેવી રીતે દુર થાય તે જણાવવા માટે આ સાધનપાદનો પ્રારભ કરાય છે

सूत्र–तप स्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोग: ॥ २–१॥

ભાવાર્થ—તપ, સ્વાધ્યાય, ઇશ્વરપ્રણિધાન-પ્રભુની પૂજાભક્તિ ધ્યાન કરવુ તે ક્રિયાયોગ કહેવાય છે, કારણ કે જીવ આત્મા અનાદિકાલથી લાગેલા ચીકણા કર્મ અને તેના કારણરૂપ મિથ્યાત્વ, અજ્ઞાન, અવિરતિ, કષાય-ક્રોધ, માન, માયા, લોભ, કામ રાગ, દ્વેષ વિગેરે મન, વચન કાયાની દુષ્ટ પ્રવૃત્તિથી લેપાયેલો છે તેથી ચિત્તની પ્રવૃત્તિ એકદમ તો શાત ન જ થાય તે કારણે તપ સ્વાધ્યાય ઇશ્વર પ્રણિધાન કરવાની આવશ્યકતા છે તે જ ક્રિયાયોગ જાણવો તેમા તપ-બાહ્ય તથા અભ્યતર રૂપે બે પ્રકારનો છે

अणमण मुणोयरिया वित्तिसखेवण रसचाओ ।
कायकिलेसो सलिणआय बज्झो तवो होइ ॥

અર્થ—અણસણ-આહારત્યાગ નવકારસી પોરસી સાઢ પોરસી પુરિમુઢ આબીલ નીવી ઉપવાસ એકાસણુ વિગેરે (૧) ઊણોદરી આહારની ઇચ્છા કરતા પણ બે ચાર કે તેથી વધારે કોલીયા અલ્પ આહાર કરવો (૨) વૃત્તિસક્ષેપ-જે જે ખાવાપીવાની વા ભોગની ઇચ્છાઓ થાય તે તે બલથી

રોકવી તેવા આહારાદિનો ત્યાગ કરવો (૩) રસત્યાગ-વિગય ઘી દુધ દહીં ગોળ તેલ વિગેરે માંહેથી જેટલી બને તેટલીનો ખાવા પીવાનોત્યાગ કરવો (૪) કાયક્લેશ-આતાપના લેવી ઊભા પગે સ્થિર રહેવુ, તાઢ તાપ તાડના તર્જના સહેવી મસ્તકના કેશનુ લુચન કરવુ વિગેરે (૫) સલીણતા-અગઉપાગ સકોચી રાખવા (૬) આ પ્રકારનો બાહ્ય તપ પણ બહુ કઠિણ ત્યા સુધી કરવો કે જેથી આત્માને શક્તિથી સહન કરાય, તે બાહ્ય તપ જાણવો અને મન માથી કષાય પરિણતિ દુર થાય તે અભ્યતર તપ કે જે

पायच्छित्त विनओ वेयावच्च तहेव सझाओ
झाण उस्सग्गोविय अभ्भितरो तवो होइ ॥ १ ॥

અર્થ—પ્રાયશ્ચિત-પૂર્વકાળમા પ્રમાદના કારણે જે દોષો લાગ્યા હોય તેની ચિત્તશુદ્ધિ કરવા માટે ગુરૂઆજ્ઞાયે તપ કરવુ તે (૧) ગુરૂ સાધુ-પૂજ્ય ધર્મ અરિહત વિગેરેનો વિનય સેવા નમસ્કાર અભ્યુત્થાન કરવુ, તે વિનય (૨) વૈયાવૃત્ય આચાર્ય ઉપાધ્યાય ગ્લાન સાધુ વિગેરેની સેવાભક્તિ કરવી (૩) તથા સ્વાધ્યાય-સિદ્ધાતનુ વિચારવુ વારવાર અધ્યયન કરવુ (૪) ધ્યાન ધરવુ (૫) કાયોત્સર્ગ કાઉસગ્ગ કરવો (૬) આ છ પ્રકારનો અભ્યતર તપ મનની શુદ્ધિનુ કારણ થાય છે મનની શુદ્ધતા સ્થિરતામા કારણ થાય છે તે સર્વ તપ, સ્વાધ્યાય-પરમ ગુરૂ સર્વજ્ઞ વીતરાગપ્રણીત આગમ શાસ્ત્ર સ્મૃત્તિઓનુ અધ્યયન કરવુ તે નિર્યુક્તિ

ભાષ્ય ટીકા ચૂર્ણી અવચુરી પરંપરા ગુરૂ અનુભવને સમજવો, તેનું મનન કરવુ, પરમાર્થ સમજીને સ્વપર પદાર્થોનો વિવેક કરવો તે ઈશ્વર-પરમશુદ્ધાત્મ સ્વરૂપવંત વીતરાગ અરિહંત તથા સિદ્ધ પરમાત્માનુ પ્રેમ બહુમાનપૂર્વક ધ્યાન કરવુ જોઈએ જેથી મનની સ્થિરતા તથા શુદ્ધતા થાય કહ્યુ છે કે–अस्मिन् हृदयस्थिते सति, हृन्यस्थमत्त्वतो मुनीन्द्र इति। हृदयस्थिते च तस्मिन् नियमात्सर्वार्थससिद्धि ॥१॥

અર્થ—વીતરાગપ્રણીત નિર્દોષ આગમનુ રહસ્ય જેના હૃદયમા હોય અર્થાત્ વીતરાગની આજ્ઞા જેના મનમા સ્થિર હોય તેના મનમા નિશ્ચયથી પરમાત્મા-સર્વ મુનિઓના ઇન્દ્ર પરમેશ્વર રહેલા છે તેમ માનવુ અને તે જ કારણથી મનની શુદ્ધિ અભ્યાસયોગે થાય છે તે જ કારણ જેમને સમ્યગ્દર્શન-શ્રદ્ધા તથા જ્ઞાન અને ચારિત્ર-તપસ્વાધ્યાય મનની સ્થિરતા લાવવામા કારણ થાય છે માટે તે ક્રિયા યોગ જાણવો ॥ ૧ ॥ વિશેષ પ્રકારે જૈન શાસ્ત્રો આ પ્રમાણે પણ બતાવે છે —

आलयविहारभाषानिनय भिक्षाटन समिति गुप्तय ।
प्रतिक्रमणप्रतिलेखने, क्रियायोगो हि साधूनाम् ॥ १ ॥

અર્થ —યોગી સાધુઓને નિર્દોષ વસ્તી-ઘર તથા ગામો ગામ વિહાર કરવો, ભાષા સર્વ દેશની જાણવી અથવા વચન ઉપર સયમ રાખવો, દેવ ગુરૂ સાધુ યોગી જ્ઞાનીનો અભ્યુત્થાન કરવુ, સામા લેવા જવુ ઉચા યોગ્ય આસન ઉપર આદર બહુમાનથી બેસા

ડીને વંદન-નમન કરવુ, આહારને માટે વા ગુરૂ ગ્લાન, માંદા વા બાલવૃદ્ધ આદિ અશક્ત મુનિઓને આહાર પાણી લાવી આપવા વા પોતાના માટે ભિક્ષા લાવવા શુદ્ધતા માટે ઘરે ઘરે ભ્રમવુ તેમજ ઈરિયા-ગમન આદિ સમિતિઓ મન વચન કાયા ઉપર સંયમ રાખવારૂપ ગુપ્તિઓ તેમજ બે વખત પ્રતિક્રમણ અતિચાર-પાપથી પાછા ફરવા પ્રતિક્રમણ તથા વસ્ત્રો વસતી પાત્ર વિગેરેનો ઉપયોગ કરતા જીવહિંસા ન થાય તે માટે કાળજીપૂર્વક તપાસ કરવી જીવો વિગેરે હોય તો યતનાપૂર્વક ગ્રહણ કરી ને સારા-ઘાત ન થાય તેવા સ્થાને મૂકવુ તે પ્રતિલેખણા જાણવી આ સર્વ સાધુઓ માટે ક્રિયાયોગ છે એમ જાણવુ ॥ ૨-૧ ॥

सूत्र-समाधिभावनार्थ क्लेशतनूकरणार्थश्च ॥ २-२ ॥

ભાવાર્થ—ઉપર જણાવેલ તપ સ્વાધ્યાય પ્રણિધાન વિગેરે ક્રિયાયોગ સમાધીની ભાવનાના લાભ માટે કરવો તેમ જ વચન તથા કાયા સંબંધિ ક્લેશ-દુઃખો તથા તે દુઃખના કારણ રૂપે આત્મામા રહેલા કષાયોને દૂર કરવા વા પાતળા કરવા માટે પણ ક્રિયાઓની આવશ્યકતા છે તપાદિકથી પાતળા થયેલા કષાયો આત્મસ્વરૂપના ધ્યાનરૂપ ચારિત્રયોગથી દાઝેલા બીજ સમાન થઈ ને નવા અંકુરરૂપ કષાયોને ઉત્પન્ન કરી શકતા નથી છેવટે આ ક્રિયાયોગ પરંપરાએ ક્ષીણ વા ઉપશાતમોહરૂપ ગુણસ્થાનકોની પ્રાપ્તિ કરાવે છે ॥ ૩ ॥

सूत्र-अविद्याऽस्मिता रागद्वेषाभिनिवेशा पञ्चक्लेशा ॥२-३॥

ભાવાર્થ—અવિદ્યા-મિથ્યાત્વ, અસ્મિતા-આરોપિત કરવુ તે, રાગ દ્વેષ અભિનિવેશ-મરણુ આદિનો ભય આ પાચ મન વચન કાયાને દુ ખ તથા અલાભ ઉત્પન્ન થવામા કારણુ હોવાથી કારણુમા કાર્યનો આરોપ વ્યવહારની અપેક્ષાએ કરાય છે આ પાચ ક્લેશો રાજસ તામસ વૃત્તિમય હોવાથી ક્ષુદ્ર યોનીઓમા ઉત્પન્ન થાવામા કારણિક થાય છે ॥ ૨-૩ ॥

सूत्र-अविद्याक्षेत्रमुत्तरषा प्रसुप्ततनुविच्छिन्नोदाराणाम् ॥२-४॥

ભાવાર્થ—અવિદ્યા-મિથ્યાત્વ, અસ્મિતા-શરીર ઇદ્રિયો અને મન જે કર્મના વિપાકો જન્મની સાથે પ્રાપ્ત થયા છે તેને અભેદભાવે હુકારપણે જાણે અર્થાત શરીર તે હુ છુ ઇદ્રિયો તથા મનને પણ પોતાના સ્વરૂપ જાણે એટલે અવસ્તુમા હુ-આત્મપણાનો આરોપ કરે તે અસ્મિતા કહેવાય છે શ્રીમન્ આનદઘન પરમ યોગીશ્વર જણાવે છે કે " આત્મબુધ્ધે હો કાયાદિકને ગ્રહે બહિરાતમ અઘરૂપ-સુજ્ઞાની " કાયા ઇદ્રિયો મન વિગેરેને આત્મરૂપે જાણે તે બહિરાત્મા જાણવો તેમજ રાગદ્વેષ તથા મરણ સબધિ ભય છે તે સર્વ મોહનીય કર્મની પ્રકૃતિઓ રૂપે છે તેમા કેટલીક ઔદયિકભાવે-વિપાકોદયે સુખ દુ ખ આપવા માટે કાર્ય કરનારી જાણવી તે ક્લેશરૂપ મોહ પ્રકૃત્તિનો પ્રસુપ્તભાવ-સત્તામા રહીને વિકાલરૂપે ઔદયિક

ભાવે રહીને ફલ ન આપવાની યોગ્યતાનો અભાવ જયા સુધી રહે તે અબાધ કાલ જાણવો તે અબાધ કાલ પૂર્ણ થાય ત્યારે તે શુભ વા અશુભ રૂપે દુખ વા સુખ આપવામા તે પ્રકૃત્તિઓ વિપાકભાવે ઉદયમા આવે છે તનુત્વ- તે કલેશોને પાતલા કરવા રૂપે જાણવા અર્થાત્ ઉપશમભાવે વા ક્ષયોપશમભાવે થયેલા જાણવા વિચ્છિન્નત્વ વિરૂદ્ધ પ્રકારની પ્રકૃતિનો જ્યારે ઉદયભાવે વિપાક ભોગવાતો હોય ત્યારે જે કર્મ પ્રકૃતિનુ દબાઇ રહેવુ થાય તેને આતરિકત્વ-તિરોભાવ રૂપે રહેલી જાણવી ઉદારત્વ-ઉદયમા આવીને વિપાકરૂપે ભોગવાય તે જાણવી આ પાચ કલેશોને નાનુ કરવા માટે તપ સ યમ અહિ સા ઈશ્વરનુ ધ્યાન કરવુ ॥૪॥

सूत्र अनित्याऽशुचिदु खानात्मसुनित्यशुचि सुखा मख्यातिरविद्या ॥ २-५ ॥

ભાવાર્થ —અનિત્ય, અપવિત્રો, દુખ, અનાત્મા-જડ પદાર્થોમા નિત્યતા, પવિત્રતા, સુખ, આત્મત્વ માનવુ તે અવિદ્યા-મિથ્યાત્વ કહેવાય છે જગતના જીવો અનાદિ કાલથી લાગેલા ચિકણા કર્મના બળથી અજ્ઞાનતાના યોગે એવા પ્રકારની વિપરીત બુદ્ધિવાળા હોય છે જેથી સત્યાસત્યનો વિવેક જાગતો નથી અવિદ્યા અનેક કુસસ્કારોને ઉત્પન્ન કરે છે કારણ કે જે વસ્તુ આત્માદિક જેવા લક્ષણ-સ્વભાવવત છે તેથી ઊલટા-વિપરીતરૂપે મોહ-માયા-અજ્ઞાન પણાથી જાણે છે અને પ્રવૃત્તિ પણ તેવી કરે છે શ્રી સ્થાનાગ સૂત્રમા દશ પ્રકારની અવિદ્યા-મિથ્યાત્વ રૂપે જણાવી છે

(१) धर्मे अधर्मबुद्धि (२) अधर्मे धर्मबुद्धि (३) उन्मार्गे मार्गबुद्धि (४) मार्गे मार्ग उन्मार्गबुद्धिः (५) जीवे अजीव बुद्धि (६) अजीवे जीवबुद्धि (७) असाधौ साधुबुद्धि (८) साधौ असाधुबुद्धि (९) अयुक्ते युक्तबुद्धि (१०) युक्ते अयुक्तबुद्धि आवी जे विपरीत बुद्धि ते अज्ञात–अविद्या के मिथ्यात्व कहेवाय छे आ मिथ्यात्व जीवने संसारमा अनेक दुःख कुयोनीमां जन्म विगेरे दीनतानु कारण थाय छे, कारण सुगुरुना योगे साचो बोध मळे तो अविद्यानो नाश करी साची श्रद्धा–समकितनो प्रगट भाव थाय छे अहि अविद्या ते प्रमाणरूप नथी पण अप्रमाण–विपर्ययरूप जाणवी, कारण के अविद्यातत्व बोधना अभाव रूप छे

सूत्रं—दृग्दर्शनशक्त्योरेकात्मतैवास्मिता ॥ २–६ ॥

भावार्थ —दृक्शक्ति–पुरुष(आत्मा)मा रहेली वस्तुस्वरूप जाणवानी सहज भावे रहेली शक्ति, अने दर्शन शक्ति–बाह्यभावे रहेल सर्व दृश्य पदार्थो जाणवामा सहाय करनारी इंद्रियोनी शक्ति जाणवी ते पुद्गल भावमय छे बौद्धदर्शन "दृग् दृश्ययोरेकत्वम्" दृष्टाने तथा दर्शनने एकत्व भाव छे एम माने छे ते जो सत्य होय तो दृष्टित सृष्टिरुत्पद्यते ज्ञानमात्रथी जगतनी उत्पत्ति थाय तेम मानवु पडे छे तेथी क्षणिक ज्ञानस्वरूप जगतनो स्वीकार करता सर्व कल्पनारूप होवाथी पुण्य पापनो बंध तेनो भोगरूपे फळ आपवानो पण अभाव थाय छे, माटे ते

માનવુ પ્રમાણુબાધિત જાણવુ, પરંતુ બાહ્ય આત્મદશામાં વર્તતા જીવોને મોહના ઉદયથી ઇંદ્રિયો અને શરીર વિગેરે દર્શન વા દૃશ્યરૂપે અથવા ભોગ્યરૂપે રહેલા પદાર્થોમા દ્રષ્ટા ભોક્તા સ્વરૂપે આત્માને માને છે, તેને અસ્મિતા આરોપિત ભાવ મનાય છે, પણ જ્ઞાનીઓ આરોપિતભાવે રહેલી અસ્મિતા બુદ્ધિને મિથ્યાત્વ વા ભ્રમણારૂપે માને છે આ અસ્મિતા અહંકાર તથા મમકારના સમવાયી કારણ બીજરૂપ માનીયે તો રાગદ્વેષમા અતર્ભાવ પણ થાય છે આત્માઓને ભિન્ન જે પુદ્ગલ દ્રવ્યનો સબધ ન હોવા છતા પણ વ્યવહારની અપેક્ષાયે એકત્વરૂપ આરોપ થાય છે જેમકે શાલીગ્રામમા શ્રીકૃષ્ણનો આરોપ અને તુલસી વૃક્ષમા તુલસી દેવીનો આરોપ કરીભક્તિથી લગ્ન વિવાહ કરીને ભક્તાત્મા આનદ માને છે તે અસ્મિતા રૂપ હોવા છતા પણ ક્લેશજનકત્વ રૂપ નથી ॥ ૬ ॥

सूत्र–सुखानुशयी राग ॥ २–७ ॥

ભાવાર્થ—જીવોને જે જે અનુકૂલ ભોગ્ય પદાર્થોનો સબધ થાય, તે સુખ શાતા આપે છે અને તે મેળવવા ઇચ્છા થાય છે તેનુ જ ધ્યાન કરાય, તેની જ માટે અનેક લોહિની નદીયો બનાવાય આવો જે આત્માનો પરિણામ તેને રાગ કહેવાય છે તે મોહસ્વરૂપ છે આ પરિણતી અવિવેકના કારણે થાય છે રાગી દોષોને ગુણરૂપે જાણે છે, સત્યાસત્યને જાણવા માટે વિચારરૂપ ચક્ષુબધ થઇ જાય છે, માટે

તે ત્યાજ્ય છે મોટી પુદ્ગલ સુખની ઇચ્છા તેને આર્તધ્યાનરૂપ રાગ જાણવો. તે મોહનીયકર્મની પ્રકૃત્તિરૂપ છે, દુરંત દુઃખદાયી સંસારપ્રવૃત્તિનું કારણ છે માટે મોક્ષાર્થીને ત્યાજ્ય છે ॥ ૨-૭ ॥

सूत्र–दुःखानुशयी द्वेषः ॥ २–८ ॥

ભાવાર્થ—જીવોને જે જે પ્રતિકુલ પદાર્થોનો સંબંધ થાય તે દુઃખ આપે, તેથી દૂર નાશી જવાની ઇચ્છા થાય તેવ પ્રતિકૂળ મનુષ્યોને મારવાની, દુઃખી કરવાની ઇચ્છા–પરિણામ થાય તે દ્વેષ ક્રોધ પણ મોહનીય પ્રકૃત્તિરૂપ છે, અવિવેકભાવે ઉત્પન્ન કરે છે જે જે પદાર્થો પ્રતિકૂળ હોય તે દેખતા સાંભળતા સ્મરણમાં આવતા ક્રોધ ઉપજે તે દ્વેષ જાણવો તેને પણ દૂર કરવા પ્રવૃત્તિ કરવી જોઇએ, કારણ કે તે પણ રાગની પેઠે મોહસ્વરૂપ હોવાથી આત્મભાન ભુલાવનાર છે માટે મોક્ષાર્થીએ ત્યાગ કરવો ઉચિત છે ઉપરના બે રાગ દ્વેષ છે તેને જીતવા બહુ કઠણ છે શ્રીમાન્ હેમચંદ્રસૂરિપ્રવર જણાવે છે કે–

आत्मायत्तमपि स्वात, कुर्वतामत्र योगिना ।
रागादिभिः समाक्रम्य, परायत्त निधीयते ॥ १ ॥

रक्ष्यमाणमपि स्वान्त, समादायमनागिमपम ।
पिशाचा इव रागाद्याच्छलयति मुहुर्मुहुः ॥ २ ॥

रागादितिमिरध्वस्त, ज्ञानेन मनसा जन ।
अधेनाध इवाकृष्ट , पात्यते नरकावटे ॥ ३ ॥

અર્થ—આત્માને-મનને વશ કરવાની પ્રવૃત્તિ કરતા યોગીઓના મનને પણ રાગ દ્વેષ મોહ આદિ શત્રુઓ દાબીને આત્માને પરાધીન કરે છે સયમ તપ આદિવડે મનનુ રક્ષણ કરતા છતા જરા ખાનુ-લાગ મળે કે તરતજ ભય કર પિશાચ સમાન રાગદ્વેષાદિકો વારવાર છેતરે છે રાગદ્વેષ આદિરૂપ અધકારવડે જ્ઞાનરૂપ આલોકનો-પ્રકાશનો નાશ કરનારૂ અશુભ મન આધળા લોકોને દોરનારા આધળાઓ ભયકર નરકના ઉંડા ખાડામા ખેચીને નાખે છે, માટે રાગદ્વેષને વશ ન થવુ

सूत्र—स्वरसवाही विदुषोऽपि तथारूढोऽभिनिवेशः ॥ २-९ ॥

ભાવાર્થ—સર્વ પ્રાણીઓને સ્વરસવાહી-સ્વભાવથી જ રૂઢ થયેલા અભિનિવેશની-મરણ ભયની સજ્ઞા હોય છે આ મરણભય સજ્ઞા વિદ્વાન હોય કે મૂર્ખ હોય તેવા સર્વ સસાર પ્રીય જીવને પણ હોય છે અહિ જણાવવાનુ કે જેને અભિનિવેશ કહેવામા આવે છે તેનો ખરો અર્થ ભયસજ્ઞા સ્વરૂપ જ છે, નામનો જ ભેદ છે જેમ મૂર્ખને હોય તેમ પડિત પુરૂષોને પણ આહારસજ્ઞા, ભયસજ્ઞા, મૈથુનસજ્ઞા, પરિગ્રહસજ્ઞા દેખવામા આવે છે વિદ્વાનને-શુદ્ધ સયમવાન મુનિને અપ્રમત્તદશામા ઉપર કહી તે ચાર તથા બીજી છ પ્રકારની એમ દશ પ્રકારની સજ્ઞા કે જે મોહના ઉદયથી ઉત્પન્ન થાય છે તે નથી હોતી, પરતુ સસારમા મુઝાએલા જડભાવમા રક્ત બનેલા શૃગારાદિ ભોગરસના મહાન વિદ્વાનને તો આજ

દેખવામા આવનારી દશ પ્રકાર સજ્ઞા—અભિનિવેશ હોય છે તે દશ સજ્ઞા શ્રી ભગવતીસૂત્રમા આ પ્રમાણે જણાવે છે—

आहारभयपरिग्गह—मेहुण तथा कोहमाणमाया य ।
लोहो लोगोओहो य, सन्ना सव्व जीवाण ॥ १ ॥

અર્થ:—અહાર, ભય, પરિગ્રહ, મૈથુન, તથા ક્રોધ, માન, માયા, લોભ, લોક તથા ઓઘ એમ દશ પ્રકારની સજ્ઞા પ્રાય સર્વ સસારી જીવોને હોય છે, પરતુ જેઓને શુદ્ધ આત્મતત્વનો બોધ હોય, તત્વરમણુતા હોય તેવા વિદ્વાન મુનિને આ અભિનિવેશરૂપ સજ્ઞાનો અભાવ છે તેમા પણ મિથ્યાત્વ વાસિત જીવને મરણ ॥ જેમ સાત ભય હોય છે તે પણ વિદ્વાન અપ્રમત્તમુનિને નથી હોતા, અર્થાત તેનો ક્ષયોપશમભાવ થાય છે આ ભવ 'અભિનિવેશો ( મરણાદિભય ) સજ્ઞાઓ મોહનીય કર્મની ઔદયિક ભાવે થયેલી પ્રકૃતિઓ છે અને કલેશરૂપ—અવિદ્યારૂપ' છે જ્યારે મોહનીયકર્મનો સર્વથા ક્ષય—નાશ થાય ત્યારે ઉપર જણાવેલી સજ્ઞારૂપ આ અભિનિવેશનો પણ વિનાશ થાય છે અને કૈવલ્ય પ્રગટે છે આવી સજ્ઞા બહારના વિદ્વાન્ પડિતગણુને જરૂર હોય છે मरण-समो भयो नत्थि, खुहा समा वेयणा नत्थि મરણ સમાન ભય નથી તેમજ ભુખ સમાન દુખ નથી "તો તેવા ભયાદિકના કારણ આત્માએ જીવો સાથે અજ્ઞાનભાવે કરેલા વિરોધો સકારો ઘાતો વિગેરે કારણો છે માટે કોઇને

આપવાથી દુ ખ થાય તેની પ્રવૃત્તિ ન કરવી તેમ જણાવે છે ॥ ૨-૯ ॥

सूत्र–ते प्रतिप्रसवहेयाः सूक्ष्माः ॥ २–१० ॥

ભાવાર્થ —તે અવિદ્યા અસ્મિતા રાગદ્વેષ તથા અભિનિવેશ રૂપ પાચ ક્લેશો ઉપર જણાવેલા મન્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર, સયમ, તપ, ધ્યાન, જપ, સ્વાધ્યાયવડે નિર્બલ કરીને અપ્રમત્ત, અપૂર્વકરણ, અનિવૃત્તિકરણ, સૂક્ષ્મ સપરાય આદિ ચારિત્ર ધ્યાનયોગે તે ક્લેશ કારણ રૂપ મોહોદયને ક્ષય–દગ્ધ બીજ તુલ્ય કરવાથી દશમા ગુણસ્થાનક-રૂપ ચારિત્રયોગમા સુક્ષ્મસપરાયરૂપ થાય છે ॥ ૨-૧૦ ॥

सूत्र–ध्यानहेयास्तद्वृत्तय ॥ २– ११ ॥

ભાવાર્થ —ઉપર સૂક્ષ્મસ પરાય ગુણસ્થાનકમા મોહ નીય કર્મની પ્રકૃતિઓ રૂપે રહેલા પાચ ક્લેશો જણાવ્યા છે તે દગ્ધ બીજ તુલ્ય અને સૂક્ષ્મ રૂપ રહેલા કર્મદળ છે તેને પણ યથાખ્યાત ચારિત્રયોગ રૂપ ધ્યાનમા આત્મગુણ-મય જે પર્યાયો ને શુક્લ ધ્યાનયોગવડે અન્યમા સ ક્રમણ કરાવતા વિશેષોને સામા ય રૂપે લાવતા પ્રથમ મોહનો ઘાત કરે છે પછી જ્ઞાનાવરણ, દર્શનાવરણ, અ તરાયનો પણ ઘાત કરે છે અને કૈવલ્યને પામે છે ત્યારે બળેલ બીજ સમાન રહેલા અઘાતી કર્મો નવા ભવ–સ સારવૃદ્ધિમા કારણ થાય, નવોજન્મ લેવો પડે તેવા ઉત્પન્ન કરતા નથીપણ તે વૃત્તિઓને

ક્યા ત્જે યોગ્ય સમયે ત્યાગ કરે છે આપણે પણ તેને ત્યાગવા માટે યોગ્ય ઉદ્યમ કરવો જોઇયે

सूत्र–क्लेशमूल कर्माशया दृष्टादृष्टजन्मवेदनीय॰ ॥२–१२॥

ભાવાર્થ—જે જે કર્મના સમુદાયો બાધ્યા હોય તે જ્યારે ઉદયમા આવે ત્યારે દ્રષ્ટ જન્મ–ચાલુ જન્મમા કરેલા હોય તેવા અને પૂર્વે અદ્રષ્ટ જન્મમા કરેલા હોય તે વેદાય છે–ભોગવાય છે તે સર્વે કર્મનુ મૂળ કલેશ–મોહનીય કર્મની પ્રકૃતિઓનો જ ઉદય–વિપાક છે આ કર્મ મિથ્યાત્વ અવિરતિ કષાય દુષ્ટ યોગ છે તે જ વર્તમાનવા ભવિષ્ય જ મમા કે ભૂતકાળમા બાધેલા કે વા બધાતા કર્મના સમુહનુ કારણ થાય છે જ્ઞાનાવરણીય કર્મનો ઉદય થાય ત્યારે સદ્જ્ઞાનને પડદો–આવરણ આવે દર્શનાવરણિયનો ઉદય થાય ત્યારે જ્ઞાન દર્શનમા ઉપયોગી થતી ઇદ્રિયોને જાણવા–દેખવામા પડદો પડે મોહનીય કર્મવડે સમ્યગ્ શ્રદ્ધા તથા સદ્ચારિત્ર પ્રાપ્ત ન થાય, અ તરાય કર્મવડે દાન, લાભ કે ભોગ વા ઉપભોગ ન પામે, ધર્મકાર્યમા આત્મશક્તિ ન પ્રગટ કરી શકે તેમજ નામ, ગોત્ર, આયુષ્ય તથા વેદનીય કર્મ પણ વિપાકકાળે આત્માને દુ ખ–કલેશના કારણભૂત થાય છે પણ જો કર્મનુ મૂળ–મિથ્યાત્વ અવિરતિ કષાય તથા યોગને દૂર કર્યા હોય તો નવા કર્મનો બ ધ ન થાય તેથી કલેશ મુલક સુખદુ ખનો ત્યાગ થવાથી આત્માનુ ભેવ જાગૃત થાય જેમ તળાવમા પાણીની આવકરૂપ આશ્રવ દ્વાર ઉઘાડા હોય ત્યા સુધી તળાવ ફાટે ત્યા સુધી પાણી

પણ ભરાય અને સરદી મેલેરીયાદીક ઉપજાવે, પણ જ્યારે દ્વાર બંધ થાય ત્યારે નવી આવક ન હોવાથી પ્રથમ ભેગુ થયેલુ પાણી ક્રમે ક્રમે શુકાય છે અને તળાવ ખાલી થાય છે તેમ આત્માને નવા કર્મબંધનો જ્યારે સમ્યક્ત્વ દર્શન, વિરતિ–ચારિત્ર તથા કષાયનુ રૂધન તથા દુષ્ટ યોગનો સયમ કરવા રૂપ સવર ભાવ પ્રગટ થાય છે ત્યારે નવા કર્માશ્રવ પ્રાય બંધ થાય છે અને તપ, જપ, સયમ, ધ્યાન યોગ રૂપ સૂર્યની ગરમીથી કર્મને નિર્જરે છે–ખેરવે છે અને તે આત્માનુ કર્માશયરૂપ તળાવ ખાલી થાય છે તેથી તે રોગ શોક, આધિ, વ્યાધિ, ઉપાધિથી મુક્ત થઇને પરમાત્મારૂપ આનંદ અનુભવે છે

જન્મમા નવા ભવમા વેદવા યોગ્ય જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, નામ કર્મ, ગોત્ર આયુષ અને અંતરાય કર્મને ઉત્પન્ન કરે છે તે સબંધી વિચાર આગળ સૂત્રમા કહેવાશે

सूत्र–मति मूले तद्विपाको जात्यायुर्भोगा. ॥२–१३॥

ભાવાર્થ—કર્મરૂપ મૂળ જ્યાસુધી હોય છે ત્યાસુધી તેના શુભાશુભ વિપાકો સહિત જન્મ, આયુષ અને ભોગ રૂપ વિપાકો ઉત્પન્ન થાય છે હવે તે વિપાકોનુ મૂલ કારણ કર્મ આઠ પ્રકારનુ છે જન્મવડે નામ ગોત્રનો ઉદય જાણવો, આયુષવડે આયુષ કર્મનો ઉદય જાણવો અને ભોગવડે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અંતરાય

અને વેદનીય કર્મનો સમાવેશ જૈન દૃષ્ટિયે કર્મ સ્વરૂપનો વિચાર કરતા થાય છે ત્રણ જ પ્રકારના વિપાકો માનનારા પ્રત્યે અહીં યશોવિજય વાચકવર વિસ્તારપૂર્વક જણાવે છે કે આ વિષયમા સાત બાબતે મતભેદ છે, (૧) ત્રણ પ્રકારના જ વિપાકો છે તે વાત જૈન દૃષ્ટિએ માન્ય નથી (૨) કર્મના સમુદાયનો બ ધ તથા ફલનો ક્રમ એકસરખો હોય તો પુર્વ કમનો પુર્વ અનુભવ અને પાછલા કર્મનો પ છળ અનુભવ થાય તે સ બ ધી વિચાર (૩) વાસનાનુ અનાદિપણુ અને કર્મનુ એકભવિપણુ, વાસના અને કર્મથી ભિન્નપણુ (૪) કર્મસમૂહનુ એક ભવિકપણુ અને પ્રારબ્ધતા (૫) કર્મ સમુદાયનુ ઉદ્બોધન કરવાપણુ, મરણ ને છે પૂર્વ કયા જન્મમા કરેલા કર્મનુ ફળ મરણ પછી નવીન ભવમા મળે તે સ બ ધી વિચાર (૬) મરણસમયમા કર્મ સમુદાયનુ ફલ આપવામા સમર્થપણુ તે જ તેની મુખ્યતા છે અને ફલ આપવામા અસમર્થપણુ તે તેની ગૌણતા છે (૭) ગૌણ કર્મનો પ્રધાન કર્મમા પ્રવેશ થવો, તે કર્મમા એક રૂપે થવુ, બદલાઈ જવું, એમ સાત વસ્તુમા વિચાર કરવાનો છે તે આ પ્રમાણે–પ્રથમ (૧) જાતિ, આયુષ અને ભોગ એમ ત્રણ પ્રકારના જ વિપાકો જે કહ્યા છે તેમા પૂર્ણ પ્રમાણ નથી, પરતુ તેથી અધિક પણ થાય છે, વૈદિક મત પ્રમાણે ગગાના કાંઠે મરણ થાય એવા શુભ પુ યને ઉદ્દેશીને ત્રણે કાલ સ ધ્યા, ગાયત્રી, પૂજાપાઠ આદિ અનુષ્ઠાનથી ઉત્પન્ન

ચતુ જે અદૃષ્ટ-શુભ કર્મ, ગગાની સમીપ મરણવડે ભોગ થાય છે તેથી આયુષ્યની પેઠે મરણને પણ ચોથો વિપાક ગણવો જોઈએ આ ઉપરથી એમ માનવુ જોઈએ કે તત્ત્વ દૃષ્ટિએ વિચાર કરતા જાતિ, આયુષ્ય તથા ઉપભોગ એમ ત્રણ જ વિપાકો માનવામા આવે છે તે બરાબર નથી ગગા મરણ માટે તપ કરીને મેળવેલુ પુન્ય (અદૃષ્ય ત્રણમા સમાતુ નથી, કારણ કે મરણ વિપાક ઉપભોગ રૂપ નથી પણ તેનો વિનાશક છે તેવી રીતે વિદ્યા માટે અભ્યાસ કરતા કોઇ હતભાગીને સમ્યગ્વિદ્યા ન થાય તો તે અદૃષ્ય કર્મ પણ અન્ય એમ અદૃષ્ય કર્મના અનેક ભેદો ત્રણમા સમાવી શકાતા નથી માટે સ્યાદ્વાદરહસ્યવેદી મહર્ષિપ્રવરો કર્મના આઠ પ્રકારો બતાવે છે શ્રી કર્મવિપાકનામે પ્રથમ વિભાગમા જણાવે છે કે—

पढमं नाणावरणं, बीयं पुणदंसणावरणं होइ।
तइयं च वेयणीयं, तहा चउत्थं मोहणीयं ॥ १ ॥
आऊनामगोयं, अंतराइयं अट्ठमं होई ।
मूलपयडीउएया, उत्तरपयडीउ कित्तेमि ॥ २ ॥

અર્થ—પહેલુ જ્ઞાનાવરણ, બીજુ દર્શનાવરણ, ત્રીજુ વેદનીય ચોથુ મોહનીય પાચમુ આયુષ્ય છઠ્ઠુ નામકર્મ સાતમુ ગોત્રકર્મ, આઠમુ અતરાયકર્મ, એમ આઠ મૂળ કર્મની પ્રકૃતિઓ જાણવી અને ઉત્તમ પ્રકૃતિઓ, મૂળના વિભાગ રૂપે એક સો અઠ્ઠાવન પેટા પ્રકૃતિઓ જાણવી તે સર્વ

કમપ્રકૃતિઓ આત્માના સહજ સ્વરૂપની જે જે શક્તિઓ છે તેને આવરે છે જ્ઞાનાવરણીય જ્ઞાનને, દર્શનાવરણીય દર્શન શક્તિને રોકે છે તેવી રીતે આઠ (ઉત્તર એક સો અઠાવન) પ્રકૃતિઓ આત્માના ગુણને રોકે છે તેનો જેટલો શુભ વા અશુભ ઉદય હોય વા ક્ષયોપશમભાવ હોય તેવા પ્રમાણે સુખ દુ ખ વા જ્ઞાન વિવેક વિગેરે જાગે છે બીજુ (૨) જે પૂર્વે બાધ્યુ હોય તે પ્રથમ ભોગવાય અને પાછળ બાધ્યુ હોય તે પાછળ ભોગવાય તેવો એકાત નિયમ નથી કાઈ વખત પાછળના કમ પૂર્વે ભોગવાય છે અને પૂર્વના પાછળ પણ ભોગવાય છે જન્મથી પહેલાના ક્ષણમા જે આયુષ ભોગવાય છે તેની સાથે જો પૂર્વકર્મના વિપાકો ભોગવાય તો પાછળના આયુષ ક્ષણમા પાછલા જ કર્મ વિપાકો ભોગવવા જોઈએ, પણ તેવો નિયમ નથી, માટે કમ ભોગવવામા એક આયુષ કર્મ સિવાય બીજા તો અનિયમિત છે પાછળના પૂર્વે ભોગવે અને પૂર્વના પાછળ પણ ભોગવે છે વળી આયુષવડે ગતિ વિગેરેનો સગ્રહ કરાય તો તે આયુષવડે જન્મનો પણ સગ્રહ કેમ ન કરાય? માટે જન્મપદથી ગતિ, જાતિ આદિના નામકર્મના ઉદયવડે થયેલા જીવના ભવપર્યાયો જાણવા, કારણ કે ગતિ આદિના વિપાક ભોગવવામ ગતિ આદિ નામકમ પ્રકૃતિઓની જુદી જુદી કારણતા માનવી જોઈએ, નહિ તો કર્મનુ સકરપણ પ્રાપ્ત થાય છે (૩) આયુષના વિકલ્પવડે મનુષ્ય, નારકી, દેવ અને તિર્યચ એમ ચાર

પ્રકારના જીવપર્યાય જાણવા અને તેમના કારણરૂપ આયુષ કર્મ પણ ચાર પ્રકારનું અવશ્ય માનવું જોઇએ (૨) ભોગપદથી બાકી રહેલા છ કર્મોના ફળની કલ્પના કરવી, જ્ઞાનાવરણીય કર્મના ફલ માટે જ્ઞાનાવરણીય કર્મને, કારણના દર્શન ગુણના રોધમા દર્શનાવરણને, સમ્યકત્વ તથા ચારિત્ર ગુણનિરોધમા મોહનીયને, અનત શકિતના રોધમા વીર્યાતરાયને, અક્ષય સ્થિતિને આયુષ્યકર્મ રોકે છે, અગુરૂ લઘુ સ્વરૂપને ગોત્રકર્મ રોકે છે, અનતાનદને વેદનીય કર્મ રોકે છે, અરૂપીત્વને નામકર્મ રોકે છે એવી રીતે આત્માના સહજ આઠ ગુણો છે તેને આઠ કર્મનો સમુદાય રોકી રહ્યો છે તેનો જેટલો જેટલો ઉદય વા ક્ષયોપશમભાવ થાય તેવા સ્વરૂપે જીવનવ્યવહાર આત્મા ચલાવે છે એમ અનેક ફલ માટે અનેક ભિન્ન ભિન્ન કર્મને અન્વય વ્યતિરેકવડે કારણતા માનવી, પરતુ પૂર્વના તથા પછીના કર્મથી આવતા ભવમા–જન્માતરમા તેવા પ્રકારના કર્મફલને ક્રમથી ભોગમા આવવુ તે અનિયમિત છે અર્થાત ક્રમે કરી ભોગ થાય તે દુર્વચન છે, કારણ કે કોઇ ઠેકાણે વિપરીતતા પણ અનુભવાય છે બુદ્ધિના વિશેષપણાને કર્મસમુદાયનુ ફળ આપવામા ઉપાદાન હેતુ રૂપે કારણભાવે માનવુ તે ઠીક નથી તેમ થવાથી ઘટપટ વિગેરેમા પણ દડ વેમાદિકને ઉપાદાન કારણ માનવુ પડે જો કે બીજા પ્રમાણ ન મળવાથી બુદ્ધિવિશેષને કારણ માનીને કર્મ ભોગનુ સ્થળ તમે કલ્પો છો પણ તે ઠીક નથી, કારણ કે જેમને

વીતરાગ દેવે કહેલા વચનો ઉપર વિશ્વાસ છે તેઓ કર્મ-સ્વરૂપનુ સર્વ રહસ્ય જાણે છે તેથી કર્મને ફલ આપવામા જેવી કારણતા છે તેને યથાર્થ ભાવે અનુભવે છે આ પ્રમાણે ચાલતા ભવમા ભોગવાતા આયુષ્ય આદિ કર્મમા શુભ વા અશુભ અધ્યવસાયવડે એક જ જન્મનુ આયુષ બધાય છે અને તેજ આયુષબંધને મરણ પછી બીજા ભવમા તે જ ક્ષણથી જન્મમા વિપાકના ઉદયવડે ભોગવે છે, પણ અન્ય કર્મ સબધી એવો નિયમ નથી કે તે અનુક્રમે જન્મ લઈને ભોગવે, કેટલાક નિયમપૂર્વક અને કેટલાક અનિયમિત ભોગવાય છે તેમા જે પ્રથમ નામ, ગોત્ર અને વેદનીય કર્મની સાથે જે આયુષ્યકર્મ ભોગવાય તે ભવોપગ્રાહીપણે જણાવાય છે પ્રાચીન કર્મ ગ્રથ ઉપરની શ્રીમાન મલયગીરીસૂરીશ્વરકૃત ટીકામા જણાવે છે કે—

" यदाऽनुभूयमानभवायुस्त्रीभागादिरूपे शेषे सति परभवायु-र्वध्यते तदा अष्टानामपि कर्मना बध शेषकाले आयुषो बन्धा-भावात्सप्तानामेव "

અર્થ—જ્યારે આત્મા શુભાશુભ અધ્યવસાય કરે છે ત્યારે ત્યારે ચાલુ ભવના આયુષ્યને તથા પૂર્વ કાળે કરેલ કર્મને અનુભવતો છતો તે આયુષ્યનો ત્રીજો ભાગ બાકી રહે ત્યારે યોગ્ય અધ્યવસાયવડે આઠે કર્મને બાધે છે અને બાકીના કાળમા આયુષ્યનો બધ ન થતો હોવાથી સાત કર્મનો બધ થાય છે, કારણ એજ છે આયુષ્યનો બધ

ચાલુ ભવમા જ આવતા નવા ભવનો જ અને એકજ વાર થાય છે એક ભવમા અનેક ભવના આયુષ્યો બધાતા નથી તથા એક સાથે વધારે ભવના આયુષ્યો ભોગવાતા પણ નથી અને જેને-અન્ય-સાખ્ય મતવાળા પ્રારબ્ધસજ્ઞા માને છે એક જ ભવમા તે ચાલુ ભવના આયુષનો બધ પડતો જ નથી તેમ ભોગવાતો પણ નથી તેથી તેનો નિષેધ કરેલો છે જો તેમ ભોગવાય તો જન્મમરણતાનો દોષ લાગે છે નદીશ્વર અને નહુષ આદિમા તે માનવામા આવે તો જન્મમરણતા દૂર કરાય તેમ નથી, કારણ કે જન્માતર વિના આયુષ્ય કર્મનો ઉદ્બોધક થતો જ નથી અને શરીરાતરમા જો તેનો સ્વીકાર થાય તો જન્માતર પ્રાણીના નવા ભવનો સ્વીકાર જ થયો જ તેથી વૈક્રિય શરીરની પેઠે શરીરાંતર એક ભવમા માનવુ તે મિથ્યાદૃષ્ટિપણુ જ છે માટે એક જ ભવના કર્માશયને ભવોપગ્રાહીની અપેક્ષાએ જ કહેલો છે તે યોગ્ય છે અધ્યવસાયના યોગથી બાધેલા કર્મના અનુભવથી બનેલી વાસના અનેક જન્મમા અનુસરે છે, એમ સ્વીકારવામા આવે તો તે વાસના કર્માતરરૂપે જ માનેલી જાણવી, અને તે ક્રોધ, માન, માયા અને લોભ, રાગદ્વેષરૂપ વાસના ભાવ કર્મરૂપ હોવાથી નવીન કર્મના બધમા કારણ રૂપે થાય છે બીજી રીતે જાતિ, વ્યક્તિ પક્ષની વાસના જે મનાય છે તે ઠીક નથી એમ જાણવુ ભવોપગ્રાહી કર્મને આયુષરૂપ માનવાથી અમારે કોઇ રીતે પણ સાત જન્મ સુધી વિપાકપણુ આપનાર એક

આયુષ્કર્મ છે એમ સ્વીકારવાનો પ્રસગ નથી જ આવતો.
જો એમ તમે કહેતા હો તો તમારા જૈન શાસ્ત્રમા કહ્યું
છે કે દેવ અને નારકને એક જ ભવ ગ્રહણ થાય અને
પચ ઇંદ્રિય તિર્યંચ વા મનુષ્યના પણ જીવો એક લાઈને
સાત વા આઠ ભવનુ ગ્રહણ કરી શકે છે પૃથ્વી, અપ,
તેજ, વાયુ અને પ્રત્યેક વનસ્પતિકાયવાળા જીવો સખ્યાત
વા અસખ્યાત ભવો એક શ્રેણીએ કરે છે, તે કેવી રીતે ?
ઉત્તર-સિદ્ધાતમા કહેવી અનુક્રમશ્રેણિ પ્રમાણે તે તે
ભવમા તેવા તે કર્મના યોગ્ય અધ્યવસાયથી તેવી તે
જાતિ, ગતિ અને નામ કર્મની યોગ્ય સામગ્રી જે પૂર્વભવોમા
સગ્રહિત હોય છે તેના બળથી ચાલુ ભવમા નવા આયુને
પરપરાયે બાધતો જીવાત્મા તેવી ગતિમા ક્રમે ક્રમે જાય
છે, તેથી એક ભવમા અનેક ભવના આયુષ્યનો બધ વા
ભોગ માનવાનો અમારે પ્રસગ જ નથી આવતો, અથવા
માનો કે-અનેક ભવોમા ભોગવવા યોગ્ય કર્મ એક જ
ભવમા બધાય છે, સચિત કરે છે તો પણ એક જ કર્મ
આરબ્ધપણાને-જન્માતર ભોગપણાને પામતુ જ નથી
પણ તે તે ક્ષણમા રહેલા અલ્પ વા બહુ સુખ-દુ ખના
હેતુભૂત અનેક ગુરૂ વા લઘુ જ્ઞાનાવરણીયઆદિ કર્મને જન્મા
તરનો કાળ આયુષ્ય કર્મની સાથે ઉદ્બોધ ( ઉદય ) કરે
છે તે જ પ્રારબ્ધ રૂપ કહેવાય છે તેથી એક જન્મમા
સાત જન્મનો ભોગ આપનાર કર્મનો સ્વીકાર અમારે
કેવી રીતે થઇ શકે

ગીતાના આઠમા અધ્યાયના છઠ્ઠા શ્લોકમા કહ્યુ છે કે–

"य यं वाऽपि स्मरन्भावत्यजन्त्यन्तेऽकलेवरम् ।
स तमेवैति कौन्तेय । सदा तद्भावभावित ॥ १ ॥"

અર્થ—જે જે ભાવનુ સ્મરણ કરતો જીવાત્મા મરણાતે તે કલેવરનો ત્યાગ કરે છે, તે તે ભાવને હે કૌંતેય (અર્જુન !) પામે છે (૧) આ ઉપરથી એકાદ જન્મમા તેવા પ્રકારના શુભાશુભ કર્મ ક્ષયોપશમભાવે થયેલા સ્મૃતિજ્ઞાનના બલથી સાત જન્મ સુધીના પરિણામોને જાતિસ્મૃતિરૂપ મતિજ્ઞાનથી સભારનો જુદા જુદા શરીરમાથી ભોગવેલા વિષયોનો અનુભવ ક્રમે ક્રમે જાણે છે, તેથી પ્રારબ્ધવડે મળેલા વિપ્રપણાના સાત ભવનો સ્વીકાર કરાતો હોય તો તમોએ માનેલી ઐહિક ભવ-અવિદ્યમાન ભવસબધી કર્માશય, સાતભવ ભોગવાવે છે એ પ્રતિજ્ઞા નષ્ટ થઇ તેવી જ રીતે અનતભવ સબધી ભોગનુ પણ જાણવુ વળી કર્મના સર્વ પ્રચયોવડે જે જન્મ લઇને ભોગવવાના હોય તે આ જન્મની અપેક્ષાએ પ્રારબ્ધપણે અને જન્માતરમા ભોગ આપનાર હોય તે આ જન્મની અપેક્ષાએ સચિતપણે ગણાય છે તેમ ન હોય તો તત્ત્વજ્ઞાનીને તેવા પ્રકારના કર્મના ક્ષય માટે અન્ય દેહનો સ્વીકાર કરવો પડે પણ તે ઠીક નથી, કારણ કે– તેવા પ્રકારના તત્ત્વજ્ઞાનીને અને [illegible]ભવવડે ભોગવવા યોગ્ય જે સચિત રૂપ [illegible] અપ્રમત્ત દશાના શુદ્ધ

ચારિત્રયોગ હોવાથી જ્ઞાનવાન યોગીને ગઅજ્ઞાન યોગ સમાધિવડે નષ્ટ થાય છે, પણ પ્રારબ્ધ તો ભોગવ્યા વિના નષ્ટ થતું નથી, માટે જન્માતર સબંધી સચિત કર્મ હોવાથી તેનો નાશ તત્વજ્ઞાન તથા અપ્રમત્ત ભાવના ચારિત્ર તથા ધ્યાન વિગેરે અ પ્રજ્ઞાત સામર્થ્યયોગવડે થતો હોવાથી બનારે એક શરીરે અનેક કર્મ ભોગવવા માટે અનેક ભવ કરવાનો પ્રસગ-દોષ આવતો નથી એ જ પ્રમાણે તો જન્નમા ભોગપ્રદાનથી પ્રારબ્ધપણુ સિદ્ધ થાય અને પ્રારબ્ધ પણાવડે ભોગપ્રદાન સિદ્ધ થાય એમ એક બીજાનો પર સ્પર આશ્રય હોવાથી અ ન્યોન્યાશ્રય દોષ આવ્યો ? તેથી એક આયુષ કર્મને પ્રારબ્ધ ગણવુ અને તેને જ કર્મા તત્વડે ઉપગ્રાહિક ને ભોગપ્રદાનત્વપણે સ્વીકારવુ, તેથી જાતિ નામ કર્મવડે સુકૃત આયુષ આદિ ભેદ પણ સિદ્ધાત વડે, થયેલો જાણવો કેવલીઓને પણ આયુષ કરતા અધિક કર્મનુ જો, અસ્તિત્વ હોય તો કેવલી, સમુદ્ઘાત વડે તે કર્મને નષ્ટ કરી, તે બાકી રહેલા આયુષથી ભોગવાય એટલા સરખા કરે છે, તેથી તેની અનુપપત્તિ નથી, અન્ય સ્થલે આયુષ એક ભવનુ જ છે ગણુ, અન્ય કર્મ સમુદાય એક જ ભવ સબંધી હોય તેવો એમત, નિયમ નથી કારણ કે જ્ઞાનાવરણી યાદિ કર્મો અનેક ભવવડે પણ ભોગવવા યોગ્ય હોય છે પ્રારબ્ધના વિપાકવડે ,વેદવા યોગ્ય કર્મ તે એક આયુષમા જ લાગુ પડે છે અને અન્ય સવ કર્મ જે વિપાકવડે, વેદવા યોગ્ય નથી હોતા તેઓ પ્રદેશપુદ્ગલ

વડે જ વેદાય છે તેથી જન્મવડે પૂર્વ ભવે કરેલા કર્મનો પ્રચય ઉદ્બોધ-ઉદયમા આવે જ એવો એકાત નિયમ નથી, છતા જન્મવડે તે ઉદયમા આવે તેમ માનવુ તે દુશિક્ષિત શુદ્રનુ વચન છે મરણ સિવાયના અન્ય કર્મ સમુદાય હોય છે તે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ આદિ નિમિત્ત કારણ પામીને ઉદ્બોધક થાય છે-ઉદયમા આવે છે પુદ્ગલ-જીવ-ભવ-ક્ષેત્ર તથા વિપાકના ભેદથી ભિન્ન ભિન્ન કર્મ વિપાકો થતા હોવા છતા આયુષ-કર્મનો વિપાક જન્મ પછી ઉદય આવતો હોવાથી સર્વ કર્મ પ્રચય તો જન્મ વડે જ ઉદયમા આવે એમ કહેવુ તે અશક્ય છે કોઇ ઠેકાણે જે ભવોમા બાધ્યા હોય ત્યાજ ઉદયમા આવે અને કોઇ વખત અનેક ભવ પછી પણ ઉદયમા આવે છે પણ મરણ સમયે જ બાધેલા બધા કર્મ એક સાથે ઉદયમા આવે તેવો નિયમ નથી કોઇ વખત ન પણ આવે, આટલુ તો નજરે પણ જોઇએ છીએ કે નિદ્રા આદિ વિપાકોને ઉદય-ઉદ્બોધ કરવામા કાલવિશેષને હેતુતા છે, વળી દશ્યમાન કર્મફલને અસિદ્ધ છે એમ કેવી રીતે કહેવાય? જન્મને સ્વ-વા અન્ય કર્મ સમુદાયની પરપરાને ઉદબોધકતા-ઉદયમા લાવવાપણુ સ્વીકારવુ તે અતિવ્યાપ્તિ દોષરૂપ છે પરતુ ભિન્ન ભિન્ન ભવોની પરપરાએ કર્મ પ્રચય ભોગવાય છે એમ કહેવામા સમ્યક્ત્વપણુ ઘટે છે કર્મનુ પ્રધાનપણુ એક આયુષને જ ઘટે છે તે વિના અન્યનુ પ્રધાનપણુ

માનવુ તે ખોટુ છે એક ભવને ભિન્નભિન્ન ગતિમા ભોગવવા યોગ્ય કર્મ સમુદાયનુ ઉપાદાનપણુ છે, તેને અંત સમયે એક ઠેકાણે ફલવતપણુ અને સ્થલેનિયામકપણુ છે એમ માનવુ નહીં, કારણ કે–આયુ એક ભવમા એકવાર બધાય છે અને તે ભવની કમને અનુસરીને અંત સમયે તેવા પ્રકારની કૃષ્ણાદિ લેશ્યાવડે મરણ પામીને તેથી ગતિમા જાય છે કહ્યુ છે કે—

"यल्लेश्यया म्रियते तल्लेश्यायामुत्पद्यते" ॥ જે લેશ્યાથી જીવ મરણ પામે છે તે લેશ્યામા જીવ ઉત્પન થાય છે તેથી એમ સિદ્ધ થાય છે કે-પુર્વભવે બાધેલ આયુષ તેવા પ્રકારની લેશ્યાવડે વિપાકભાવને પામીને પ્રધાનપણે પ્રાપ્ત થઇ અન્ય કર્મનો ઉપગ્રહ કરે છે આ વાત સર્વત્ર સભવે છે પ્રધાન કર્મમા ગૌણકર્મને પ્રવેશ થાય છે તે પણ મૂલકર્મ પ્રકૃતિથી જે અભિન્ન હોય તેનો જ જાણવો

"मूलप्रकृत्य भिन्ना', सक्रमयतिगुणत उत्तरा ।
प्रकृती नन्त्रात्माऽमूर्तत्वा-न्दध्यवसायप्रयोगेण" ॥ १ ॥

અર્થ–આત્મા, અમૂર્ત્ત હોવાથી અધ્યવસાયના પ્રયોગ વડે ગુણથી ઉત્તર–ગૌણ એવી કર્મપ્રકૃતિઓ મૂલપ્રકૃતિથી જે અભિન્ન હોય તેમને મૂલમા સક્રમાવે છે અર્થાત તેઓ તેમા પ્રવેશ કરે છે આ પ્રમાણે પૂર્વે કહેલી રીતિ પ્રમાણે સક્રમણનુ સ્વરૂપ જાણવુ

सोसक्कमोतिवुच्चइ, जं बंधणपरिणओ पओगेण ।
पगयंतरत्थदलिय, पणिमइ तयणु भावेज ॥ १ ॥

અર્થ—સક્રમણ તો તેને જ કહેવાય કે જે જીવોએ પ્રથમ શુભાશુભ પરિણતી રૂપ હેતુઓવડે બાધેલા કર્મના દલને આત્માના રાગ દ્વેષપરિણામ રૂપ વીર્યના પ્રયોગવડે અન્યપ્રકૃત્તિરૂપે પુર્વના ક્રમદલને પરિણમાવે છે તેને સક્રમણ કહે છે જેમકે સાતાવેદનીયને અસાતારૂપે, મતિજ્ઞાનાવરણીયને શ્રુતજ્ઞાનાવરણીય રૂપે ઉચ્ચગોત્ર ને નીચગોત્રરૂપે શુભાશુભ અધ્યવસાયના યોગે પરસ્પર સ્વરૂપે પરિણમાવે છે

दुसुवेगेदिट्ठिदुग बंधणेविणा निसुद्धद्दिस्मा
परिणमइ जीसैतपगइइ परिग्गहो एसो ॥ २ ॥

અર્થ—વિશુદ્ધ સમ્યગ્દ્રષ્ટિ આત્મા સમકત્વ મોહનીયમા મિશ્ર મોહનીય તથા મિથ્યાત્વ મોહનીયન દલને બધ વિના સક્રમાવે છે અને મિથ્યાત્વને મિશ્રમા સક્રમાવે છે પણ મિથ્યાત્વમા સમ્યકત્વ વા મિશ્રને સક્રમાવી શકતો નથી જે પ્રકૃતિઓમા આધાર રૂપમા અન્ય પ્રકૃત્તિઓને સક્રમાવી શકાય છે તે પ્રકૃત્તિઓને પત્તગ્રહ ( પાત્ર ) રૂપે જણાવાય છે અહિંયા આ ભાવ છે કે બધ તો માત્ર મિથ્યાત્વનો જ પડે છે પણ સમ્યગ તથા મિશ્રનો બધ પડતો નથી અહિંયા કોદરાને દ્રષ્ટાંત કહેવાય છે જેના તદુલ બને છે તેવા મદન કોદરાને મોહનીય પ્રકૃતિ રૂપે જાણો અને તેને સમ્યકત્વરૂપ આત્મ પરિણામ ઔષધિવડે વિશુદ્ધ

કરતા જ સર્વ ફોતરા રૂપ દલને નષ્ટ કરવા તે અને શુદ્ધ કોદરાનો પુજ કરવો તે સમ્યગ મોહનીય અને એક પડ સીવાયના સર્વ પડોને દૂર કરવા તે અશુદ્ધ (મિશ્ર) મોહનીય અને તેથી વધારે દલ-પડ જેમા રહે તે મિથ્યત્વ મોહનીયદ દલ કહેવાય છે તે ત્રણ મોહનીયની કર્મની પેટા પ્રકૃત્તિઓ છે તેમાથી સમ્યગ તથા મિશ્રનો બધ પડતો નથી ફકત મિથ્યાત્વ જે બધ પડે છે હવે શુભ પરિણામ વડે આત્મા મિથ્યાત્વના દલ તે મિશ્રમા વા સમ્યકત્વમા શુદ્ધ કરીને સક્રમાવી લે છે મિશ્ર દલને આત્મપરિણામને યોગે સમ્યકૃત્વમા સક્રમાવી લે છે આ પ્રમાણે સક્રમણનુ સામાન્ય સ્વરૂપ જાણવુ

मोह दुयाउ मूल पयडीण, न परोप्परमि सक्रमण ।
सक्रमण बधुदय उव्नटणा लिगाईण करणाइ ॥ ३ ॥

અર્થ—દર્શન મોહનીય તથા ચારિત્ર મોહનીય પ્રકૃત્તિઓનો તથા આયુષ્ય (નારકી, દેવ, મનુષ્ય, તિર્યચ સબધી આયુષ્ય)નો તથા જ્ઞાનાવરણીય દર્શનાવરણીય, વેદનીય, મોહનીય નામ ગોત્ર આયુષ્ય તથા અતરાય આ આઠ મુળ તથા ઉત્તર પ્રકૃત્તિઓનો પરસ્પર સક્રમણ (અદલોબદલો) થાતો નથી તેમજ કર્મની વર્ગણાના પરમાણુઓને બધાયે છતેવા સક્રમણ કરતે છતે-ઉદય આવે છતે ઉદ્વર્તણા કરતે છતે એક આવલીકા કાલ સુધી કોઇ પણ રોકી શકતા નથી ॥ ૩ ॥

આ વિષયમા વિશેષ સ ક્રમણનુ મ પૂર્ણ જ્ઞાન વિના જેમ તેમ સિદ્ધ કરવાથી કાર્ય સિદ્ધ થતુ નથી કઇ પ્રકૃતિ કયા સ ક્રમે છે અને કયા સ ક્રમની નથી તેનો સપુર્ણ નિશ્ચય કરવા શકિતમાન્ થઇ શકાતુ નથી માટે વિશેષ જીજ્ઞાસુએ શ્રી યશોવિજય વાચકે કરેલી કર્મપ્રકૃતિની વ્યાખ્યા જોઇ લેવી ॥ ૨-૧૩ ॥

સૂત્ર—તે ह्लादपरितापफला पुण्यापुण्यहेतुत्वात् ॥ ૨—૧૪ ॥

ભાવાર્થ—ઉપર જણાવ્યા તે જાતિ આયુષ્યના ઉપભોગ જેમા સમાય છે તેવા આઠ પ્રકારના કર્મનો સમુદાય આત્માએ અનાદિ કાલથી મિથ્યાત્વ અજ્ઞાન મોહ રૂપ રાગ દ્વેષની શુભ વા અશુભ પરિણતીથી હિંસા ચોરી મૈથુન પરિગ્રહ વિગેરે અઢાર પાપના સ્થાનકોને સેવીને મેળવ્યો હોય તે જ્યારે ઉદયમા આવે ત્યારે શુભાશુભ—પુન્યકર્મ શુભ રૂપે અપુન્ય-પાપકર્મ દુ ખરૂપ વિપાકોમા હેતુરૂપે થાય છે તે માટે મહાપુરૂષો જણાવે છે કે "બધ સમય જીવ ચેતીયે ઉદયે સ્યો સ તાપ સલુણા" હે જીવ ! જે વખતે તુ પોતાના સ્વાર્થ માટે મશગુલ થઇને હિંસા, ચોરી, મૈથુન, વ્યભિચાર વિગેરે પાપકમ દુર્ગતિને આપશે એવો વિવેક પૂર્વક વિચાર કરીને તુ ચેત્યો હોત તો વધબધન છેદન, ભેદન, રોગ, સોગ, સ તાપ વિગેરે દુ ખો ન ભોગવવા પડત પણ ત્યા તુ ચેત્યો નહિ તેથી હવે તેના ફૂલો ભોગવવાનો સમય આવ્યો ત્યારે હાયવરાળ સ તાપ શુ કરવા કરે છે તેથી તુ હવે છૂટી શકે તેમ નથી માટે હે

વહાલા બધુ! હવે તો સમતા ભાવે જે ઉદય આવ્યા છે તેને તો ભોગવ, પણ હવે જો સાચુ ભાન આવ્યુ હોય તો નવા પાપ ન કરીશ સર્વ જીવોને ખમાવી તેમની સાથે મૈત્રી બાંધ કોઇ પણ જીવની સાથે વૈરવિરોધ ન કરીશ, કારણ એટલુ જ કે તે વૈરવિરોધ ભાવિમા દુ ખ દૌર્ભાગ્યનુ કારણ થાય છે આત્માની ચિત્તવૃત્તિને શાંત થવા દેતી નથી, તે જ ધ્યાનમા રાખવુ તેવી રીતે વિવેકવતોએ પુન્યનુ ફલ ભોગવતા કદાપિ રાજ્યાસાન મલે, ચક્રવૃત્તિત્વ મળે કે દેવોની સહાયતાથી શાલિભદ્ર જેવા ભોગો, મળે તો પણ તેમા મુઝાવુ નહી, કારણ તે પુન્ય, ફળ પણ સુવર્ણની બેડીસમાન બધનમારક થાય છે

કહ્યું છે કે " नरनिवुईसरसुक्ख दुक्ख चिय भावओ उमतनो ।
संवेगओ न मुक्ख मुत्तूण किंमपि पत्थेइ ॥ १ ॥

અર્થ —નરેશ્વર-ચક્રવર્તી તથા વાસુદેવ, બલદેવ, પ્રતિવાસુદેવ, માડલિક તથા એકાદ દેશનુ રાજ્ય મળવાથી રાજાપણુ પણ મળે તેવી જ રીતે વિબુધેશ્વર-દેવભૂવનોનો સ્વામિ થવાય કે સર્વ દેવલોકનો સ્વામિ ઇંદ્ર થવાય તોપણ તે કાયમ નિત્ય રહેવાનુ ન થાતુ હોવાથી છોડતી વખતે પણ દુ ખ ઉપજાવે છે, માટે તે સુખ દુ ખનુ કારણ થાતુ હોવાથી વિવેકી સજ્જન પ્રથમથી જ સવેગભાવને-ગ્રત્ય વૈરાગ્યને વિચારતા તેવી દેવેન્દ્રત્વ નરેદ્રત્વની પદ્વીઓ સત્તાઓમા દુ ખ જ જોઈ રહ્યા છે તે કારણથી તેવા પુરૂષો–

ચોગીઓ મોક્ષ-સર્વ કર્મથી રહિત થવારૂપ નિર્વાણપદને છોડીને બીજા કશા પ્રકારના સુખની ઇચ્છા જ કરતા નથી ॥ ૧૪ ॥ કેવી રીતે તે જણાવે છે ?

सूत्र–परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः ॥ २–१५ ॥

ભાવાર્થ —દુનીયાના સર્વ સુખદુખો ભોગો આનંદો અંતે દુખનું કારણ થતા હોવાથી તામસ રાજસ સાત્વિક પ્રકૃતિઓના ગુણો શરીરના સંસ્કાર-રૂપે દુખમય થતા હોવાથી તથા આત્મગુણ-સત્ય જ્ઞાન, દર્શન તથા ચારિત્ર યોગમાં વિઘ્નરૂપ થતા હોવાને કારણે વિવેકી આત્માઓને પરિણામે-કાર્યરૂપે તાપ કરતા-દુખકર્તા લાગે છે, કદાપિ પુન્યવંત મહાત્માઓ તીર્થંકર ચક્રવર્ત્તીઓ પૂર્વના પુન્યથી ભોગ ફળનો ઉદય ભોગવતા હોય છતાં તે ઝેરરૂપે બંધન રૂપે માને છે અને યોગ્ય સમયની રાહ જોતા ચેતતા રહે છે તે માટે ભગવાન મહાવીરદેવનું ચરિત્ર જોવા યોગ્ય છે તેમજ શ્રીમાન્ બુદ્ધદેવનું નિષ્ક્રમણ પણ વિચારવા જેવું છે, પ્રાણીઓને પુત્ર, સ્ત્રી, મિત્ર, ધન, ભુવન, વિમાન વિગેરે વિષયસુખના પદાર્થો રાગદ્વેષના કારણરૂપે બનીને અત્યંત મલિન પરિણામો ઉપજાવે છે તે પરિણામો-વિચારો દુર્ગતિમાં લઇ જવાના કારણરૂપ થાય છે માટે નિશ્ચય નયથી વિચારતા સર્વ ત્યાજ્ય છે તે માટે શ્રી વીતરાગ દેવની સ્તુતિ કરતા મહાકવિરાજ શ્રીમાન્

સિદ્ધસેનસૂરિદિવાકર જણાવે છે કે—

भवबीजमनन्तमुज्झितं विमलज्ञानमनन्तमर्जितम् ।
न च हीनकलोऽसिनाधिक समता नाप्यति वृत्य वर्तसे ॥१॥

અર્થ—હે વીતરાગ પરમેશ્વર ! તમે જીવોને અનંત દુ:ખ દેનારા એવા અનાદિકાલથી અનુભવેલા ભવો-સંસારના કારણરૂપ રાગ, દ્વેષ, મોહ, માયા, કામ, ક્રોધ વિગેરે ભવબીજોને આત્મગુણશ્રેણીમાં ચઢીને ક્ષાયકભાવે યથાખ્યાત ચારિત્રયોગમાં આવીને ફેંકી દીધાં તેથી તમો આત્માના મૂલ ગુણરૂપ જ્ઞાન દર્શન આનંદ કે જે અનાદિકાલથી ઢંકાયાં હતાં તેને પૂર્ણભાવે-અંત વિનાની સાદિઅનંત ભાવે પ્રગટ કર્યાં તેથી હે પ્રભુ પરમાત્મા પરમેશ્વર હવે તમારી દિવ્યકલા વધવાની નથી તેમ હીણ થવાની નથી, પરંતુ સદાકાલ સમત્વ ભાવે એકત્વ રૂપે તમો વર્તો છો તેથી જ તમો જગતજંતુઓને તારક—સંસારસમુદ્રથી તારનાર અને ધર્મમાં જીવોને સ્થાપન કરતા હોવાથી ધારક પણ કહેવાઓ છો અહિંયાં અનંતકાલીન ભવબીજનું ફેંકી દેવું જે કહેવાય છે તે નિશ્ચયનયથી વિચારતાં સંસારદુ:ખનું કારણ છે પરંતુ વ્યવહાર નયથી પુન્ય તથા પાપ જીવોને સુખ દુ:ખમાં કારણ થાય છે, માટે વિવેકપૂર્વક વિચારવાનું કે દુ:ખના કારણભૂત પાપનો ત્યાગ કરવો અને સુખના કારણભૂત પુન્ય ધર્મનો વ્યવહારથી આદર કરવો શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી જણાવે છે કે—

" सुख धर्माद् दु ख पापात् । सर्वशास्त्रेषु मस्थिति ।
अतो न कर्तव्य पाप, कर्तव्यो धर्मसचय' ॥ १ ॥ "

અર્થ —જીવાત્માઓને ધર્મ આચરવાથી સુખ પ્રાપ્ત થાય અને અધર્મ-પાપના આચરણથી દુ ખ મળે છે, આ વાત સર્વ શાસ્ત્રોમા પ્રસિદ્ધ છે તે માટે જીવો પાપ કર્મનો ત્યાગ કરવો જોઇએ અને પુન્ય ધર્મનો સ ચય કરવો જોઇએ જેથી આત્મા દેવ, મનુષ્ય ચક્રવર્તી, રાજા આદિનો ભવ પામીને સુખ ભોગવે આ વ્યવહાર ધર્મ જીવોને પ્રથમ આદરવા યોગ્ય છે તેથી દેવ વા મનુષ્ય ગતિ મળે તે વ્યવહાર ધમ, અહિ સા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અકિ ચણતા, બાહ્ય અભ્ય તર પવિત્રતા, વિવેક, વ્યવહાર ધર્મનો અભ્યાસ પરિપૂર્ણ થાતા ક્રમે ક્રમે નિશ્ચય ધર્મ પ્રગટે છે ॥ ૧૫ ॥

सूत्र-हेय दु खमनागतम् ॥ २-१६ ॥

ભાવાર્થ—દુ ખ વા સુખ તે જીવે અજ્ઞાનભાવે કર્યા હોય તે વખતે તો અજ્ઞાન, મિથ્યાત્વ, અવિરતિ કષાય આદિના યોગથી જીવને ભોગવવા પડશે તેમ જાણ થતી નથી પણ જ્યારે વિપાક કાળમા તે પાપકર્મના ફલ ભોગવાય છે ત્યારે આકુલવ્યાકુળ થાય છે, તેમાથી મુક્ત થવા ફાફા મારે છે પણ ને છૂટી શકતો નથી માટે અના ગત કાલે દુ ખ ભોગવવુ પડશે તેનો વિચાર કરીને તે દુ ખના કારણભૂત પાપકમ તે હોય-તજવા યોગ્ય છે

કહ્યુ છે કે—हम्मारण अभक्खाण-दाण परधण विलोवणाईण ।
सव्व जह्नो उदयोह्नसगुणिओ इक्कसि कयाण ॥ १ ॥

અર્થ—જીવોનો વધ કરવો, મારવુ, પીડવુ, કાટી દેવુ, ગળુ દાબવુ, અગ, ઉપાગ કાપવા, દંડાદિકથી પીડવુ ઇત્યાદિક હિંસાના કામો કરવા, જૂઠું, બોલવુ, આળ દેવુ, નિંદા કરવી, ચાડી ખાવી, અન્યનુ ધન-માલ-મીલકત લૂટી લેવુ, વિશ્વાસથી સોપ્યુ હોય તો ઓળવવુ, પાછુ ન આપવુ, એક બીજાને ઝગડવવા ઇત્યાદિક અનેક પ્રકારના પાપ કર્મોના ફલ ઓછામા ઓછા દશગણા મળે છે, પરંતુ તીવ્ર ભયકર અધ્યવસાય થાય તો સોગણા હજારગણા લાખ કરોડ કરતા પણ અનતગણા વિપાક કાલે દુખ કર થાય છે, માટે જ કહ્યુ છે કે—"બધ સમય ચિત્ત ચેતિયે, શો ઉદય સતાપ સહુ‌ણે ॥ જો કર્મ બાધતા વિવેક વિચાર કર્યો નથી, અનેક જીવોને ભયકર ત્રાસ આપ્યો છે, માર્યા છે, લૂટયા છે, સત્તાના ઘેનમા પાછુ વાળીને જોયુ નથી તે હવે જ્યારે તે પાપના ફલ ભોગવવાનો કાલ આવ્યો ત્યારે ભય પામીને નાસવુ, સતાવુ, લાચ આપવી કે વેશ બદલવો, સતાઇ જવુ બને તેમ નથી, માટે હે ભાઇ! હવે તો સમતાયે જ ભોગવ જેથી નવા કર્મનો બધ તેવો ન પડે એ જ ભાવના કરવી ॥ ૧૬ ॥

सूत्र—द्रष्टृदृश्ययो: सयोग हयहेतु ॥ २-१७ ॥

ભાવાર્થ—દ્રષ્ટા ચૈતન્ય સ્વરૂપ આત્મા દૃશ્ય-જોવા

યોગ્ય છતા પણ નહિ દેખાતા તથા દેખાતા એવા બન્ને પ્રકારના જડ પદાર્થોનો સંયોગ સબધ આત્માએ અનાદિ કાલથી કર્યો છે તેથી જ આત્મસ્વરૂપને નહિ ઓળખતો બહિરાત્મ ભાવે શરીર, ઈંદ્રિયો, મન, કર્મથી મળેલા દેવ, મનુષ્ય, તિર્યંચ, નારકી આદિ ભવમા ઉપજવુ વિગેરે ક્રિયાને આત્મરૂપે માને છે તેમજ રાજ્ય, ધન, સત્તા, દાસ દાસી, પ્રજા, વૈભવ, પુત્ર, પુત્રી, કલત્ર વિગેરેને પોતાનુ માની હરખાય છે-અભિમાન ધરે છે તેને માટે અનેક પ્રકારના છળ-પ્રપચ કરીને બહુ પાપકર્મ કરે છે પરમ ગુરૂ શ્રીમાન્ બુદ્ધિસાગરસૂરિજી જણાવે છે કે—

બહિરાતમ પહેલો કહ્યો, તેનુ લક્ષણ હો કહ્યુ શાસ્ત્ર મોઝાર કે, પુદ્ગલ રૂચિ ચિત્ત ધરી, માને તેહિ જ હો આતમ રૂચિ સાર કે જિનવાણી ચિત્ત આણિયે ॥ ૧ ॥ સ્ત્રી ધન ભાઇ ભગિની, ને પુત્ર, પુત્રી હો કુટુબ પરિવાર કે, તેના સગે રાચીયો, મોહે મુઝો હો દુખ પામ્યો અપારકે, જિનવાણી ચિત્ત આણીયે ॥ ૨ ॥ દેહને મારો માનતો ભેદ સમજે નહિ તેહ અજાણ કે, બહીરાતમ તે જાણવો ભેદ પહેલો, હો છડો સુજાણકે જિનવાણી ચિત્ત આણિયે ॥ ૩ ॥ આત્મકર્મ સબધ છે અનાદિનો, હોરજ કનક દ્રષ્ટાંત કે, અનાદિ સાત ભવ્ય આશ્રયિ, અભવ્યને હો, કહુ સુણો વિચાર જિનવાણી ચિત્ત આણીયે ॥ ૪ ॥ આની રીતે અજ્ઞાન ભાવે દૃશ્ય પુદ્ગલ દ્રષ્ટા આત્માનો સબધ છે તે જ્યારે સત્ય વિવેક જાગશે ત્યારે જ આત્મ પુદ્ગલનો ભેદ જાણશે ત્યારે જ ત્યાગ કરવા

ગુરૂસેવા પાચ વ્રત તપ સ્વાધ્યાય ધ્યાન વિગેરેનો આદર કરશે એજ સાર છે ॥ ૧૭ ॥

અહિંયા સૂત્રકાર દૃશ્યનુ સ્વરૂપ બતાવે છે

સૂત્ર-પ્રકાશ ક્રિયાસ્થિતિશીલ ભૂતેન્દ્રિયાત્મક ભોગાપવર્ગાર્થં દૃશ્યમ્ ॥ ૨-૧૮ ॥

ભાવાર્થ—પ્રકાશસ્વરૂપ, ક્રિયાસ્વરૂપ, સ્થિતિસ્વરૂપ જે જડ પદાર્થોના સયોગથી આત્માએ અજ્ઞાન ભાવથી પાચ ઇંદ્રિયો મન શરીર વિગેરે ઉત્પન્ન કરીને તેના વડે જગતના ભોગ્ય પદાર્થોને ભોગવતો તેમા એક રૂપ થાય છે જેમ દારૂ પીનારો ભાન ભૂલીને જેમ તેમ યોગ્ય અયોગ્ય બકવાદ કરે છે તેવી ગદી ક્રિયા પણ કરે છે તેમ બહિરાત્મદશાવાળા પ્રાણીઓ તે બાહ્ય પદાર્થો દૃશ્ય-જાણવા લાયક છે, કારણ જેનો જાણપણો થાય તેને યોગ્ય વા અયોગ્યનો ભેદ કરીને અયોગ્ય જાણીને છ ડે છે તે ક્રમે ક્રમે અપવર્ગ, મુક્તિને પામે અહિંયા પુદ્ગલ ધર્મને દૃશ્ય-દેખવા યોગ્ય કહ્યો છે, પરતુ બધા પુદ્ગલ પરમાણુઓ દેખવામા આવી શકે તેમ નથી પરતુ તે જ્યારે સઘાત( જથ્થારૂપ ) થાય ત્યારે તેમા રહેલા ગુણને અનુસરીને તથા આપણી ક્ષયોપશમ ભાવે પ્રગટ થયેલી તેને યોગ્ય દર્શન શક્તિવડે કેટલાક રૂપાદિ આપણી ચક્ષુથી દેખાય છે, કેટલાક નાસિકા વડે ગધ દ્રવ્યપણે જણાય છે, કેટલાક પુદ્ગલો પવન પૃથ્વી આદિ સ્પર્શવડે દેખાય છે આ બધા પુદ્ગલોના લક્ષણો

શાસ્ત્રમા આ પ્રમાણે જણાવ્યા છે—" सद्दंधयरउज्जोअ, पभाछायां तवेहिया, वन्नगंधरसफासपुग्गलगतु लख्खण ॥ १ ॥

અર્થ —શબ્દ થવો, અ ધકાર, ઉદ્યોત, પ્રભા, છાયા, આત પ, આઘાત, વર્ણ, ગ ધ, રસ, સ્પર્શ આદિ જે દર્શનો જેમા થાય છે તે પુદ્‌ગલના લક્ષણો જાણવા તે પુદ્‌ગલો આત્માથી પર છે તે સવદા નિત્ય વા અનિત્ય નથી પણ દ્રવ્યરૂપ નિત્ય અને પર્યાયરૂપ અનિત્ય છે તેમા ઉત્પાદ, વ્યય ધ્રૌવ્યતા રહેલી તેવી જ રીતે આત્મામા પણ ઉત્પાદ વ્યય, ધ્રૌવ્યતા પણ છે કહ્યુ છે કે—" उत्पादव्ययध्रौव्युक्त सद "

અર્થ —જે સદ્‌-પદાર્થો છે તે દ્રવ્યાર્થિકનયથી ધ્રૌવ્યતાયુક્ત છે અને પર્યાયાર્થિકનયથી ઉત્પાદ વ્યયયુક્ત છે આવુ સર્વ દૃશ્ય તથા અદૃશ્ય પદાર્થોમા અનુભવાય છે એક સુવર્ણ દ્ર યમા પ્રથમ ઘટરૂપે હતુ તે કાલાતરે ઘટને ભાગી નાખીને મુગટ થયો તે ઘટ તથા મુગટ એકનો નાશ અને અન્યની ઉત્પત્તિ રૂપે થાય પરતુ બન્નેમા સુવર્ણ દ્રવ્ય રહેવાપણુ તેવી જ રીતે આત્મા દ્રવ્યાર્થિક નયથી નીત્ય હોવા છતા પણ નર, નારક, દેવરૂપ ભવ પર્યાયોને કરતો અનિત્યપણુ ધરે છે કહ્યું છે કે— " आत्मा द्रव्यार्थतो नित्य पर्यायार्थाद्विनिश्वर ॥ "

અર્થ –આત્મા–પુરૂષ દ્રવ્યાર્થિકનયથી–દ્રવ્ય રૂપે નિત્ય છે પર્યાયાર્થિકનયથી કાય રૂપે અનિત્ય છે પરતુ બૌદ્ધ મત

પ્રમાણે સમૂલ નાશ કે અદ્વૈત મત પ્રમાણે અબાધિત નિત્ય નથી એટલે દ્રવ્ય સ્વરૂપે નિત્ય અને પર્યાય રૂપે અનિત્ય છે અહિયા કહ્યુ છે કે—

यः कर्ता कर्मभेदाना, भोक्ता कर्मफलस्य च ॥
ससृता परिनिर्वाता स हि आत्मा नाऽन्यलक्षणम् ॥ १ ॥

અર્થ—જે શુભાશુભ કર્મના ભેદોનો કર્તા છે તે જ તે કર્મનો ભોક્તા થાય છે તે જ સસારી આત્માનુ લક્ષણ છે અને જ્યા સુધી કર્મ કરવા ભોગવાપણુ છે ત્યા સુધી જ સસારીપણુ છે જ્યારે આત્મા સર્વ કર્મનો ક્ષાયક ભાવે વિનાશ કરશે ત્યારે પરિનિર્વાતા થઈને મોક્ષ મેળવશે ત્યારે તે સિદ્ધ પરમાત્મા પુર્ણ સચ્ચિદાનદ થતે પણ બીજો પરમાત્મા ભગવાન નહીં થાય તે જ આત્માનુ સત્ય લક્ષણ યથાર્થ છે, અન્ય લક્ષણ નથી આમા ઇદ્રજાલ જેવુ સ્વપ્ન જેવુ વા દશ્યપણુ નથી પણ કર્મનો અનાદિકાલિક સબધ છે ॥ ૧૮ ॥

मूलं—निर्शेषाविशेषलिङ्गमात्रालिङ्गानि गुणपर्वाणि ॥२–१९॥

ભાવાર્થ—સર્વ દ્રવ્યમા એક બીજાની અપેક્ષાનો વિચાર કરતા સામાન્યતા તથા વિશેષતાનો અનુભવ જ્યા સુધી તેના રૂપરસાદિ ગુણોરૂપ લિગનુ જ્ઞાન થાય ત્યા સુધી ગણાય છે 'તેથી પણ' અત્યત સૂક્ષ્મ સ્વરૂપને ધરનારા પુદ્ગલો છે તેમા રહેલા લક્ષણો આપણી ઇદ્રિયો ગ્રહણ કરી શકતી નથી તેવા અતિ સૂક્ષ્મ દ્રવ્યો જે પાચ ભૂતના

કારણો તરીકે સાખ્ય દર્શન જણાવે પણ શબ્દ દ્રવ્યરૂપ તન્માત્રા આકાશનુ કારણ બનતી નથી શબ્દ પુદ્ગલનો ધર્મ છે તે ઉપર "सद्दंधयार" પરની ગાથામા જણાવેલ છે અને આકાશ ગુણ અવકાશ જગ્યા આપવાનો છે તેથી તે શબ્દ તથા આકાશને ગુણગુણી ભાવનો સ બ ધ છે પણ કારણ કાર્યભાવનો (ઉપાદાન ઉપાદેય ભાવનો) સ બ ધ સિદ્ધ થતો નથી અર્થાત્ શબ્દથી આકાશની ઉત્પત્તિ પ્રત્યક્ષથી વિરોધી છે પણ પુદ્ગલ દ્રવ્યો જે જગતમા છે તેના પરમાણુ (તન્માત્રા) એનો સમુદાય સહજ ભાવે ભેગો થઈને સ્ક ધરૂપે પાણી-તેજસ વાયુ, પૃથ્વીના મોટા જથ્થામા સ ક્રમીને તેવી સ્વરૂપતાને ઘટે છે એમ અનેક રૂપી પદાર્થો કાર્યકારણ ભાવને પામે છે મોટા જથ્થામાથી છુટા પડીને આપણાથી અદ્રશ્ય થતા વાદળા પણ-આપણે જોઈએ છીએ પર તુ દ્રવ્યતા નાશ પામતી નથી પર્યાય સ્વરૂપે નષ્ટ થયા છતા દ્રવ્ય રૂપે નિત્ય રહે છે ગુણ તો દ્રવ્યનો સહભાવી હોવાથી દ્રવ્યમા તાદાત્મ્ય ભાવે રહે છે તેથી જ "उत्पादव्ययध्रौव्ययुक्तं सद्" એ નિયમ સર્વ ચેતન તથા જડ પદાર્થોમા રહે છે પર તુ સાખ્ય દર્શન અલિ ગમા નિત્યતા અને વિશેષતા તથા સામાન્યતા માને છે તેમજ લિ ગમા અનિત્યતા માને છે તે યોગ્ય નથી કારણ કે સર્વ દ્રવ્ય ચેતન વા અચેતન હોય તો પણ તેવા ગુણ જે સહભાવી રૂપે રહેલો ધર્મ તેથી યુક્ત હોય છે દ્રવ્ય તે દ્રવ્યત્વ રૂપે નિત્ય છે અને પર્યાયરૂપે અનિત્ય છે તેમા ગુણનો તીરોભાવ આવિર્ભાવ થાય છે તેથી જે સદ્ હોય તે જ

ઉત્પન્ન થાય પણ અસદ્ ઉત્પન્ન થાતા નથી, તેમ સાખ્ય દર્શન જે માને છે તેથી તેમને મતે પ્રાગ્ભાવ તથા પ્રધ્વસાભાવનો અસ્વીકાર થયો તે અયોગ્ય છે દ્રવ્યમા સવાય સગ ધથી વા ઉપાદાન સબધી જે કાર્ય થાય તે જો કે તેમા તેવુ કરવાની (બનવાની) શક્તિ હતી તો તે કાર્યરૂપે તો ન હતુ તે સામગ્રી પામીને કાર્યરૂપે થયુ તેથી જે પ્રથમ નહોતુ તે થયુ તે કારણથી કાર્યની પુર્વ અવસ્થા તે પ્રાગભાવ કહેવાય અને જ્યારે તે ઘટ પટ કાર્યનો નાશ થાય ત્યારે પ્રધ્વસાભાવ કહેવાય છે તે માટે શ્રીમાન્ અકલકદેવસૂરિ જણાવે છે કે–

कार्यद्रव्यमनादि, स्यात्प्रागभावस्य निन्हवे ।

प्रध्यसस्या पलापेतु तदेवाऽनन्तता व्रजेत् ॥ १ ॥

અર્થ—જો પ્રાગ્ભાવ ન માનવામા આવે તો સર્વમા કાર્યપણે થવાનો અભાવ થાય અથવા કાયને અનાદિમાન માનવુ પડે છે અને પ્રધ્વસાભાવ ને જો ન માનીએ તો પર્યાય રૂપ વિનાશવત દ્રવ્યને અનાદિમાન માનવુ પડે છે તેમને પ્રાગ્ભાવ તથા પ્રધ્વસાભાવને માનીએ તો સર્વ ચેતન તથા જડ પદાર્થોમા દ્રવ્યરૂપે સદ્ અને ઉત્પાદ્ વ્યયરૂપે–પર્યાયરૂપે અસત્ માનવામા આવે તો તે બરાબર ઘટે છે તેમ જે સાખ્ય દર્શનમા ધર્મ લક્ષણ તથા અવસ્થાન રૂપ ત્રણ પરિણામો પણ કથચિત ભાવે યથાર્થ ઘટી શકે છે ॥ ૧૯ ॥

મૂલ–द्रष्टादृशि मात्र शुद्धोऽपि प्रत्यनुपश्य ॥ २-२० ॥

ભાવાર્થ—દ્રષ્ટા-આત્મા જ્ઞાનદર્શનાદિ ગુણસ્વરૂપ છે તે કારણથી સત્તાએ એટલે સ્વભાવથી શુદ્ધ છે તો પણ તે ગુણોને રાજસ, તામસ, સાત્વિક પ્રકૃતિમય કર્મદલથી અવરાયેલા હોવાથી પોતાના સ્વરૂપને જાણતા નથી આવો અનાદિ કાલથી હોવાને કારણે બાહ્ય તન મન ઇંદ્રિયોથી થતા અનુભવથી સુખ દુ ખને અનુભવે છે તો પણ મતિજ્ઞાન શ્રુતજ્ઞાનનો અ શ થોડો અવરાયો ન હોવાથી ક્ષુદ્રભવમા હોવા છતા પણ દુ ખત્યાગ કરવાની સુખના ભોગના આદરની વૃત્તિ કાયમ રહેલી છે, પર તુ અજ્ઞાન, મિથ્યાત્વ, કષાય, અવિરતિના કલુષિત પરિણામથી અનેક પાપકર્મ કરીને દુ ખ-દુર્ગતિમા જઇ પરાધીનતા ભોગવે છે, અને પોતાના શુદ્ધ સ્વરૂપ જે સત ચિત્ત આનંદમય છે તેને જાણતો નથી અને શ્રીમાન્ વિવેકાનન્દસ્વામીજીએ જે ઇંદ્રનુ દષ્ટાંત આપ્યુ છે તેવી રીતે પરસ્વરૂપમા અવસાન ભૂલી અનત દુ ખનો અનુભવ કરે છે તે ઇંદ્રનુ દષ્ટાન્ત આ પ્રમાણે છે—

એક વખત દેવોનો રાજા ઇંદ્ર પોતાના અસુરાદિ શત્રુથી ભય પામીને તે લોકો પોતાને હેરાન ન કરે એવા વિચારથી ભુ ડનુ સ્વરૂપ ધરીને ગ દા ગોબરા તલાવમા કાદવ કિચ્ચડથી શરીર લપેટીને રહ્યો હતો ત્યા આવતી ભુ ડણ સાથે મોહના ઉદયથી કામાતુર થઇને વિષયભોગમા પડ્યો અને કાલક્રમે પોતાના સાચા સ્વરૂપને ભૂલીને પોતાને ભુ ડરૂપ માની તે ભુ ડણીથી જે પ્રજા થઇ તેની સાથે રક્ત થયો હવે જ્યારે અસુરો દેવ

નગરથી ચાલ્યા ગયા ત્યારે દેવો પોતાના રાજા ઇંદ્રને શોધવા નીકળ્યા તેઓએ ભુંડરૂપે રહેલા ઇંદ્રને ઓળખી કાઢયો ને દેવ નગરમા આવીને પોતાનુ સ્થાન સભાળવાની વિનંતિ કરીને બહુ સમજાવ્યો, પણ ભાનભૂલેલા ઇંદ્રે તે વાત માનવાની ના પાડી તેથી દેવોએ ભુંડણના બચ્ચાને તથા ભુંડણને મારી નાખી આ બધા દૃશ્યો જોઇને ભુંડને બહુ ઉત્પાત થયો ત્યારપછી તે દેવોએ ભુંડના કલેવરને પણ ચીરીને ફેંકી દીધુ ત્યારેજ ઇંદ્રનુ મોહાવરણ દુર થયુ ને પોતે સત્ય ઇંદ્ર બન્યો તેમ આપણે પણ અનાદિ કાલની અજ્ઞાનતા, ભોગવાસના, મિથ્યાત્વ આદિ અનેક પાપકર્મના યોગે ભૂલ્યા છીએ તે સુગુરૂ, સુદેવ, સુધર્મની સમ્યગ્ પ્રકારે આરાધના કરવાથી પ્રભુનુ સ્વરૂપ ચિંતવવાથી તથા તેવી પોતામાં સ્વરૂપ પ્રાપ્તિની તાકાદ છે એમ પુણ્યાનુબંધી પુન્યના યોગે નિશ્ચય થાય આત્મા સ્વરૂપપ્રાપ્તિનો પુરૂષાર્થ કરે તો ક્રમે ક્રમે તે મોહ-માયાના આવરણ-પડદાને ચીરી નાખીને પોતાનુ અખંડ સચ્ચિદાનંદ સ્વરૂપ પ્રગટ કરીને આત્મ સ્વરૂપમા સ્થિર થાય છે ત્યારે ઇંદ્રિયાદિકનુ પરાધની પણું જ્ઞાનાદિક આત્મગુણોને રહેતુ નથી પણ સ્વયં પ્રકાશક થાય છે, અને તે માર્ગ માટે ઉપદેશ પણ આપે છે ॥૨૦॥

सूत्र—तदर्थ एव दृश्यस्यात्मा ॥ २–२१ ॥

ભાવાર્થ—આત્મા સ્વયં દ્રષ્ટા છે તો પણ જ્યારે બાહ્યાત્મભાવમા ઘેરાયો હોય છે ત્યારે શુભ વા અશુભ

પરિણતીવડે જો પુન્ય પાપકર્મ બાંધ્યા હોય તેનો ઉદય કાલમા તે ભોગ્ય કર્મને અનુકૂલ જે જે દ્રવ્ય પાચે ઇંદ્રિયોથી ભોગવાય તેવા પદાર્થોને માટે તે આત્મ આચરણ કરે છે અને તે પદાર્થ સ્વરૂપ પોતાને માને છે પોતાનો જન્મ તેનાં માટે જ થયો હોય તેવુ જ્ઞાન અજ્ઞાનતાના યોગે થાય છે તે કારણથી ચાર ગતિ ચોરાશી લાખ યોનીમા ભમીને અનત દુખ ભોગવે છે, માટે સદ્ગુરૂનુ ઉપાસન કરવાથી સત્ય આત્મસ્વરૂપનુ જ્ઞાન થાય તો તે ભોગતૃષ્ણાને દૂર કરવા પ્રવૃત્તિ કરી શકે છે ॥ ૨૧ ॥

सूत्रं-कृतार्थ प्रतिनष्टमपि तदन्यमाधारत्त्वात ॥ २-२२ ॥

ભાવાર્થ —જે જે આત્માઓએ સ્વસ્વરૂપ પરસ્વરૂપને ઓળખી, પરસ્વરૂપ-પુદ્ગલભાવને ગ્રહણ કરવાનો ત્યાગ કરીને, સવર ભાવે આત્મ, જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ યોગમા પ્રવેશ કરીને, અનાદિ કાલથી લાગેલા કર્મસમૂહનો નાશ કરીને, સહજાનદ સ્વરૂપને પૂર્ણ ભાવે પ્રાપ્ત કરીને કૃતકૃત્ય થાય-કૃતાર્થ થયા હવે તેમને આ દુનીયામા કાંઈ પણ કરવાનુ બાકી રહ્યુ નથી તેવા પરમાત્મા ઇશ્વર વીતરાગ થયા છે છેવટે શરીર, આયુષ્ય, નામ, ગોત્ર, સાતાવેદનીય કર્મ બાકી હતુ તેનો પણ ત્યાગ કરીને મુક્ત થયા અર્થાત તેમને લાગેલા કર્મ નષ્ટ થયા તેથી સર્વજીવોના કર્મ નાશ નથી થયા, કારણ કે દરેક જીવોને આત્મગુણ સરખા

तेनो क्षय, उपशम, क्षयोपशम, उदय पण अनेक प्रकारनो होय छे, तेथी जे पुरुषार्थ करे तेना कर्म मल नष्ट थाय अने तेमा जेनी मंदता तीव्रता प्रमाणे नष्ट थाय छे तो पण साधारणताओ आठ कर्मनो समूह दरेक संसारी जीवोने प्राय होय छे ते कर्म प्रकृतिने दूर करवा पुरुषार्थ करवो जोइए ॥ २२ ॥

सूत्र—स्वस्वामिसम्बन्धोऽर्हः स्वरूपोपलब्धिर्हेतुः संयोगः ॥२-२३॥

भावार्थ—आत्मा अज्ञानताने वश थयेलो होवाथी जे जे शुभ वा अशुभ पुन्य वा पाप कर्म करे छे तेनो ते स्वामी थाय छे पण माणसोनी कथामा श्री "भीमसेन खाय अने मामा शकुनी पीडाय" तेम नथी जे करे ते ज पामे, वावे ते लणे तेवो शुद्ध न्याय होवाथी स्व-पोताना करेला कर्मनो पोते ज स्वामी-मालीक थाय छे तेथी ते कर्मना फलनो विपाक जेवा स्वरूपे भोगववा योग्य होय तेवा स्वरूपनी उपलब्धिनो संबंध थवामा ते कर्मने अनादि कालथी ग्रहवाथी हेतुता छे पण नहीं करेला कर्मनो भोग आत्माने कोई पण थातो नथी कह्युं छे के—

कृतकर्मक्षयो नास्ति, पूर्वकोटिशतैरपि
अवश्यमेव भोक्तव्यं, कृतं कर्म शुभाऽशुभं ॥ १ ॥

अर्थ—करेला कर्मनो क्षय करोडो कल्प जाय तो पण थातो नथी ने करेला होय ते कर्मना शुभ वा अशुभ फल भोगववा पडे छे अहीया आत्मानी अनंत

શક્તિ છે પણ તે અવરાઇ ગઇ હોવાથી વિપરિત અજ્ઞાન-
મય શક્તિવંત છે અને કર્મને-દરયને તેના ફળનો ભોગ
આપવાની શક્તિ છે તે બન્ને જડ ચેતન શક્તિનો સંબંધ
આત્માની વિભાવિક પરિણતિ રૂપ જાણવો ॥ २२ ॥

सूत्र—तस्य हतुरविद्या ॥ २–२४ ॥

ભાવાર્થ—આત્માને આવી વિભાવિક દશાના
સંબંધનુ કારણ અવિદ્યા, મિથ્યાત્વ, અવિરતિ કષાય, યોગ,
રૂપ રાગ દ્વેષની જે પરિણતિ છે તે આઠ કર્મબંધમા
હેતુ થાય છે તે જ કારણથી રાગદ્વેષ મિથ્યાત્વરૂપ અવિદ્યા,
અવિરતિ, કષાય તથા અશુભ મન-વચન-કાયાના યોગનુ
પરિણમન ભાવકર્મ રૂપ જણાય છે તે જ ભવ-સંસારનુ
બીજ છે તે અવિદ્યાનો ત્યાગ કરવા પ્રવૃત્તિ કરવી
જોઇએ શ્રી દશવૈકાલિક સૂત્રમા જણાવે છે કે—
पढम नाण तओ दया, एव चिट्ठई सव्वसमण । अन्नाणि किं
काही ? किं, वा नाहीइ छेअ पावग ॥ १ ॥

અર્થ—સંયમ યોગની પ્રાપ્તીમા પ્રથમ જ્ઞાનની
જરૂર છે જ્ઞાનથી સ્વપરનો વિવેક જીવ અજીવની સમજણ
પડે તેથી તે સંયતિ આત્મા સ્વ-પોતાની દયા તેમ પર
જીવોની દયા પાળે છે કોઇને પણ મન-વચન કાયાથી
દુભવતો નથી તેવી રીતે વર્તતો સંયમ યોગમા-સ્થિર
થાય છે પણ અજ્ઞાની તે સ્વપર ને જાણતો નહોવાથી કેવી

રીતે દયા પાળે ? પોતાને કર્મ બંધથી પાછો વાળી શકે ? પૂર્વ કાળે લાગેલા પાપને અજ્ઞાની કેવી રીતે છેદી શકે ? માટે જણાવે છે કે-सोच्चाजाणइ कल्याण, सोच्चाजाणइ पावग उभय विजाणइ सोच्चा ज सेयं त समायरे ॥ २ ॥ ગુરૂનો ઉપદેશ સાંભળી વિચારીને શ્રોતા સંયમી કલ્યાણના માર્ગને જાણે સાંભળી વિચારીને પાપ પંથને પણ જાણે એમ પાપ તથા પુન્ય ધર્મના પંથને જાણીને સંયમી યોગી જે શ્રેય-મોક્ષનો માર્ગ હોય તેને વિચારીને આચરે છે પાપનો ત્યાગ કરે છે માટે જણાવાય છે કે-" सा विद्या या विमुक्तये " તે જ વિદ્યા કહેવાય કે જે મુક્તિને માટે જ થાય આ પ્રમાણે વિચારી અવિદ્યા જો કર્મબંધનો હેતુ રૂપ છે તે ત્યાગ કરવી ॥ ૨૪ ॥

सूत्र-तदभावात् सयागाभावा हान तद् दृशे कैवल्यम्॥२ २५॥

ભાવાર્થ—જ્યારે આત્મા સમ્યગ્જ્ઞાન, દર્શન, ચરિત્રતુ સ્વરૂપ સમજીને દાન, શિયળ, તપ, ભાવ યુક્ત થઇ દેવગુરૂની અપ્રમત્તભાવે ઉપાસના કરે છે ત્યારે સ્વપર દ્રવ્યનો વિવેક જાણે છે પર-પુદ્ગલ સ્વરૂપને ત્યાગ કરવાનો અભ્યાસ કરતા કરતાં પ્રથમ તો અવિદ્યારૂપ મિથ્યાત્વના કારણ રૂપ ક્રોધ, માન, માયા, લોભરૂપ અનતાનુબંધીની ચોકડીનો ક્ષય કરે અને ક્ષાયક સમ્યક્ત્વ પામે આત્મવીર્યની ઉત્કૃષ્ટતાના યોગે ક્ષપક શ્રેણીમા ચડીને અપૂર્વકરણ, અનિવૃત્તિકરણ, સુક્ષ્મ સંપરાય ક્ષીણમોહ નામના

ગુણસ્થાનકને પામીને જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અંતરાય રૂપ ચાર ઘાતી કર્મનો ક્ષય કરે અને અનંત વસ્તુને ગુણપર્યાય યુક્ત યથાર્થ ભાવે જાણવા દેખવારૂપ કેવલ્ય જ્ઞાનને પામે છે અને સર્વ કિલષ્ટ ચિત્તવૃત્તિનો સર્વથા રોધ કરે છે ત્યારે જ આત્મા દ્રષ્ટા સ્વરૂપમાં અવસ્થિત થાય છે સર્વથા સંસારનું બંધન નષ્ટ ત્યારે જ થાય છે ॥ ૨૫ ॥ તે કર્મને નષ્ટ કરવાનું જણાવે છે—

સૂત્ર—विवेकख्यातिरविप्लवा हानोपाय: ॥२-२६॥

ભાવાર્થ—આત્માને શાસ્ત્રનો અભ્યાસ કરતા સત્ય વિવેકજ્ઞાન થાય છે તે મિથ્યાત્વ-વિવેકાખ્યાતિરૂપ અજ્ઞાનના નાશથી થતું હોવાથી સમ્યગ્દર્શન-સત્ય વસ્તુની અર્થાત્ આત્મા અને પરપુદ્ગલના ભેદની વહેંચણીનું જ્ઞાન થાય છે તે સમ્યગ્ દર્શનને વિવેકખ્યાતિ કહેવાય છે વિવેકખ્યાતિ ક્ષયોપશમ, ઉપસમ તથા ક્ષાયકભાવ એમ ત્રણ પ્રકારની થાય છે તે જો ક્ષયોપશમભાવે થાય તે માય અશુદ્ધતાવાળી હોવાથી લાંબા કાલે મોહાદિ કર્મને ઘાત કરવા માટે સમર્થ થાય, ઉપશમ ભાવે વિવેકખ્યાતિ થઈ હોય તે સ્થિર રહેતી નથી, પરંતુ તે રહે ત્યાં સુધી આત્મા આણંદનો અનુભવ કરે છે પરંતુ જે ચાર અનંતાનુબંધી કષાય (ક્રોધ, માન, માયા તથા લોભરૂપ) ક્ષય થયા હોય સમ્યગ્ મોહનીય મિશ્ર મોહનીય, મિથ્યાત્વ મોહનીય એમ સાત પ્રકૃતિનો ક્ષય થવાથી જે ક્ષાયકભાવે સમ્યગ્ દર્શન-

વિવેકખ્યાતી થઈ હોય તે આત્માને ચારિત્ર પ્રાપ્ત કરાવવામાં એટલે પુદ્ગલ ભોગને ત્યાગ કરાવવા સમર્થ ઉપાય રૂપ બને છે ચારિત્રયોગે અને વિવેકખ્યાતિ આત્માને લાગેલા કર્મમેલનો વિનાશ કરે છે સંપ્રજ્ઞાત યોગ તથા અસંપ્રજ્ઞાત યોગને પ્રાપ્ત કરાવે છે ॥ ૨૬ ॥

સૂ।–तस्यधा प्रान्तभूमि प्रज्ञा ॥२–२७॥

ભાવાર્થ–વિવેકખ્યાતિવંત સમ્યગ્દર્શનવંત આત્માને સુદેવગુરૂધર્મની આસેવના અભ્યાસના યોગે સાત પ્રકારની પ્રજ્ઞા સ્વરૂપ આત્મધર્મરૂપ ભુવનમાં ચડાવનારી સાત પ્રકારની પ્રાંત ભૂમિકા પ્રગટે છે તે આ પ્રમાણે સંસારના જે પૌદ્ગલિક ભોગોનું સ્વરૂપ હવે મેં જાણી લીધું તે આત્માને ઘાતિકારક નથી તે ત્યાગવા યોગ્ય છે તેવું "हेयपरिज्ञान" ત્યાજ્ય પદાર્થોનું જ્ઞાન (૧) તે સઘળા ભોગ્ય પદાર્થો મારા નથી હું તેનો નથી, તે પુદ્ગલસ્વરૂપ છે અને હું ચૈતન્ય જ્ઞાનવંત આત્મા છું, મારે અને તેને કોઈ પ્રકારનો સ્વામિસેવકભાવનો સંબંધ નથી આવા વિવેક ખ્યાતિ–વિવેકજ્ઞાનવડે "क्षीणा हेयहेतव" હેય–ત્યાગ કરવા યોગ્ય ભોગ્ય પદાર્થો ને ગ્રહણ કરવાની ભાવના ક્ષીણ થાય છે તે બીજી ભૂમિકા (૨) જ્યારે ભોગો ઉપરથી ચિત્ત ઊઠી જાય છે ત્યારે આત્માને યોગ્ય ગ્રાહકભાવ રૂપ અજ્ઞાન–અવિદ્યા–મિથ્યાત્વ રૂપ મનના કલેશો પણ નાશ પામે છે "निरोध समधिसमाप्त"

આશ્રવના ત્યાગ રૂપ સંવરમય શુદ્ધ ચારિત્રયોગરૂપ સંપ્રજ્ઞાન સમાધિ પ્રાપ્ત થાય છે (૩), હવે જ્યારે શુદ્ધ ચારિત્રયોગથી આશ્રવરૂપ હેયનો ત્યાગ થયો છે તે તેને તો હવે અપ્રમત્તભાવે આત્મઉપયોગમાં રહીને તે રાગ-દ્વેષાદિક ચોરને મારા મનમાં જરા પણ સ્થાન નહિ આપું એવા આત્માને "विवेकख्यात्या भावितोऽहं" વિવેક જ્ઞાનથી હું વાસિત થયો છું આવી ભાવનાવાળો ચાર ભૂમિકા આત્માના પ્રયત્નથી સાધ્ય કરી શકાય છે અને બાકીની ત્રણ ભૂમિકાઓ છે તે (१) "चित्तविमुक्ति" આજ સુધી હું ચિત્તનો તાબેદાર હતો તેની આજ્ઞા મારાથી નહોતી લોપાતી પણ હવે સત્ય વિવેક જાગ્યાથી તે ચિત્તના બંધનથી હું મુક્ત થાઉં છું (१) જ્યારે હું આ ચિત્ત મનથી સ્વતંત્ર થયો ત્યારે ચિત્તની સાથે જોડાયેલી સત્વ રાજસ્, તામસ્ વૃત્તિવાળા સંકલ્પવિકલ્પ પણ મારાથી જુદા થયા છે (२) સત્વ રાજસ્, તામસ્ પ્રકૃત્તિથી રહિત-રાગ દ્વેષ મોહ માયાથી રહિત થયેલું આત્મસ્વરૂપ પરમજ્યોતિ સ્વરૂપ થઈને સદ્ચિત્આનંદરૂપ અનંત જ્ઞાન-દર્શન-ચારિત્ર-મય બની અક્ષય આનંદને અનંતકાળ અનુભવે આ સાત પ્રાંતભૂમિની ભાવના સ્વરૂપનું ભાન કરાવવાને અત્યંત ઉપકારક થાય છે ॥ ૨૭ ॥

मूल-योगाङ्गानुष्ठानादशुद्धिक्षये ज्ञानदीप्तिरा विवेकख्यातेः ॥ २-२८ ॥

ભાવાર્થ—આત્મને પરમસુખમા કારણભૂત મુક્તિને પામવાના ઉપાયોમા આઠ પ્રકારના યોગના અ ગોનુ અનુષ્ઠાન કરવાથી આત્માને લાગેલ અશુદ્ધતાનો ક્ષય થવાથી સમ્યગ દર્શનરૂપ વિવેકખ્યાતિ સુધી સમ્યગ્ જ્ઞાન દીપક નાગે છ શ્રીમાન્ પરમ ગુરૂદેવ બુદ્ધિસાગરજી સૂરિપ્રવર યોગદીપકમા જણાવે છે કે—एकाऽनेकौ नयेनात्मा, वाच्यावाच्य-स्तथैव च । कर्ताऽकर्ता च हर्त्ता वै, सापेक्षात प्रभासते ॥१॥

અર્થ—સમ્યગ્જ્ઞાનના યોગે-નયની અપેક્ષાયે આત્મા સ ગ્રહનયની અપેક્ષાયે સામાન્ય ગુણના સદ્ભાવથી એક જણાય છે અને નૈગમનયની અપેક્ષાયે એક અ શે પરમ શુદ્ધ જણાય છે, વ્યવહારનયની અપેક્ષાયે કર્મની પ્રકૃત્તિઓનો યોગ હોવા વડે અનેક જણાય છે તેવી જ રીતે અનત સ્વરૂપના ગુણોને વ્યક્ત ન કરી શકેલો હોવાથી અવાચ્ય તથા ક્ષયોપશમિક ભાવે કેટલાક ગુણો વ્યક્ત થયેલા હોવાથી વાચ્ય પણ કહેવાય છે, તેમજ નિશ્ચયનયથી સ્વગુણપર્યાયનો કર્તા પર પુદ્ગલ પર્યાયનો અકર્તા વ્યવહાયનયથી સ્વકર્મનો કર્તા તેનો ભોક્તા સ સારમા અનેક ભવનો કર્તા ભોક્તા અને સ્વકર્મનો હર્તા-વિનાશક પણ છે એમ અપેક્ષાયે અનુભવાય છે. આત્માને જ્યારે જાણે માને સ્વીકારે તે કર્મ મલને દૂર કરવા યોગ્ય માને ત્યારે વિવેકખ્યાતિ સાચુ જ્ઞાન અને શ્રદ્ધારૂપ સમ્યગ્ દર્શન થાય છે અને કર્મમલને દૂર કરવા જ્ઞાન ચારિત્રયોગમા અભ્યાસયુક્ત પ્રવૃત્તિ કરે છે ને તે યોગના આઠ અ ગો નીચેના સૂત્રમા જણાવે છે ॥૨૮॥

सूत्र—यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमा-धयोऽष्टावङ्गानि ॥ २–२९ ॥

ભાવાર્થ—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એમ યોગના અનુષ્ઠાનોમા આઠ અગ આત્માની શુદ્ધિ માટે વિધિપૂર્વક સિદ્ધ કરવાનાં આવશ્યકતા છે, ॥ ૨૯ ॥

सूत्र—अहिंसासत्यमस्तेयब्रह्मचर्याऽपरिग्रहा यमा ॥ २–३० ॥

ભાવાર્થ—અહિંસા—જીવોને મન, વચન, કાયાનદ યોગવડે ન મારવા ન પીડા કરવી તેઓના અગઉપાગ ન છેદવા દડાદિથી પ્રહાર ન કરવા ભય ન ઉપજાવવો એમ કાયાથી જીવદયા પાળવી, તેમજ વચનવડે તે જીવોને મનમા આઘાત થાય, ભય ઉપજે તેવા વચન ન બોલવા, મનથી પણ તે જીવોનુ બુરૂ ન ચિતવુ તે અહિંસા आत्मवत् सर्व-भूतेषु सुखदु खे प्रियाऽप्रिये । चिंतयन्नात्मनोऽनिष्टा हिंसामन्य नाचरेत् ॥ १ ॥

અર્થ—સર્વ જીવોને સુખ પ્રિય છે, દુ ખ કોઇને પ્રિય નથી, આપણે પણ સુખની જ ઇચ્છા રાખીયે છીયે અને દુ ખથી ભય પામીને કપીએ છીએ માટે આત્માને સુખી કરવાની ઇચ્છાવાળા સર્વ મહાનુભાવોએ સર્વ જીવોને પોતાના આત્મા સમાન ગણીને આપણને જેથી દુ ખ થાય તેવી ક્રિયા બીજા પ્રત્યે ન કરવી અર્થાત્ આત્માને જરા

-વાગવાથી પણ દુ ખ થાય છે તો તેવી જ રીતે બીજા પ્રાણી-ઓને તમારી કુતુહલવૃત્તિ માટે, અહાર માટે કે મિત્ર વર્ગને ખુશી કરવા માટે પણ હિ સાનુ આચરણ ન કરશો જે જીવો હિ સા કરે છે તેના બુરા ફલ ભોગવવા પડે છે કહ્યુ છે કે— पगुकुष्टिकुणित्वादि ज्ञात्वा हिंसा फल सुधी । निरागस्त्रसजतूनां हिंसासकल्पत त्यजेत् ॥ १ ॥

અર્થ-પાગળાપણુ, કોઢીયાપણુ, ઠુઠાપણુ, રોગીયાપણુ, બહેરાપણુ, મુગાપણુ, કેદીપણુ વિગેરે સર્વ દુ ખો આપણે જે ભોગવીએ છીયે તે પૂર્વભવે જીવદયા ન પાળી હોવાથી તેના ફલરૂપે આવેલા કર્મના વિપાકો છે તેમ જાણીને હે બુદ્ધિ-વત મહાનુભાવો ! અપરાધી વા અપરાધ વિનાના ત્રસ સ્થાવર જીવોનો વધ, હિ સા ત્યાગ કરશો આ જગતમા જે જીવો તમારી દૃષ્ટિમા આવ્યા છે તેમણે તમારો કોઇ પણ પ્રકારનો અપરાધ કર્યો નથી, કરવાના પણ નથી, આપણે તો આપણા કરેલા પૂર્વ ભવના શુભ વા અશુભ કર્મે જ અપરાધ કર્યો છે તો જે પુરૂષાર્થ કરો તે, તે અપરાધી કર્મને દૂર કરવા આત્મસ્વરૂપનુ ચિ તવન કરો, પણ કોઈ જીવને પીડા ન કરશો, કરશો તો તેનુ ફળ અવશ્ય ભોગવવુ પડશે આત્મસમાધીનો લાભ નહિ લેવાય કહ્યુ છે કે-श्रूयते प्राणिघातेन रौद्रध्यानपरायणौ सुभूमो ब्रह्म दतश्च सप्तम नरकगतौ ॥१॥ અર્થ—પ્રાણીઓનો ઘાત કરનારા અનેક પાપારંભમા રક્ત એવા સુભૂમ અને બ્રહ્મ-

દત્ત ચક્રવર્તિઓ આર્ત રૌદ્રધ્યાન કરીને સાતમી નારકીમા જઈને અનેક મહાભય કર દુ ખ ભોગવે છે માટે હિંસાનો ત્યાગ કરવો તે પ્રથમ મહા વ્રત જાણવુ (૧) સત્ય-જેવુ દેખ્યુ, સાભળ્યુ હોય તેવુ યથાર્થ કપટ કર્યા વિના બોલવુ તે સત્ય કહેવાય છે તે સત્ય જ્ઞાન દર્શન ચારિત્રયોગનુ મૂળ છે તેવુ સત્ય બોલનારા આત્માઓવડે આ પૃથ્વી પવિત્ર કરાય છે જે લોકો અસત્ય બોલતા નથી અને સત્ય વ્રતરૂપ મહા અમૂલ્ય ધર્મને ધારણ કરે છે તેને ભૂત પિશાચ સર્પ આદિ કોઇ પણ પશુ દેવ યા મનુષ્ય રાક્ષસ પીડા કરી શકતો નથી કહ્યુ છે કે—

ज्ञानचारित्रयोर्मूल सत्यमर वदन्ति ये,
धात्री पवित्रीक्रियते तेषा चरणरेणुभि,
अलिक ये न भाषन्ते सत्य व्रतमहाधना,,
नापराध्धुमल तेभ्यो भूतप्रेतो उरगादय ।

અર્થ—સત્યવ્રત વિનયસ્વરુપ હોવાથી જ્ઞાનનુ મૂળ તથા ચારિત્રનુ મૂળ છે તેમ જ્ઞાની મહર્ષિઓ કહે છે તે સત્ય વ્રતને ધરનારા પુરૂષના ચરણ રેણુના રજકણથી પૃથ્વી પવિત્ર બને છે વળી જે મનુષ જુઠુ બોલતા નથી તે સત્ય વ્રત રૂપ ધર્મ ધનવતનો ભૂર્લ પ્રેત પિશાચ ઉરક અર્ધભુવનપતિ વ્યતર વિગેરે દેવો અપરાધ કરી શકતા નથી ॥ માટે હે આત્મન્ અસત્ય નહિ બોલવુ" જે વાણીથી બીજા છેતરાય, જે આપણે જાણુતા નહોય દેખ્યુ ન હોય તેમા

જાણુતા ન હોય તેવુ બોલવુ, બીજાને સમજાવવુ, બીજાને તેમા વિશ્વાસ બેસે તેમ કરવુ તે અસત્ય કહેવાય છે सर्वलोक विरुद्ध यद्यद्विश्वसित घातकम् । यद्विपक्षश्च पुण्यस्य न वदेत्तन्मृनृत ॥ १ ॥ જે લોકથી વિરૂદ્ધ ગણાતુ હોય તે વચન, વિશ્વ રીતે છેતરનારૂ હોય તે, પુન્યધર્મનુ શત્રુપણ કરતુ હોય તેવુ વચન અસત્ય ગણાય છે તેનો ત્યાગ કરવો कन्यागो भूम्यलीकानि, न्यासापहरण तथा । कूटसाक्ष्य च पञ्चेति, स्थूला सत्यान्यकीतयन् ॥ १ ॥ કન્યા,ગૌ,ભૂમિકા સબધી જુઠુ બોલવાનો ત્યાગ કરવો તથા આપણા ઉપર વિશ્વાસ રાખીને કોઇ પણ માણસે પોતાની ખાનગી મિલકત ધન ઘરાણુ વિગેરે સાચવવા સોપ્યુ હોય તેને ગોપની રાખવુ, તેનો માલીક માગે ત્યારે પાછુ નહી આપવુ તથા ખોટી સાક્ષી ભરવી આ પાચ અસત્યનો ત્યાગ કરવાથી ગૃહસ્થો સુખી, રાજ્યમાન્ય થાય છે સત્ય બોલનારા પ્રત્યે દેવો પ્રસન્ન થાય છે. ( ૨ )

ત્રીજુ–અસ્તેય–અદત્ત ન લેવુ પારકા અર્થ, પૈસો, ધન, રત્ન આભૂષણો ગ્રહણ કરવાનો જેમને શુદ્ધ મનથી ત્યાગ કર્યો છે તેમને રાજ્યલક્ષ્મી સત્તા વિગેરે પોતાની મેળે આવીને પગમા પડે છે, સર્વ આધિ ઉપાધી અપકીર્તિ દૂર જાય છે અને સ્વર્ગસમાન મનુષ્યભવમા પણ સુખ અનુભવાય છે કહ્યુ છે કે—

परार्थग्रहणे येषा नियम शुद्धचेतसा । अभ्यायान्ति श्रिय-स्तेषा स्वयमेव स्वयवरा ॥१॥ अनर्था दुरतो यान्ति साधुवाद प्रवर्तते । स्वर्गसौख्यानि ढौकते स्फुटमस्तेयचारिणा ॥२॥

અર્થ—પારકુ ધન ચોરવા, લુટવા યા પડાવી લેવાનો જેઓએ ત્યાગ કર્યો છે, પરદ્રવ્ય જેમણે માટીના ઢેફા સમાન ગણ્યુ છે તેવા શુદ્ધ ચિત્તવાળા મહાશયને લક્ષ્મી સ્વયવરા કન્યાની પેઠે તેના ચરણમા પોતાની મેળે આવી દાસીની પેઠે રહે છે–તેમજ સર્વ અનર્થો, વિઘ્નો પણ દૂર જાય છે સર્વ જગ્યાએ સદ્કીર્તિ ફેલાવે છે અને સ્વર્ગના સુખો પણ પ્રગટશે તે આવી મળે છે તેથી તે ચૌર્ય ત્યાગ કરવુ ચૌર્ય કરનારો આ ભવ કે પરભવ દુ ખ પામે છે તેવા આત્માને હમેશા ભય, ક્રોધ હિસા વિગેરે વૈરવૃત્તિ રહેતી હોવાથી આત્મ સમાધી પામી શકાતી નથી

(૪) બ્રહ્મચર્ય—મૈથુન ત્યાગ કરવો તે આત્મ ચારિત્રના પ્રાણ સમાન છે બ્રહ્મચર્યથી ચિત્ત નિર્મળ થાય છે, અને પરમાત્મને પ્રત્યક્ષ થવામા આત્મસ્વરૂપમા સ્થિરતા પ્રાપ્ત થાય છે આયુષ્ય પણ દીર્ઘકાળવાળુ લાબુ થાય છે દેવ ને માનવ પણ તેમને આધીન થાય છે જગતમા કોઇ તેનો શત્રુ થતો નથી કહ્યુ છે કે –

प्राणभूत चारित्रस्य परब्रह्मैककारणम् । समाचरन् ब्रह्मचर्य पूजितैरपि पूज्यते ॥ १ ॥ चिरायुष सुसंस्थाना दृढसहनना नराः ।

तेजम्गिोगमहावीयामनेयु ब्रह्मचर्यंत ॥ २ ॥

યોગીઓને બ્રહ્મચર્ય એ ચારિત્રયોગના પ્રાણ સમાન છે, કારણ કે પરમ બ્રહ્મ-સચ્ચિદાનંદ (મોક્ષ)ની પ્રાપ્તિમા એ બ્રહ્મચર્ય કારણ બને છે તે જ કારણથી બ્રહ્મચર્યને ધરનારા પુરૂષો લોકથી પૂજાતા દેવદેવેન્દ્ર ચક્રવર્તી રાજાઓને પણ પૂજનીય બને છે (૫) અપરિગ્રહત્વ-પરિગ્રહનો ત્યાગ કરવો તે જે જે વસ્તુ નજરે પડે તેના ભોગની વાછા અજ્ઞાનતાના યોગે જીવને થાય તેવી વસ્તુને સંઘરવા માટે ઇચ્છા જાગે, તેમા રાગ બંધાય, ધન, ધાન્ય સ્ત્રી, પુત્ર ઘર, જમીન, દાસ, દાસી, હાથી, ઘોડાગાડી યા પાલખી વિગેરેનો મમત્વ મૂર્છાભાવે સંગ્રહ કરાય તે પરિગ્રહ કહેવાય છે તેવી વસ્તુઓનો ત્યાગ કરવો તે દ્રવ્ય પરિગ્રહ કહેવાય અભ્યતર ત્યાગ મૂર્છા મમત્વ ન રાખવો તે ભાવપરિગ્રહત્યાગ કહેવાય છે કહ્યુ છે કે--नसो परिग्गहो वुत्तो नाइपुत्तेण ताइणा मुच्छा परिग्गहो वुत्तो इइवुत्त महेसिणा ॥१॥ ધન,ધાન્ય, સુવર્ણ, રત્નાદિ, માણિક્ય પરિગ્રહ કહેવાય છે તે સાચો પરિગ્રહ નથી પણ તે વસ્તુઓ પર મારાપણાની જે વૃત્તિ (બુદ્ધિ) એ વસ્તુઓ મારી છે, બીજાને માટે ખરચમા ન જ આવે, મારે ભોગવવી જોઇયે તેવી જે બુદ્ધિરૂપ મૂર્છા તે જ સાચો પરિગ્રહ છે તેમ મહર્ષિ-ભગવાન જ્ઞાનપુત્ર મહાવીર દેવ કહે છે આજગતમા મૂર્છા પરિગ્રહ મોટા દુખનુ કારણ થાય છે કપીલની પાઠે બે જ માસા માત્ર સોનાની વાચ્છાથી

છ ખડના રાજ્યથી પણ સતોષ નથી થાતો, પરતુ તેની, કાંઇ પણ જરૂર નથી એમ જ્યારે મનમા લાગે છે ત્યારે સર્પ કાચલીને છોડે તેમ પોતાની પાસેની વસ્તુને છોડી દે, તેનો રાગ છોડી દે ત્યારે આત્માને આણદ થાય છે કહ્યું છે કે--मनिधी निधयस्तस्य, कामगव्यनुगामिनो । अमरा किंकरायन्ते, सनोपो यस्य भूषणम् ॥१॥ અર્થ—જેની પાસે સતોષરૂપ આભૂષણો છે તેવા મહાત્મા પાસે આઠ સિદ્ધિ, નવનિધિઓ, સ્વર્ગની કામધેનુની પેઠે સેવા કરે છે એટલુ જ નહી પણ દેવદેવેદ્રો તેની સેવકની પેઠે આજ્ઞાપાલણ કરે છે આ પાચ વ્રતો સાધુ યોગીને સર્વથા હોય છે અને ગૃહસ્થ શ્રાવકોને અશથી હોય છે તે નિયમ-ચિત્ત વૃત્તિને દમનારા કહ્યા છે તેને પાલનારા આત્મશુદ્ધિ કરવા વડે મુક્તિને આરાધી શકે છે ॥ ૨-૩૦ ॥ તે માટે તે મહાવ્રતરૂપ યમો કેવા હોવાને પાળવા તે જણાવે છે

सूत्र—जातिदेशकालसमयानवच्छिन्ना सार्वभौमा महाव्रतम् ॥ २-३१ ॥

ભાવાર્થ—જાતિ, દેશકાલ, સમય, થી મર્યાદા વિનાના સર્વદા આજીવન સુધી પાલવા માટે જે પ્રતિજ્ઞા થાય તે મહા વ્રત કહેવાય છે જૈનાચાર્ય ભગવતો આ પાચ મહાવ્રતોને ૬૦૫-પૃથ્વી પાણી અગ્નિ વાયુ 'વનસ્પતિ' તથા બેઇદ્રિયો-વાળા, ત્રેઇદ્રિયવાળા, ચાર ઇંદ્રિયોવાળા, પાચ ઇંદ્રિયોવાળા

દેવ માનવ નારકી પશુ આદિ વિગેરે જીવોને મારવા નહિ પીડવા નહિ છેદવા નહિ આ જાતિભેદનો 'દ્રવ્યમા અ ત ભાવ થાય છે ( ૧ ) દેશથી ક્ષેત્રથી 'અહિયા જ્યા આપણે રહિયે છીયે તે તથા બીજા ક્ષેત્રમા રહેલા પાતાલમા દેવભુવનમા, મનુષ્યલોકમા રહેલા જીવોને ન મારવા (૨) કાલથી જ્યા સુધી આ શરીરમા પ્રાણ છે ત્યા સુધી સમય-રાત્રે વા દિવસે કોઇ જીવને હણવો નહિ (૩) ભાવથી-રાગભાવથી અથવા દ્વેષભાવથી ક્રોધ, માન, માયા, લોભ, કામ વિગેરે દુષ્ટ ભાવથી હિસાનો ત્યાગ કરવો તેવા ભાવવડે પણ કોઈ જીવને હણવો નહિ, હણાવવો નહિ, બીજા કોઇ તેવુ કામ' કરતા હોય તેને સારૂ માનવુ નહિ આવા પ્રકારનુ પ્રથમ મહાવ્રત પ્રાણાતિપાતવિરમણરૂપ જાણવુ (૧)

હવે બીજા મહાવ્રતમા જૂઠુ નહિ બોલવાનુ પ્રત્યાખ્યાન કરવાનુ છે તે દેશ-દ્રવ્યથી જગતમા જે દૃશ્ય વા અદૃશ્ય પદાર્થો રહેલા છે તેને જે સ્વરૂપે-અવસ્થાએ રહેલા છે તેથી વિપરીત કહેવા અથવા નિષેધ કરવો તે દ્રવ્યથી મૃષાવાદ ક્ષેત્રથી દેશથી અહિયા વા અન્ય જગ્યામા રહેલા પદાર્થો વિશે ઉલટુ બોલવુ, કાલથી દિવસ રાત્રિ માસ ઋતુ અયન સ બ ધી જૂઠુ બોલવુ, ભાવથી કામ ક્રોધ માન માયા લોભ અહ કાર રાગદ્વેષ વા ઉપયોગ ચુકવાથી જુઠુ બોલાય છે, તો તેવી દૃષ્ટિથી જે વસ્તુ જોઇ સાભળી હોય તેને તેથી વિરૂદ્ધ છે તેમ બોલવુ, ક્ષેત્રથી અહિ આ વા બીજી જગ્યાયે, કાલથી દિવસેથી રાત્રીએ, ભાવથી રાગથી દ્વેષથી મોહથી કામ ક્રોધ માન

માયા લોભથી, પણ જૂઠુ નહિ બોલવુ બીજા પાસ નહિ બોલાવવુ બીજા જૂઠુ બોલતા હોય તેને સારૂ નહિ માનવુ આ બીજુ મૃષાવાદવિરમણ મહાવ્રત જાણવુ (૨)

ત્રીજુ અદત્તાદાનવિરમણ પણ દ્રવ્યથી ભારે કીમતવાળો વા ઓછી કીમતવાળો જે પદાર્થો હોય તેને તેની માલીકની રજા વિના ગ્રહણ કરવો તે દ્રવ્યથી અદત્ત કહેવાય તેનો ત્યાગ કરવો જોઇએ ક્ષેત્રથી અહિ યા વા અ યત્ર, કાલથી દિવસે વા રાત્રિએ ચોરી કરૂ નહિ, ભાવથી રાગથી દ્વેષથી વા ક્રોધ માન માયા લોભ વિગેરે કારણે ચોરી કરૂ નહિ, કરાવુ નહિ, કરતા હોય તેને સારા માનુ નહિ આ ત્રીજુ અદત્તાદાનવિરમણ મહાવ્રત જાણવુ (૩)

ચોથુ મૈથુનવિરમણ વ્રત દ્રવ્યથી દેવ દેવાગના મનુષ્ય સ્ત્રી પુરૂષ તિર્યંચ પશુ પક્ષીની સાથે શરીરવડે સયોગ કરવાપૂર્વક વીર્યપાતરૂપ ભોગ કરવો તે દ્રવ્ય મૈથુન ક્ષેત્રથી આ ક્ષેત્ર વા અન્ય ક્ષેત્રે, સ્વર્ગ મનુષ્ય પાતાળમા કાલથી દિવસે વા રાત્રિએ જ્યાસુધી જીવન આ શરીરમા છે ત્યા સુધી, ભાવથી કામ ક્રોધ માન માયા લોભ રાગદ્વેષ આદિ વડે પણ મૈથુન સેવવુ નહિ, એવુ મન-વચન-કાયાના યોગને મૈથુનવૃત્તિથી રોકુ, આવુ મૈથુન કરૂ નહિ, બીજા પાસે કરાવુ નહિ, જે કોઈ બીજા કરતા હોય તેને સારૂ માનુ નહિ આવુ ચોથુ મૈથુન વિરમણ નામે મહાવ્રત જાણવુ. (૪)

પાચમુ પરિગ્રહ વિરમણ વ્રત દ્રવ્યથી સચિત્ત વા અચિત્ત વસ્તુનો સગ્રહ ન કરૂ એટલે ધન, ધાન્ય, સુવર્ણ, રૂપુ આભૂષણ, વસ્ત્ર, પાત્ર, દાસ, દાસી, વાહન, પશુ પક્ષી વિગેરે વસ્તુનો પરિગ્રહ ન કરૂ, ક્ષેત્રથી ગામ નગર, પાટણ, કરબટ, ઘર, વન, બાગ, ઉપાશ્રયનો સગ્રહ ન કરૂ કાલથી દિવસ વા રાત્રિ માટે જ્યા સુધી આ શરીરમા પ્રાણ છે ત્યા સુધી પરિગ્રહ ન રાખુ ભાવથી અલ્પ મૂલ્યવાળી વા ભાર કીમતવાળી વસ્તુઓ ઉપર રાગ દ્વેષ ક્રોધ માન માયા લોભ કામ હાસ્યવડે પણ પરિગ્રહને ન ઇચ્છુ મનથી વચનથી તથા કાયાવડે પરિગ્રહ ન રાખુ, કોઈ પાસે રખાવુ નહિ, જે રાખતા હોય તને સારો માનુ નહિ પાચમુ આવુ પરિગ્રહ વિરમણ મહાવ્રત જાણવુ (૫)

આવી જ રીતે રાત્રિભોજનનો પણ ત્યાગ આ પ્રકારે છે દ્રવ્યથી સચિત્ત વા અચિત્ત અશન પાન ખાદીમ તથા સ્વાદિમ પદાર્થોને રાત્રે ખાવા નહિ, ક્ષેત્રથી જ્યા સ્થાનમા વસતા હોય ત્યા હોય ત્યા વા અન્યત્ર ખાવુ નહિ, કાલથી દિવસનુ રાધેલુ રાત્રે ખાવુ નહિ રાત્રે રાધેલુ દીવસે ખાવુ નહિ ભાવથી રાગ દ્વેષ ક્રોધ માન માયા લોભ કામ વિગેરેના પરિણામવડે પણ રાત્રે ખાવાની ઇચ્છા કરવી નહિ,–મનથી ઇચ્છવુ નહિ, વચનથી બોલવુ નહિ, કાયાથી મુખમા મુકવુ નહિ, હાથનો પાત્રનો શરીરનો તે આહારાદિ પ્રત્યે સ્પર્શ પણ ન કરવો, પોતે ન કરવો બીજા પાસે ન કરાવવો, કરતો હોય તેને સારો જાણવો નહિ આ ઉપરના

પાચ યમોને મન વચન કાયાવડે કરવુ નહિ કરાવવુ નહિ અનુમોદવુ નહિ એટલે નવ કોટીથી શુદ્ધ પાચ મહા વ્રતનુ પાલણ રાખવુ, તેની સાથે રાત્રિભોજન ત્યાગ પણ સાધુઓને કરવાનો હોય છે એક પણ વ્રતમા જો પ્રમાદ થાય તો બધા વ્રતોમા દોષ આવે છે આ વ્રતથી મન વચન કાયાની શુદ્ધિ થાય છે શ્રાવકોને આ વ્રતો દેશથી-અ શથી યથાશકિતએ પાળી શકાય તેવા ગ્રહણ કરાય છે તે પણ ક્રમે ક્રમે મનની સ્થિરતાના કારણ થાય છે

સર્વ પ્રકારથી ઉ કૃષ્ટ મહાવ્રતોને આદરવામા જેઓ અશક્તિવત હોય તેવા મુમુક્ષુઓ દેશ-અ શથી વ્રતને આદરે છે તે વ્રતોને શ્રાવકના અનુવ્રતો કહેવાય છે તેની સ ખ્યા બારની છે તેની સેવના પણ સર્વ કર્મમલને દૂર કરવા ઉપયોગી થાય છે આત્મપ્રબોધ ગ્રથમા શ્રી જિન-લાભસૂરિજી જણાવે છે કે—

"सद्गुरुबोधेन विशुद्धिभाजो,भव्या हि केचिन्स्फुरितात्मवीर्याः।
भजति मार्गोदितशुद्धधर्मं, देशेन सर्वेण च केचिदार्याः ॥१॥

અર્થ—સદ્ગુરૂથી પ્રાપ્ત થયેલા વિશુદ્ધ આત્મબોધ વડે યુક્ત ભવ્યાત્માઓને જો સવ પ્રકારે સવવિરતિ ચારિત્રરૂપ મહાવ્રત આદરવામા અશક્તિ હોય તો કેટલાક ભવ્ય મુમુક્ષુઓ પ્રગટ થયેલ આત્મવીર્યવતો સર્વજ્ઞ પ્રણીત શુદ્ધ ધર્મને શક્તિવ તો સર્વ અ શે અ શે પૂર્ણપણે ભજે છે, પરતુ તેવી શકિતના અભાવે શ્રદ્ધાવત શ્રાવકો પાચ

અણુવ્રત, ત્રણ ગુણવ્રત, ચાર શિક્ષાવ્રત, એમ બાર વ્રતને સેવીને મુક્તિમાર્ગની સેવારૂપ યોગાભ્યાસને આર્ય–વિવેકવતો ભજે છે કહ્યું છે કે –

इह द्वितीयेषु कषायेषु क्षीणोपशांतेषु विशा तिरश्चा ।
सम्यक्त्वयुक्तेन शरीरिणैषा, लभ्येता देशाद्विरतिर्विशुद्धा ॥२॥

અર્થ—પ્રથમ કષાયની ચોકડી–અનંતાનુબંધિ કષાયરૂપ ક્રોધ, માન, માયા, તથા લોભનો ક્ષય વા ક્ષયોપશમ થયે આત્માને શુદ્ધ સમ્યક્ત્વનો લાભ થાય ત્યારપછી સમ્યક્ત્વથી યુક્ત આત્માને બીજી ક્રોધ, માન, માયા, લોભની ચોકડી અપ્રત્યાખ્યાનીનો ક્ષયોપશમ થયે છતે વિશા–માનવી તથા તિર્યંચોને વિશુદ્ધ દેશ વિરતિ ચારિત્રનો લાભ થાય છે પણ દેવ તથા નારકીને દેશ વા સર્વવિરતિ ચારિત્રનો લાભ મળતો નથી, પ્રવચનસારોદ્ધારમાં જણાવ્યું છે કે—

सम्मत्तंमि य लद्धे पलियपुहुत्तेण सावओ होइ ।
चरणोवसमखयाण सायर संखतरा हुंति ॥ ३ ॥

અર્થ—આત્મા શુદ્ધ સમ્યક્ત્વ પામ્યે છતે એથી નવ પલ્યોપમકાલ પછી શ્રાવકત્વપણાનો લાભ પામે છે સંખ્યાના સાગરોપમ પછી ક્ષયોપશમ વા ક્ષાયક ચારિત્ર ભાવનો લાભ પામે છે સમ્યક્ત્વનો લાભ પામ્યા છતા તેવા પ્રકારના વીર્યાન્તરાય કર્મનો યોગ હોવાથી સર્વવિરતિત્વનો લાભ આત્મા નથી લઇ શકતો કહ્યું છે કે—

जे न खमति परिसहभयसयणसिनेहविसयलोमेहिं ।
सव्वविरइ धरेउ ते जुग्गा देसविरईए ॥ ४ ॥

અર્થ—જે આત્મા સમ્યકત્વ પામે છતે પણ બાવીશ પરિસહને ન સહી શકે તેવા ભયથી વા સ્વજન, કુટુબ, સ્ત્રી, પુત્ર, માતાના સ્નેહથી વા વિષયભોગના લોભથી ઘેરાયેલો આત્મા સર્વવિરતિ ધરવા માટે અસમર્થ હોય તો તેને યોગ્ય દેશવિરતિરૂપ શ્રાવક ધર્મને અંગીકાર કરે છે, તે બાર વ્રત આ પ્રમાણે છે—

(१)पाणिवह (२) मुसावाए (३) अदत्त (४) मेहूण (५) परिग्गहे चेवा (६)दिसि (७)भोग (८) दड (९) समई (१०) देसे (११) तहपोसह (१२) विभागो ॥ ५ ॥

અર્થ-(૧) પ્રાણીવધનો ત્યાગ,(૨)મૃષાવાદનો ત્યાગ(૩) ચોરીનો ત્યાગ(૪) મથુન ભોગનો ત્યાગ (૫) પરિગ્રહનો ત્યાગ (૬)દિશિપરિમાણ (૭) ભોગો ભોગનો વિરમણ (૮) અનર્થદંડ વિરમણ(૯)સામાયક (૧૦) દેશાવગાસિક તથા(૧૧)પોસધવ્રત (૧૨) અતિથિસંવિભાગવ્રત એમ શ્રાવકના બાર વ્રત છે તેમાં પ્રથમ સ્થૂલથી પ્રાણુતિપાત વિરમણવ્રત આ પ્રમાણે છે

थुला सुहुमा जीरा, सकप्पारंमओ अ दुविहा ।
सवराहा निरवराहा सविक्खा चेर निरविक्खा ॥ ६ ॥

અર્થ-જીવો બે પ્રકારના છે તેમાં પ્રથમ સ્થૂલ જીવો બીજા સુસૂક્ષ્મજીવો દૃષ્ટિગોચર હોવાથી

અહિંસા પાળવી અશકય છે, સ્થૂલ જીવો પૃથ્વી,પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ તથા ત્રસ એમ સ્થાવર તથા ત્રસ પ્રાણીમા સ્થાવર જીવની દયા ગૃહસ્થને આહારપાણી ભોગની પ્રવૃત્તિ હોવાને કારણે તે આરંભનો ત્યાગ કરી શકે તેમ નથી તેથી ત્રસ જીવો દયાનો વિષય રહે છે, તેમા પણ સ્થાવરકાયની સાથે જે જોડાયા છે તેવા ત્રસ જીવોની દયા અશકય છે પણ મોટા પંચેદ્રિય જીવોની દયા પળી શકે, તેમા પણ અપરાધી જીવોની દયા પાળવી અશકય છે, નિરપરાધી જીવોની દયા ગ્રહસ્થ પાળી શકે છે તેથી સાધુ વીસવીસા ( એક રૂપિઓ ) પૂર્ણ દયા પાળી શકે ત્યારે ગ્રહસ્થ વ્રતધર સારો ઉપયોગ રાખીને સવાવસો ( એક આની ) દયા પાળી શકે, માટે તેમને સ્થુલ પ્રાણાતિપાતવિરમણ વ્રતનો સ્વીકાર હોય છે બીજુ સ્થુલમૃષાવાદ વિરમણ વ્રત શ્રાવક નીચે એ પ્રમાણે પાળી શકે —

कन्नागोभूअलिय नासावहारच कूडमक्खिएजं।
स्थुलमलीअ पंचह, चएइ सुहुम जह सत्ति ॥ ७ ॥

અર્થ—કન્યા તથા પુત્ર સબંધી વિવાહાદિ કારણે જુઠુ બોલાય તે તથા ગાય બળદ આદિ પશુ વેચવા—લેવા માટે પણ ગ્રહસ્થોથી જુઠુ બોલાય, ભૂમિ લેવા—દેવાના વિષયમા જુઠુ બોલાય તેમજ કોઇ વિશ્વાસુ જીવે આપણને ગુપ્તધન—માલ સોપ્યો હોય તે હુ નથી જાણતો એમ કહીને પાછુ ન આપવુ તે વિશ્વાસઘાત તથા ખોટી સાક્ષી આપવી

આમ ગૃહસ્થને પાંચ પ્રકારના જુઠાણાનો ત્યાગ અવશ્ય કરવો જોઇએ પણ સર્વથા ન બને તો પણ જેટલી શક્તિ હોય તેટલો જૂઠા બોલવાનો ત્યાગ અવશ્ય કરવો એમ સ્થુલમૃષાવાદવિરમણ વ્રત ધરવુ (૨) હવે ત્રીજુ સ્થુલ અદત્તાદાનવિરમણ વ્રત ગ્રહસ્થ આ પ્રમાણે પાળી શકે–

नामीक्य निहिगय पटिअं वीमारिअं ठिअं नट्टं ।
परअत्थं हीरंतो नियअत्थं को विणासेइ ॥ ८ ॥

અર્થ–ધનના માલીકે પોતાના ઘરમા વ બહાર ખાડામા અન્યનુ દાટેલુ ધન લઇ લેવુ તે ચોરી અથવા ભંડારમા પડેલુ હોય તે તોડીને લેવુ, રસ્તામા પડી રહેલુ વા ભૂલી ગયેલુ, રસ્તામા કોઇયે મૂકેલુ વા કોઇનુ ખોવાઇ ગયેલુ એવુ ધન હરણ કરતા આત્માના પોતાના અંતરનો ધન વિનાશ થાય છે તો એવો કોઈ ડાહ્યો હોય કે પારકુ ધન હરણ કરતા પોતાનુ અંતર ધન વિનાશ કરે ? આ પ્રમાણે પાંચ પ્રકારની ચોરી ગૃહસ્થોએ ત્યાગ કરવી તથા દાન ચોરી પણ ન કરવી એવી રીતે સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત ગૃહસ્થોને અવશ્ય પાળવુ જોઇએ (૩) હવે ચોથુ સ્વદારાસંતોષ પરદારા મૈથુન વિરમણ વ્રત સ્થુળતાથી આ પ્રમાણે પાળી શકે–

ओरालिय वेउव्विय, परदारासेवण पमुत्तूण ।
गेहीणए चउत्थे सदारतुट्ठि पवज्जिज्जा ॥ ५ ॥

અર્થ—ઓદારીક શરીર ધરનારા મનુષ્ય તથા તિર્યંચની સ્ત્રી-પુરૂષના સાથે, વૈક્રિય શરીરવાળા

દેવદેવીની સાથે મૈથુન સેવવુ, સ્વદારાથી અન્ય જે સ્રી હોય તે સર્વે પરદારા–કુમારિકા કન્યા, રખાયેલી વેશ્યા વિગેરે પરદારા કહેવાય તેની સાથેના મૈથુનસેવનનો ત્યાગ કરવો અને સ્વદારા–પોતાની પચની સાક્ષીએ માતપિતાની આજ્ઞાથી સ્વીકારાયેલી સ્રીની સાથે પણ તિથિવાર, સમય, રાત્રિ દિવસ વિગેરેના ભોગ સબધી શક્તિ પ્રમાણે મૈથુનત્યાગનો નિયમ કરી સ્વદારામા સતોષ જ માની ગૃહસ્થ સ્વદારાસતોષ પરદારાવિરમણરૂપ સ્થુલ ચોથુ વ્રત શ્રાવકને અવશ્ય હોય (૪) પાચમા સ્થુલ પરિગ્રહવિરમણ વ્રતમા આ પ્રમાણે લેવાનુ જણાવે છે–

गेहि गिद्धिमणत परिहरिय परिग्गह नवविहंमि ।
पचम वए पमाण करेज्ज इच्छाणुमाणेण ॥ ६ ॥

અર્થ–ગૃહસ્થ શ્રાવકને ક્ષેત્ર, ઘર, દુકાન, વાડી, બગીચો વિગેરે ક્ષેત્ર (૧) વસ્તુ રાચ–રચીલુ (૨) હિરણ્ય–રૂપુ, સુવર્ણ–સોનુ, ધન, ધાન્ય, દ્વિપદ–મનુષ્ય–દાસદાસી ચતુષ્પદ ગાય ભેંસ, બળદ ઊટ આદિ પશુ, કુપ્ય–શૈય્યા આસનરથ ગાડુ હળ વાસણ વિગેરે નવ પ્રકારના પરિગ્રહમા જેટલી આવશ્યકતા લાગે જેટલી ઇચ્છાથી મન શાંત થાય તેટલા પરિગ્રહને મોકળો રાખી તે ઉપરાતનો ત્યાગ કરે એ સ્થુલ પરિગ્રહ વિરમણ વ્રત (૫) હવે છઠ્ઠુ દિશિપરિમાણ વ્રત દશ–દિશામા ગમન કરવાના સ્વભાવથી અનેક આશ્રવનો ગ્રહણ કરાય છે માટે–

भूवनक्कमणसमत्थे लोभममुद्देवि सप्पमाणम्मि ।
कुणइदिसा परिमाण सुसारओ सेडवध व ॥ ७ ॥

અર્થ—આત્માને લોભ એવા પ્રકારે લાગેલા છે કે, ત્રણ ભૂવનની બધી વસ્તુનો સ્વામી થાય તો પણ પૂર્ણ સતોષ થાય તેમ નથી લોભ સમુદ્ર રહે જગતનો નાશ કરે છે તેથી પરિગ્રહનુ પ્રમાણ કરવાથી તેટલા પાપથી બચે છે તે કારણે જે જે દેખવા, જોવામા, અનુભવમા આવે તેની ઇચ્છા થાય તે કારણે દશેદિશામા ગમનાગમનનુ પણ શ્રાવકે પ્રમાણ કરવુ દશ યા સો યોજન વા તેની અદર ગમનાગમનનો નિશ્ચય કરે જેથી સેતુબધ કર્યે છતે સમુદ્ર ગમન સુખે થાય તેમ દિશાપરિમાણથી લોભસમુદ્ર પાર પમાય તેમ છે, માટે છઠ્ઠા દિશાપરિમાણ વ્રત શ્રાવકે આદરવુ હવે સાતમુ ભોગપભોગવિરમણ વ્રત શ્રાવકે કરવુ જોઈયે

भोअणकम्मेहिं दुहा, बीय भोगोवभोगमाणवय ।
भोअणओ सावज्जं उस्सग्गेण परिहरइ ॥ ८ ॥

અર્થ—ભોગોપભોગ પરિમાન વ્રતમા ભોજન સબધી ક્રિયાવડે બે ભેદ થાય છે તેમા શુદ્ધ ધર્મારાધક શ્રાવક ઉત્સર્ગથી–સીધી રીતે સચિત્ત અનેક જીવઘાતવાળા ભોજનનો ત્યાગ કરે છે જેથી બહુ પાપનો સભવ છે પણ અપવાદથી સર્વસાવદ્ય–પાપમય ...

ત્યાગ ન કરી શકે તો પણ અભક્ષ્ય અનતકાય વિગેરે ભોજનનો અવશ્ય ત્યાગ કરે તેમ જ મધ માખણ, માસ તથા દારૂનો ત્યાગ કરે પચુંબરી હીમ વિષ કરા સર્વ માટી રાત્રિભોજન બહુબીજ વિગેરે અભક્ષ્ય આહારનો ત્યાગ શ્રાવક કરે એમ સાતમુ ભોગોપભોગ પરિમાણુ શક્તિ પ્રમાણે કરીને વ્રતને આરાધે (૭) એમ શ્રાવક અનર્થ દડનો પણ ત્યાગ કરે તે અનર્થદડવિરમણુ વ્રત આ પ્રમાણે છે—

दडीजइ जेण निओ, वज्जिय नियदेहसयणधम्मट्ठ ।
सो आरभो केवल–पावफलोऽणत्थदडात्ति ॥ ९ ॥

અર્થ—ક્રિયાવડે જીવ દડાય, પાપવડે દોરાય તે ક્રિયા પોતાના તથા કુટુબના પોષણુ અર્થે હોય તે અનર્થદડ ગણાય તે ગૃહસ્થ શ્રાવક ત્યાગ કરવા અશક્ત છે પરતુ તેથી પોતાને લાભ થાય અનેક જીવોનો ઘાણુ નીકળી જાય, મોજશોખવડે ઘણા જીવો એવા અનર્થ-પ્રપચો ખેલે છે તે અનથકારી કાર્ય કરવાથી કેવળ પાપનો જ બધ જીવ કરે છે, માટે જેમ સસારથી પાર પમાય તેમ આત્માએ તેવા અનર્થકારક કર્મોનો ત્યાગ કરવો સર્વ જીવનુ ભલુ થાય, તેમને ઉપકાર થાય તેવી પ્રવૃત્તિ કરે તે શુભ ફળકારક થાય છે માટે અનર્થદડથી શ્રાવક વિરામ પામે હવે નવમુ સામાયક વ્રતનો શ્રાવક નિયમ કરે તે આ પ્રમાણે છે

सामाइअम्मि उ कए, समणो इव सावओ हवइ जम्हा ।
समणाण होइ समो, देसेण देसविरओ त्ति ॥ १० ॥

અર્થ—શ્રાવક બે ઘડી સુધી આત્મસમાધિનો અભ્યાસ કરવા માટે સર્વ આરંભને-પાપકર્મના વ્યાપારને છોડીને સમતા ભાવરૂપ સામાયિક કરે, સર્વ જીવ પ્રત્યે રાગદ્વેષ ન કરે, મૈત્રીભાવે વિચરે, આત્માને પરમાત્માની સેવાભક્તિભાવથી તે સામાયકમા હોય ત્યા લગી સાધુ સમાન ભાવને ધરે છે જો કે દેશવિરતિ છે તો પણ સામાયક કરતે છતે સાધુ જેવો મનાય છે, તેથી સંવર ભાવે રહેવાથી નવા પાપને બાંધતો નથી અને પ્રાચીન પાપનો આત્મ ઉપયોગ રાખીને ક્ષય કરે છે, માટે શ્રાવકે સામાયક વ્રત નિયમિત કરવુ જોઇએ હવે દસમુ દેશાવગાસિકવ્રત શ્રાવકે કરવુ તે આ પ્રમાણે છે-

पुव्व गहिअम्मदिसा वयस्स सव्ववयाण वाणुदिण ।
जो संखेवो देसावगासिअ त वयविइअ ॥ ११ ॥

અર્થ—પ્રથમ શ્રાવકે જે બાર વ્રત લીધા હોય તેમા પ્રાણાતિપાત વ્રત જેટલી આરંભની મોકલાશ હોય તેમાથી આરંભની જેટલી ઓછાશ થાય તેટલી કરે પણ મોકલાશ ન કરે તેવી જ રીતે બીજા વ્રતોની પણ મોકલાશ હોય તેને સંક્ષેપથી શુદ્ધ કરે એમ દરેક દિવસે જુદા જુદા અભિગ્રહપૂર્વક મોકલાશને દૂર કરીને વ્રતની શુધ્ધિકરે તેને દેશાવકાસિક વ્રત કહેવાય છે આ

દેશાવગાસિક વ્રતમા આ ભાવના અવશ્ય રહેવી જોઈએ

सव्वअसव्वरागेहिं, वज्जिए साहुणो नमंसिज्जा ।
सव्वहिं जेहिं मव्व सावज्ज सव्हहा चत्त ॥ १२ ॥

અર્થ–સર્વ દેશાવગાસિક વ્રતમા સર્વ સ સારીક સ બ ધો નો ત્યાગ કરીને સાધુ ગુરૂ આચાર્ય ભગવ તને ગુણુ સ્તુતિ નમસ્કારથી પૂછીને તેમની અનુમતિથી સર્વ સાવદ્ય–પાપ વાળા વ્યાપારનો ત્યાગ કરે છે એમ પોતે જે શ્રાવકના વ્રત લીધા હોય તેમા દિવસે રાત્રે નિયમપૂર્વક ઓછાસ કરતો જાય તે દશમુ દેશાવગાસિક વ્રત હવે અગીયારમુ પૌષધવ્રત જણાવે છે

आहारदेहमक्कारगेहवाबार विरह बंभेहिं ।
पव्वदिणाणु हाण तइय पोसह वयचउहा ॥ १३ ॥

અથ–આહાર–ચાર પ્રકારના અસન, પાણુ, ખાદિમ સાદિમ એમ ચાર પ્રકારના અહારનો ત્યાગ કરવો તે ઉપવાસ ઉત્કૃષ્ટ પૌષધ જાણુવો, દેહસત્કારત્યાગ–સ્નાન, વિલેપન આભૂષણુ વિગેરે શોભાનો ત્યાગ કરવો તે શરીરસત્કાર ત્યાગ પૌષધ ગૃહ વ્યાપારનો ત્યાગ કરવો ને ગૃહવ્યાપાર ત્યાગ પૌષધ, સ્ત્રીસેવનત્યાગરૂપ ચોથો બ્રહ્મચર્ય પૌષધ એમ ચાર પ્રકારનો પૌષધ પર્વના દિવસે સર્વ સાવદ્ય–પાપવ્યાપારના ત્યાગ રૂપ શુભ અનુષ્ઠાનપૂર્વક કરવો જોઇએ જેથી આત્મા સ વરભાવે રહી સ્વસ્વરૂપમા પ્રવેશ કરી શકે છે તેથી કર્મ-

ની પણ નિર્જરા થાય છે હવે બારમું અતિથિસંવી ભાગ નામનું વ્રત શ્રાવકને આદરવું જોઈયે

जं च गिहि सुविसुद्ध, मुणिणो समणाइ देइ पारणग ।
परमविनएण एव तुरियं मति हि संविभागवयं ॥ १४ ॥

અર્થ—પૌષધનું પારણ હોય ત્યારે વા અનુકૂલ સંયોગ હોય ત્યારે ગૃહસ્થ શ્રાવકે નિર્દોષ આહાર ને શુદ્ધ ભાવપૂર્વક પરમ વિનય ભક્તિ સહિત સાધુગુરૂને વહોરાવીને પારણું કરવું કદાપિ તેવા ગુણવંત સાધુ મહારાજનો યોગ ન હોય તો શ્રાવક શ્રાવિકા સમ્યક્ત્વધર શ્રાવકને પણ ભક્તિપૂર્વક જમાડી જે પારણ કરે એ ચોથો શિક્ષા વ્રત એમ બાર વ્રત શ્રાવકને દેશથી-અંશથી જાણવા તે પણ શ્રાધાવંત મુમુક્ષુને અભ્યાસથી સર્વવિરતિ ચારિત્ર યોગ પ્રભુભક્તિ શાસ્ત્ર અભ્યાસ સમિતિ, ગુપ્તિવડે શુધ્ધ થઈને આરાધનાવડે સંપ્રજ્ઞાન યોગની પ્રાપ્તિ થાય ક્રમેક્રમે સર્વ કર્મમળનો પણ ક્ષય કરીને અસંપ્રજ્ઞાન યોગનો લાભ અધ્યાત્મ જ્ઞાનયોગી ચારિત્રના બળથી મેળવે છે સાધુઓને પંચ મહાવ્રતરૂપ યમ જાતિ-દ્રવ્ય, દેશ-ક્ષેત્ર, કાલ-સમય અને ભાવની અનુકૂળતાએ સર્વભૌમ વ્યાપક છે અને શ્રાવકોને શક્તિ પ્રમાણે અંશથી યાવત્ જીવ વા અભિગ્રહમાં પારણા કાલ પ્રમાણ આશથી સ્વકાર્યસિદ્ધિની યેગ્યતારૂપ સિદ્ધિને મેળવે છે ॥ ૨-૩૧ ॥

सूत्रं-शौचसंतोषतपः स्वाध्यायेश्वरप्रणिधानानियमाः ॥२-३२॥

ભાવાર્થ -શૌચ-પવિત્રતા (૧) સંતોષ, લોભનો, ત્યાગ (૨) તપ ભોગોપભોગાદિકથી મન, વચન, કાયને રોકવા, સ્વાધ્યાય જ્ઞાન ચારિત્ર આદિ ગુણનો અભ્યાસ કરવો તથા ઇશ્વરપ્રણિધાન પરમેશ્વર પરમાત્માના સ્વરૂપને ચિંતવવુ વિગેરે નિયમો નિત્ય કરવાથી આત્માને સ્વરૂપની પ્રાપ્તિમા મદદગાર થાય છે તેમા શૌચ બે પ્રકારે છે તેમા બાહ્ય દ્રવ્ય શૌચ માટી રાખ તથા પાણી તથા સૂર્ય કિરણ વાયુના સ્પર્શથી શુદ્ધ થવાનુ મનાય છે તે એકાંતે યોગ્ય યોગ્ય નથી શરીરના બાહ્યમલને પાણી ક્ષાર દ્રવ્યવડે જ પ્રાય દુર કરાય તેમ છે પણ પીળાથી તેવી પૂર્ણ શુદ્ધતા થતી નથી તેમજ શુદ્ધ ભોજન સુરાદિથી સ્પર્શાએલ ભોજનપાનને ત્યાજવુ તે દ્રવ્યશુદ્ધિ તેમજ મનને રાગદ્વેષ કામ ક્રોધ માન માયા લોભ અપ્રત્યાખ્યાન મોહ વિગેરેથી દૂર રાખવુ તે અભ્યન્તર ભાવ શૌચ કહેવાય છે તેમા જૈન દ્રષ્ટિયે વિચારતા જે ભાવ શૌચ-પવિત્રતામા મદદગાર થાય તે દ્રવ્ય શૌચ, દેવપૂજા ગુરૂભક્તિ સંઘભક્તિ સ્વાધ્યાય માટે અંગ ઉપર પ્રમાદથી અશૌચતા લાગી હોય તે દુર કરવી જોઇએ અને સાત્વિક નિર્દોષ અહારથી શરીર પોષવુ તે દ્રવ્ય શૌચ આદરણીય છે તપ -જેટલા આહારથી સામા યતાએ ચાલતુ હોય તેથી જેટલુ અલ્પ લેવાય તે ઊણોદરી વ્રત તથા એકાસન આબીલ નીવી ઉપવાસ સર્વથા આહારાદિકનો ત્યાગ કરવો આદિ તપ સ્વશક્તિ અનુસારે મન વચન કાયાની શુદ્ધતા માટે કરવા તેમજ અભક્ષ્યાદિકનો

પણ ત્યાગ કરવો, રસ વિગય ( વિકૃત્તિકારક) મધ, માખણ, મદ્ય માસનો સર્વથા ત્યાગ કરવો તે તપ કહેવાય સ્વાધ્યાય સ્વપરસ્વરૂપની ભેદકતા બતાવનારા દ્રવ્યાનુયોગના (તત્વજ્ઞાનના) આગમગ્રથોનુ અધ્યયન, મનન, ધ્યાન કરવુ તે સ્વાધ્યાય ઈશ્વરપ્રણિધાન અહિયા ઇશ્વર એટલે આઠ કર્મના સબધથી જીવોને જે દોષ દુખ ઉપજે છે તેનો જેણે ક્ષય-નાશ કર્યો છે પુન સસારમા ગમન-ભ્રમણ નથી, જે સત્ય ઉપદેશ આપે છે, સર્વ જીવોને કર્મમલથી મુક્ત કરવા માટે સદા પ્રવૃત્તિ કરનારા ઈશ્વર-પરમેશ્વર-પરમાત્માનુ ધ્યાન જે સાલબન રૂપ છે, જેમા પરમાત્માના ગુણનુ ધ્યાન કરવુ તે-આ સર્વ નિયમો કહેવાય, તેથી સ્થિરતા થાય, મિથ્યાત્વ અવિરતિ કષાય તથા અશુભ મન, વચન, કાયાના યોગની પ્રવૃત્તિ નષ્ટ થઇને આત્મ સ્વરૂપમા ક્રમે ક્રમે સ્થિરતા પ્રાપ્ત કરાવે છે ॥ ૩૨ ॥

मूल-वितर्कबाधने प्रतिपक्षभावनम् ॥ २-३३ ॥

ભાવાર્થ—ઉપર કહેલા યમ નિયમો સમ્યગ્ દર્શન પૂર્વક આરાધવાથી મનથી સ્થિરતા થાય છે, પણ તેમા જો કુતર્કવિતર્ક કરીને મિથ્યાત્વ, અજ્ઞાન, અવિરતિ, કષાય વિગેરે સેવવામા આવે તે યમ-નિયમના બાધક થઇને-વિનાશ કરે છે માટે તે યમ-નિયમના બાધક એવા મિથ્યાત્વ અવિરતિ કષાય આદિથી આર્ત રૌદ્રરૂપ કુધ્યાનવડે દુર્ગતિમા જાવુ પડશે, માટે તેવા આશ્રવ ભાવથી વિરામ

પામવો વ્રતનો આત્મઉપયોગ વધે તેમ ભાવના રાખવી જોઈએ કહ્યું છે કે—

अप्पमत्थाए जे जोणा, परिणामा य दारुणा ।
पाणाइवायस्स वेरण एसवुत्त अइक्कमे ॥ १ ॥

અર્થ–અપ્રશસ્ત–જે વખાણવા યોગ્ય નથી તેવા મન, વચન, કાયાના વ્યાપારમા જોડાયેલ યોગો પરિણામે–વિપાક કાલે દારૂણ–ભયકર દુખ આપનારા થાય છે તેમજ નરકમા ગમન કરાવે છે જીવ હિસા–પૃથ્વી પાણી અગ્નિ વાયુ વનસ્પતિ બેઇંદ્રિયો તેઇંદ્રિયો ચઉરેંદ્રિયો અસંજ્ઞિપચેંદ્રિયો સંજ્ઞિપચેંદ્રિયો દેવ, મનુષ્ય, તિર્યચ, નારકી વિગેરે સર્વ જીવોને મનથી, વચનથી, કાયાથી મારવા નથી, મરાવવા નથી, કોઇ મારતુ હોય તો સારૂ માનવુ નથી દુખીને આપણા શકય/પ્રયત્નથી દુખ મુક્તકરવા પ્રવૃત્તિ કરવી કોઇ પણ પ્રત્યે ઝેર વેર ઇર્ષા ન કરવા સર્વ પ્રાણીપ્રત્યે મૈત્રી ભાવના રાખવી આવી ભાવનાવડે આત્મભાવને વિચારતા પ્રાણાતિપાતથી સર્વથા પાછો હઠુ છુ (૧)

तिव्वरागायजहा भासा, तिव्वदोसाय तहव य ।
मुसावायस्स वेरमण एम वुत्तमइक्कमे ॥ २ ॥

અર્થ–તીવ્ર રાગથી તથા દ્વેષથી જૂઠુ બોલાય છે જ્યા પોતાનો પૈદ્ગલિક સ્વાર્થ પ્રાપ્ત થતો હોય ત્યા જીવને અનુકૂળ વસ્તુમા રાગ થાય, તેની પ્રાપ્તિ અર્થે માયા–કપટ કેળવાય, તેથી સબધમા આવનારા

સ્ત્રી વા પુરૂષોની સાથે વાર્તાલાપમાં, હાંસીમાં, નગ્ન વાર્તામાં, રાગ દ્વેષ ઈર્ષા ક્રોધ માન માયા લોભ કામ વિગેરે કઠણ પરિણામથી જુઠુ-મૃષાવાદ બોલાય છે તે પણ પર્વત પુરોહિત તથા વસુ રાજાની પેઠે દારૂણ વિપાકને ભોગવાવે છે, માટે તેવા પ્રકારના સર્વ મૃષાવાદથી વિરામ પામુ છુ-તેવા ભાવનો ત્યાગ કરૂ છુ ॥ २ ॥

उग्गहं च अजाइत्ता, अविदिन्नेय उग्गह ।
अदिन्नादानस्स वेरमणं एम वुत्तं अइक्कम ॥ ३ ॥

અર્થ-અવગ્રહ-જેની માલીકીમા હોય તેની આજ્ઞા લીધા વિનાની વસ્તુઓ, ઘર, ઉપાશ્રય, પાટ-પાટલા, વસ્ત્ર, કંબલ વિગેરે લેવી વાપરવી તે અદત્ત-ચૌર્ય વૃત્તિ કહેવાય, માટે જ્યા સુધી માલીક પાસે યાચના ન કરી હોય અને માલીકે રજા આપી ન હોય તેવી વસ્તુ આત્મોપયોગી સાધુ ન વાપરે તેમજ માલીક, રાજા વા અન્ય રજા આપતે છતે જ્યા સુધી આપણે સ્વીકાર ન કરીયે ત્યા સુધી પણ આપણે ન વાપરી શકીયે આવી રીતે પર વસ્તુને મન, વચન, કાયાથી નહિ ઇચ્છનારો સાધુ અદત્તાદાન-અન્ય માલીકે આપ્યા વિનાની વસ્તુને સ્વીકારવારૂપ ચૌર્ય, વૃત્તિથી ઉપર કહી તે ભાવનાથી પાછો ફરે છે હુ પણ તેવી રીતે ચૌર્ય વૃત્તિથી વિરામ પામુ છુ તેમજ ॥ ૩ ॥

सामि जीवादत्तं, तित्थयर अदत्तं तहनय गुरुहिं ।
एवमदत्तं चउहा पनत्तं वीयरायेहिं ॥ ४ ॥

અર્થ —માલીકની આશા વિના જીવની આજ્ઞા વિના તીર્થંકર તથા ગુરૂની આજ્ઞા વિના જે કાય કરાય તે ધર્મ વૃદ્ધિ કરનારા કહેવાતા હોય તો પણ અરિહંત વીતરાગ તથા ગુરૂ માલીક તથા દીક્ષા આપવા માટે તે તૈયાર કરેલ જીવની આજ્ઞા માનસિક ઈચ્છા ન હોય તો તેની દીક્ષામા પણ ચૌર્યતા સાધુ ને લાગે છે તે માટે પરમાત્માએ તેવી ચાર પ્રકારની ચોરીનો ત્યાગ ઉપદેશેલો છે

" सद्दारूवारसागधा, फासाण च वियारणे
मेहुणस्स वेरणे एस वुत्ते अइक्कमे " ॥ ५ ॥

અર્થ–શ્રી દેવાગના વિગેરેના ગાન સગીત વિગેરે શૃગારિક શબ્દનુ સાભળવાથી વા તેવી સ્ત્રીઆદિકના રૂપને જોવાથી મધ, માસ, માખણ, મદ્ય ઇત્યાદિ ષડ્ રસની પરિણતિવાળા અહારને ખાવાથી બકુલ, કમલ આદિ સુરભિગધનો ભોગ કરવાથી અત્યત સુકોમલ વસ્ત્ર, આસન, પશુ, બાલક, સ્ત્રીના શરીરાદિકનો સ્પર્શ કરવાથી આત્માની વિકૃતિ–મોહના ઉદયને કરે છે તેથી આત્મ ચારિત્ર નષ્ટ થાય, આત્મા દુર્ગતિનો ભોકતા થાય, તે કારણે ઉપર કહેલ શબ્દાદિક વિષયોરૂપ મૈથુન ભાવથી પાછો હઠું છુ બ્રહ્મચર્યના રક્ષણ માટે નવપ્રકારની વાડ–મર્યાદા બતાવેલી છે તે આ પ્રમાણે – ॥ ४ ॥

वसही कहनिसिज्जिदिय, कुड्डित्तर पुव्व कीलिए पणिए ।
अइमायाहार विभूसणइ, नव बंभचेर गुत्तिओ ॥ ६ ॥

અર્થ —વસ્તી-જ્યા સ્ત્રી, પશુ, પડગ (નપુસક) રહેતા હોય તે વસ્તીમા ન રહેવુ (૧) કથા-સ્ત્રીને લગતી ભોગને લગની શ્રૃગારીક કાવ્ય વિગેરે કથા કહેવાનો સાભળવાનો ત્યાગ કરવો (૨) સ્ત્રીના આસન ઉપર બે ઘડી સુધી નહિ બેસવુ પથારીમા સુવુ પણ નહિ (૩) સ્ત્રીના અગોપાગ જોવા નહિ તેમજ પોતાના પણ અગઉપાગ ઉઘાડા રાખવા નહિ સ્ત્રી આદિને આપણા અગઉપાગ દેખાડવા નહિ (૪) ભીતને આતરે સ્ત્રીનો જો વાસ હોય તેના શબ્દ હાસ્ય રૂદન સભળાતા હોય તેમજ ભોગની વાર્તા કથા સભળાતી હોય તો તે વસ્તીનો પણ બ્રહ્મચારી ત્યાગ કરે (૫) પૂર્વકાળમા જે અબ્રહ્મ સેવ્યુ હોય ઉદાર ભોગો ભોગવ્યા હોય તની સ્મૃતિ ન કરે યાદિ આવે તો ભૂલવાનો પ્રયત્ન કરે (૬) પ્રણીત અહાર-મદ્ય માસ માખણ મધ વિગેરે શરીરમા વિક્રિયા કરનારા મોહનો ઉદય લાવનારા અહારનો ત્યાગ કરવો (૭) અતિમાત્રા અહાર-સ્વાદિષ્ટતાથી વા બીજા કારણથી દાબી ને વધારે ખાવાનો ત્યાગ કરવો (૮) શરીર સસ્કાર વિભૂષણ વિગેરે શરીરને શોભાવનાર આભૂષણનો ત્યાગ કરવો (૯) આ નવ બ્રહ્મચર્યની ગુપ્તીઓ સાધુ મુનિ આત્માની જાગૃની રાખીને આચરે તેથી અધ્યાત્મ યોગની જાગૃતિ થાય છે

" इच्छामुच्छायगेहिय, कुसालोभे अ दारुणे ।
परिग्गहस्स वेरमणे, एम वुत्ते अ अइक्कमे ॥ ७ ॥

અર્થ—લોભાદિકની ઇચ્છાથી અથવા અત્યંત મૂર્છા-ગૃદ્ધિભાવથી અલ્પમૂલ્યા વા બહુમૂલ્યા વસ્ત્ર પાત્ર કંબલ વિગેરે મમત્વ ભાવે ગ્રહણ કર્યા હોય, તેમજ તેવી અત્યંત લોભાદિકથી ઇચ્છા કરી હોય તે ભય કર ભવભ્રમણમા કારણ થાય છે આર્ત્ત રૌદ્રધ્યાનને ઉપજાવે છે, માટે તેવા પ્રકારના પરિગ્રહથી પાછો હઠુ છુ પરિગ્રહનો ત્યાગ કરૂ છુ આવી રીતે અવિરતિભાવથી વિપરીત મહાવ્રતની ભાવના કરવાથી પાપના આશ્રવ-આવવાના કારણરૂપ અશુભ અધ્યવસાયો નષ્ટ થાય છે સારી રીતે મહાવ્રતમા સ્થિરતા આવે છે ક્રમે ક્રમે મન, વચન, કાયાની વિશુદ્ધિ થઇને આત્મ રમણતામા સ્થિરતા થાય છે તેવી જ રીતે નિયમોથી વિરૂદ્ધ વર્તન થાતુ હોય તે પણ આત્મસ્વરૂપની શુદ્ધતા માટે વિપરીત ભાવને ત્યાગવા પવિત્ર ભાવના ભાવવી, અનીતિનુ દ્રવ્ય ભોજન આદિ ન લેવુ, શરીરને અપવિત્ર કરવાના કારણ રૂપ જેને દેખવાથી સ્પર્શ કરવાથી મન મલીન થાતુ હોય તેવાનો ત્યાગ કરવા સાવધાન રહેવુ જેથી આત્મા પરભાવમા મુઝાઇને પ્રત્યાખ્યાન એટલે નિયમનો ત્યાગ ન કરે ॥ ૨ ૩૩ ॥

सूत्र—वितर्का॒ऽहिंसादय कृतकारितानुमोदितालोमक्रोध-मोहपूर्वका मृदुमध्याऽधिमात्रादु खाज्ञानाऽन्तफला इति प्रतिपक्षभावनम् ॥ २—३४ ॥

ભાવાર્થ —વિતર્ક-વિપરીતભાવે કરવી અર્થાત જે જે આત્માની શુદ્ધિ માટે આચરવા યોગ્ય અહિસા-

દિક નિયમો મનશુદ્ધિકારક નિયમો કહ્યા છે તેથી વિરૂદ્ધ હિંસા કરવી, જુઠું બોલવું, ચોરી કરવી, સ્ત્રીગમન કરવું, પરિગ્રહ ભેગો કરવો, મોજશોખ માટે ગમે ત્યા યોગ્ય અયોગ્ય સ્થલે ભમવુ, ભક્ષ્યાભક્ષ્યનો વિવેક મુકી દઇને ગમે તે ખાવુ-પીવુ, ભોગપરિભોગ કરવો, ગૃહકુટુંબી માટે તથા આત્માને ઉપયોગી ન હોય તેવા અનર્થકારક કાર્યથી દંડાવુ બીનઉપયોગી હિંસાકારક આરંભ કરવા, આવા કાર્ય ક્રોધ માન માયા લોભ રાગ દ્વેષ વિગેરે કામ મોહપૂર્વક કરવાથી આત્મા દુર્ધ્યાનવડે-સ્વજ્ઞાન ભૂલીને અનેક દુર્ગતિમા-દુઃખ આપનારા કુસ્થાનકોમા ભમે છે આવા પાપકર્મ કરવા, બીજા પાસે કરાવવા, કરતા હોય તેને વખાણવા તે સર્વ દુર્ગતિ દેનારા છે તે જે મૃદુ શિથિલ અધ્યવસાયથી અલ્પ બંધ, મધ્યમ અધ્યવસાયથી મધ્યમ બંધ અને તીવ્ર અધ્યવસાયથી ભયંકર કર્મબંધ થાય અને અનંતકાલ સુધી અતિ ભયંકર અવાચ્ય દુઃખ ભોગવે, અજ્ઞાન મિથ્યાત્વ વધારે અવિવેક એ જ સર્વ દુઃખનુ મૂલ છે માટે આવા અપવિત્ર વિચાર કર્મના ઉદયથી આવતા હોય તો તેને રોકવા મૈત્રીભાવથી સર્વ જીવો પ્રત્યે સમાનતા ભાવવી ક્રોધાદિને જીતવા સમત્વ ભાવ-ઉપશમ ભાવ વિચારવો, માનને જીતવા મહર્ષિ જિનેશ્વર ચક્રવર્તીના બળવીર્ય વિચારવા, માયા પરવંચનાને જીતવા સરળતા સત્યત્વ વિચારવા, લોભને જીતવા સંતોષ અકિંચન ભાવ ધરવો ઇત્યાદિક વ્રત, તપ, સંયમ, સ્વાધ્યાય.

પરમાત્માનુ ધ્યાન કરવુ જેથી આત્મસમાધિની શ્રેણી વધતા સપ્રજ્ઞાત યોગ પ્રાપ્ત થાય છે ॥ ૨-૩૪ ॥

सूत्र—अहिंसाप्रतिष्ठाया तत्सन्निधौ वैरत्याग॰ ॥ २-३५॥

ભાવાર્થ—કોઇ પણ જીવના મનને મારી પ્રવૃત્તિથી દુખ ન થાય તેમ તે જીવ ન હણાવ, તેમના શરીરને જરા પણ પીડા ન થાય આવી યતના તથા ભાવના રૂપ મહાવ્રતમા જ્યારે આત્માની સ્થિરતા થાય છે ત્યારે કોઇ પણ જીવની સાથે વૈરવૃત્તિનો ત્યાગ થાય છે તેમ બીજુ ફળ પણ મળે છે કહ્યુ છે કે—

दीर्घमायु पर रूपमारोग्य श्लाघनीयता ।
अहिंसाया फल सर्व, किमन्यत्कामदेव सा ॥ १ ॥

યોગશાસ્ત્ર શ્રી હેમચદ્રસૂરિ

અર્થ—સર્વ જીવ ઉપર દયા-અહિસા કરવાનુ ફળ દીર્ઘ આયુષ્ય, શ્રેષ્ઠ રૂપ આરોગ્યતા, નિરોગીપણુ સર્વત્ર પ્રશસનીય કીર્તિ પ્રાપ્ત થાય છે વધારે શુ કહેવુ ? આ અહિસા જ કામધેનુ સમાન ફલ આપનારી છે આ અહિસા જે યોગી મન, વચન, કાયાના ત્રણ યોગથી કરવુ, કરાવવુ, અનુમોદન રૂપે જો વ્રત પળાય તો તેના આત્મ ચારિત્રના બળથી તેની નજીકમા રહેનારા જન્મથી હિસક જીવો વાઘ બકરીને પ્રેમથી જોવે છે, બીલાડી ઉદરને, સિહ હરણને, પ્રેમથી રમાડે છે, માટે અહિસા આત્માને ઉન્નતિના શિખરે ચડાવે છે ॥ ૨-૩૫ ॥

सूत्र—सत्यप्रतिष्ठाया क्रियाफलाश्रयत्वम् ॥ २-३६ ॥

ભાવાર્થ—સત્ય વચન બોલવાથી,—અસત્ય વચનનો ત્યાગ કરવાથી યોગી આત્મક્રિયામા સ્થિર થાય છે જે યોગી બાહ્યભાવરૂપ માયાવી આડબરનો ત્યાગ કરીને વચન ઉપર સયમ રાખનારા યોગી વચનસિદ્ધિ પ્રાપ્ત કરે છે વાણીના સયમથી ઘણો જ અનર્થકારક આશ્રવ રોકાય છે આત્મને મલિન કરતો નથી સત્યના સહકારથી અહિસા શુદ્ધ પળાય છે શુભ ક્રિયાના યોગે પુ ય ધર્મના ફ્લરૂપ મનુષ્યતા, શ્રેષ્ઠ કુલ સુરૂપતા રાજ્ય ભોગ વિગેરે સામગ્રીને પામે છે અશુભ અસત્ય વચનથી હિસા મિથ્યાત્વ આદિ પાપ ક્રિયામા રમ્ત થયેલ જીવો પશુ પખી વિગેરે પરાધીનતાવાળા અશુભ યોનીમા જન્મ લે છે સત્યના ફલ માટે શ્રીમાન્ કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચદ્રસૂરિ પ્રભુ જણાવે છે કે —

ज्ञानचारित्रयोर्मूल सत्यमत्र वदन्ति ये ।
धात्री पवित्री क्रियते, तेषा चरणरेणुभि ॥ १ ॥

અર્થ—સત્ય વચન જ વાસ્તવિક રીતે સમ્યગ્ જ્ઞાન તથા સમ્યગ્ ચારિત્રનુ મૂલ છે સત્યવાદી સર્વત્ર વિચરીને, જીવોને સત્ય ઉપદેશ આપીને જગતને પવિત્ર બનાવે છે, માટે અસત્ય વચનનો ત્યાગ કરવો, સત્ય બોલતા જીવહિસા થાય વા કોઈને ઉપાધિ થાય તેમ જણાય તો સુદર્શન શેઠની પેઠે મૌન ધારણ કરીને આવના ઉપસર્ગો

બાહ્ય વિષયભોગની ઇચ્છા નષ્ટ થાય છે અને મન સ્થિર થયેલુ હોવાથી અંતરાત્મ દશાવંત સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રવંત યોગી પરમ શુદ્ધ પરમાત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર આત્માને કરાવવાની યોગ્યતા પ્રાપ્ત કરે છે ॥૨-૪૧॥

सूत्र—सन्तोषादनुत्तम सुखलाभ ॥२-४२॥

ભાવાર્થ—સંતોષથી અનુપમ સુખની પ્રાપ્તિ થાય છે અને પરિગ્રહ સર્વ દુઃખનુ મૂળ છે લોભથી દુઃખ ઉપજે છે એક ટોકરાના લોભનો આશાથી વધતા વધતા આખા જગતની લક્ષ્મીથી પણ પૂર્ણતા માની શકતો નથી કહ્યુ છે કે-

जहा लाहो तहा लोहो लाह लोहो पवड्ढइ ॥

અર્થ—જેમ જેમ લાભ વધે તેમ તેમ લોભ પણ વધતો જ જાય છે બે સુવર્ણ માસાના લાભથી વધતો વધતો છ ખંડ પૃથ્વીના રાજ્યલાભથી પણ લોભ પૂર્ણ ન જ થાય, પણ જ્યારે વિચાર કરવા માંડે આ શું કામ આવશે ? કયુ સુખ આપશે અર્થાત કાંઈ લાભ સુખ આપનારી એ વસ્તુ નથી પણ જે કર્મના ઉદયભાવે અનુકુલ વા પ્રતિકુલ આવ્યુ હોય તે સમભાવે સંતોષપૂર્વક અનુભની લેવુ ભોગવી લેવુ એનો આત્માને જ્યારે નિશ્ચય થાય એટલે ઇદ્રથી પણ અધિક સુખનો લાભ ભોગવે શ્રીમાન્ વાચકપ્રવર યશોવિજયજી મહારાજ જણાવે છે કે-જીરે મારે લોભ તજે તે ધીર, તસ સવી સંપદા કિંકરીજી, જીરે મારે સુજસવિલાસ સુશિષ્ય તસ ગુણ ગાયે સુર, સુંદરીજી ॥૧॥ લોભત્યાગ-ધન, માન,

सूत्र—कायेन्द्रियसिद्धिरशुद्धिक्षयात्तपम ।

ભાવાર્થ—દ્રવ્ય તપ તથા ભાવ તપથી કાય-શરીર તથા ઇંદ્રિયો તથા મનની શુદ્ધિ-પવિત્રતા થાય છે એટલે દ્રવ્ય તપથી બાહ્યેંદ્રિયો વશ થાય છે અને અભ્યતર તપથી રાજસ્, તામસ્ પ્રકૃતિરૂપ ક્રોધ, માન, માયા, લોભ, કામ વિગેરે રાગદ્વેષની પરિણતિઓ નષ્ટ થાય છે તેથી જ્ઞાન, ચારિત્રયોગની પ્રાપ્તિ થાય છે દ્રવ્યે દ્રિયો તથા ભાવે દ્રિયોની શુદ્ધિ થાય છે તે આત્મશુદ્ધિમાં કારણ થાય છે શ્રીમાન્ શાસ્ત્રકાર ભગવાન જણાવે છે કે—

દ્રવ્ય તથા ભાવ તપનુ સ્વરૂપ આ પ્રમાણે—

अणमणमूणादरिआ, वित्तीमखेवण रस चाओ।
कायकिलेसो मलीणया य वज्झो तवो होइ ॥ १ ॥

અર્થ—અણુસણુ-ચાર પ્રકારના અહારનો ત્યાગ કરવો એટલે સૂર્યના ઉદયથી આરંભીને નવકારસી એટલે બે ઘડી આહારનો ત્યાગ, પોરસી એટલે એક પ્રહર ત્યાગ, સાઢપોરસી એટલે દોઢ પ્રહર, પુરિમુઢ્ઢ એટલે બે પ્રહર, અવઢ્ઢ એટલે ત્રણુ પ્રહર, ચાર પ્રકારના અહારનો ત્યાગ કરવો, ઉપવાસના બે પ્રકાર છે એક શુદ્ધ અચિત્ત પાણી-જલની મોકલાશ રાખી બાકીના ત્રણુ આહારને ત્યજવા તે તીવિહાર ઉપવાસ, બીજો ચાર પ્રકારના આહારનો ત્યાગ કરવો તે ચૌવિહાર ઉપવાસ એમ સધ્યા સુધીના પ્રત્યાખ્યાન

કરાય છે અહિયા ઉપવાસ કરનારને સંધ્યા–સાંજ સમયે ચાર આહાર ત્યાગ રૂપ પાણહારનું પ્રત્યાખ્યાન–પચ્ચખ્ખાણ કરાય છે તેમજ એકાસણું બીયાસણુંનું પચ્ચખાણ પોરસી તથા તે ઉપરનું કાલિકપચ્ચખ્ખાણ કરનારને ઇચ્છા હોય તો એક વખત ખાવાની હદરૂપ એકાસણું, બે વખત છુટી રૂપ બીયાસનના પચ્ચખ્ખાન પણ કરાય છે, તેમજ સાંજરે એકાસણ તથા બીઆસણ કરનારને ચાર આહારનો ત્યાગ કરવારૂપ પાણહારનું પચ્ચખાણ કરાય છે જેણે ચાર આહાર મોકલા રાખ્યા હોય તેઓ પણ સાંજે ચોવિહારનું પચ્ચ ખાણ કરે છે અશક્ત હોય તેઓ ત્રણ આહારનો ત્યાગ કરી તિવિહારનું પચ્ચખાણ કરે છે એક પાણી એકાદ પ્રહર સુધી વાપરીને ચૌવિહાર કરે છે, અથવા જેઓ બહુ અશક્ત છે, માંદા છે, તેઓ શકિત ઇચ્છાને અનુકુલ આહારાદિકનો ત્યાગ કરીને દેશથી અણસણ કરે છે જેઓને જીવન મરણની આકાંક્ષા સર્વથા છોડી છે તેવા મહાત્માઓ યાવત્ જીવ એટલે મરણ કાળ સુધીનું પણ ચાર આહારના ત્યાગરૂપ અણસણ કરીને આત્મસંયમ કરે છે ॥ ૧ ॥

બીજું ઉણોદરી તપ–આહાર કરતાં જેટલી ભૂખ હોય તેથી અલ્પ આહાર લેવો પ્રાય મનુષ્ય બત્રીસ કોળીયાનો આહારી ગણાય તેમાથી ઇચ્છાનો રોધ કરીને એક બે ત્રણ કવલ વા અર્ધ આહાર ઓછો લેવો વિગેરે ઉણોદરી તપ કહેવાય છે ॥ ૨ ॥

વૃત્તિસંક્ષેપણ–વૃત્તિનો સંકોચ કરવો તે જે જે પદાર્થો

આવાનીઈચ્છા થાય તેની ત્યાગવૃત્તિ કેળવવા ઉદ્યમ કરવો. મિષ્ટ પદાર્થોનો ત્યાગ કરવો ॥ ૩ ॥

રસત્યાગ તે જેથી મન-વચન-કાયામા ઉન્માદ આવે તેવા જે રસો મધ, માખણ મદ્ય-દારૂ-માસનો સર્વથા ત્યાગ કરવો, અને અલ્પ ઉન્માદના કારણરૂપ ઘી, ગોળ, દુધ, દહીં, તેલ તથા આ પૂર્વે કહેલ પાચ વિગય રસથી સસ્કાર પામેલી કડાવિગયનો અનુક્રમે ત્યાગ કરવો એક વખત એક, બીજી વખત અન્ય-એમ યથા શક્તિએ એક બે ત્રણ વિગય રસનો ત્યાગ કરવો. કોઈ વખત સર્વ વિગય-વિકૃતિઓના ત્યાગરૂપ વિગય( નીવી )નું પ્રત્યાખ્યાન કરવુ એમ જ સ્નિગ્ધ તથા રસ સ્વાદના ત્યાગરૂપ આબીલનુ પણ પ્રત્યાખ્યાન કરવુ ॥ ૪ ॥

કાયક્લેશ તપ-તે મસ્તકના કેશનો લોચ કરવો ઉષ્ણ કાલમા તાપ તરસ સહવા, શીતકાલમા તાઢ સહવી, વર્ષા કાલમા ડાસ-મચ્છર વિગેરેનો પરિસહવો અને મનને સ્થિર રાખવુ ॥ ૫ ॥

સલીનતા-શરીરના અગોપાગ સકોચીને રહેવુ, હાથ, પગ વા શરીરથી ખોટી ચેષ્ટા ન કરવી સ્ત્રી, પશુ તથા નપુસકને આખથી ન જોવા તેઓની સાથે સજ્ઞાથી વા વચનથી વાતચીત વિગેરે ચેષ્ટા ન કરવી ॥ ૬ ॥

એમ છ પ્રકારનો બાહ્ય તપ અભ્યતર-ભાવ તપને પ્રગટ થવામા કારણભૂત થાય છે, તેથી ઇંદ્રિયો ઉપર તથા કાયા-

શરીર ઉપર નિગ્રહ થાય છે, તેમ જ ઇંદ્રિય તથા કાયાની શુદ્ધિ પણ બાહ્ય તપથી થાય છે તે કારણે મોક્ષના ઇચ્છક આત્મયોગીએ અવશ્ય આચરવું હવે અભ્યંતર તપથી મનની તથા આત્માની શુદ્ધિ થાય છે તે આ પ્રમાણે

पायच्छित्त विणओ, वेयावच्च तहेवसज्झाओ ।
झाण उस्सग्गोवि अ, अब्भित्तरओ तवो होइ ॥ २ ॥

અર્થ —પ્રમાદથી જે જે વ્રતમા દોષો લાગ્યા હોય, અવિવેકવાળુ આચરણ થયુ હોય તેને ગુરૂ આગળ બાળકની પેઠે સરળભાવે જણાવીને ગુરૂ જે અનુષ્ઠાન બતાવે તે પ્રમાણે આલોચના-પશ્ચાત્તાપપૂર્વક ક્રિયા કરવી તે પ્રાયશ્ચિત તપ (૧) વિનયતપ-ગુરૂ પ્રમુખનો અભ્યુત્થાન આદિ કરવુ (૨) વૈયાવૃત્ય તપ-ગુરૂ, બાલ, ગ્લાન તપસ્વીને આહાર પાણી દેવા વિગેરે સબંધી યોગ્ય સેવા કરવી (૩) તથા અધ્યાત્મ ભાવને પ્રગટ કરનારા શાસ્ત્રો, અંગોપાંગ, પ્રકરણ ગાથાનુ ભણવુ, અર્થ-પરમાર્થ વિચારવો તે સ્વાધ્યાય તપ (૪) ધ્યાન તપ-આર્ત ધ્યાન-માયા લોભ રાગાદિનુ ધ્યાન કરવાનુ, ભોગ્ય પદાર્થની પ્રાપ્તિનુ તથા પ્રતિકુળ પદાર્થના સબંધનો ત્યાગ કરવાની ભાવનાને આર્તધ્યાન કહેવાય છે મારવા-પીડવા વિગેરેની ભાવના તે રૌદ્રધ્યાન આ બેનો સર્વથા ત્યાગ કરવો અને ધર્મધ્યાન આત્મ દ્રવ્યથી અન્ય પુદ્ગલ સબંધ અજ્ઞાન મિથ્યાત્વના યોગે થાય છે તેને ત્યાગ કરવાની ઇચ્છા તે બાર ભાવના, મૈત્રી આદિ ચાર ભાવના તે ધર્મધ્યાન પર મારમા અને આત્માના સ્વરૂપની દ્રવ્ય ગુણ પર્યાયની

विवेचनारूप प्रथम पायो अने गुण पर्यायोनु आत्म द्रव्यमा समात्ववारूप समानतानु जे ध्यान ते बीजा पायारूप शुक्लध्यान पिंडस्थादि ध्यानरूप आ भावनावडे आत्मस्वरूप प्रगट थाय छे (५) कायोत्सर्ग–काउसग्ग तप–काया उपरनो ममत्व त्याग करवारूप स्थिरता समाधिरूप अभ्यंतर तप आ अभ्यंतरतपथी मन तथा आत्मानी शुद्धि थाय छे बार प्रकारना बाह्य अभ्यंतर तपथी मन–वचन–काया आत्मानी अशुद्धिनो क्षय थाय छे अने परम आत्मशुद्धि थाय छे श्री हेमचंद्रसूरि प्रवर जणावे छे के—

विषयेभ्या निरक्तानां, साम्यवासितचेतसाम् ।
उपशाम्यत्कषायाग्नि–र्बाधिदीप समुन्मिषत् ॥ १ ॥

अर्थ—तपथी इंद्रियो तथा मनना विषयविकारो जेना शान्त थया छे तेवा आत्माने क्रोध, काम, मान, माया, लोभरूप रागद्वेषमय अग्नि उपशमी जाय छे, सम्यक्त्व-दर्शनरूप–बोधि दीपक प्रगट थाय छे, तेना योगे काया तथा पांचे इंद्रियो मन, भाव, ज्ञान, चारित्रयोगमा स्थिर थाय छे, तेथी विकारो नष्ट थवाथी शुद्धि थाय छे तेमां मूल कारण द्रव्य तथा भाव तप छे ॥२–४३॥

मूल—स्वाध्यायादिष्टदेवतासम्प्रयोग' ॥२–४४॥

भावार्थ—तत्त्वज्ञाननु स्वाध्याय मनन करवाथी तथा सूत्र सिद्धांत प्रकरण आगमनु स्वाध्याय–अध्ययन करवाथी शासनदेव प्रसन्न थाय छे कह्यु छे के—

सुअदेवया भगवई नाणावरणियकम्मसंघाय ।
तेसिं खवेउ सययं जेसिं सुअसायरे भत्ति ॥ १ ॥

અર્થ—જે સાધુ વા શ્રાવકની તીર્થંકર દેવપ્રણીત આગમ અંગ ઉપાંગાદિ શ્રુતસાગર ઉપર અનન્ય ભક્તિ છે તે સર્વ સાધુ શ્રાવકને હે શ્રુતદેવતા ભગવતી ? જ્ઞાનાવરણીય કર્મ સમુદાયનો વિનાશ કરવા માટે સહાય કરનારી થાવ ? અર્થાત શાસ્ત્રાધ્યયના કરનારની બુદ્ધિ પરોપકારિણી હોવાથી શાસનદેવ સહાયકારી થાય છે અને મન પ્રસન્ન થાય છે તેમજ અનુભવજ્ઞાનથી આત્મશુદ્ધિ થઈને સ્વરૂપરમણુતા પ્રાપ્ત થાય છે ॥ ૪૪ ॥

सूत्र—समाधिसिद्धिरीश्वरप्रणिधानात ॥२–४५॥

ભાવાર્થ–ઇશ્વરના પ્રણિધાનથી સમાધિ ॥ સિદ્ધિ થાય છે અત્ર, ઇશ્વર રાગ, દ્વેષ, ક્રોધ, માન માયા, લોભ, કામ, અજ્ઞાન મિથ્યાત્વ, હાસ્ય, રતિ અરતિ, ભય, સોગ દુગચ્છા, ઈચ્છા, મોહ જેના નષ્ટ થયા છે અને પૂર્ણ પારમાર્થિક જ્ઞાનપ્રગટ થયુ છે જેથી સવ જીવોને સત્ય મોક્ષમાર્ગનો ઉપદેશ આપીને સ સારના દુઃખથી મુક્ત કરે છે તેવા સર્વજ્ઞ ઇશ્વર પરમાત્માની વિચારણા, તેમના નામનુ રટણ, તેમના ઉપદેશેલા જ્ઞાન–દર્શન–ચારિત્ર ગુણમા રમણુતા કરવી તે સવ પરમાત્માના ધ્યાન પ્રણિધાનસ્વરૂપ જ છે પરમ ગુરૂ બુદ્ધિસાગરસૂરિપ્રવર મુનિસુવ્રત સ્વામીના સ્તવનમા જણાવે છે કે–" મુનિસુવ્રત જિનરાજ મહેશ્વર, દર્શન શિવસુખકારી રે, દર્શન–સ્પર્શ અનુભવ થાતા, મ ગલપદ તૈયારી રે મુનિસુવ્રત જિનરાજ મહેશ્વર ॥ ૧ ॥ જિનવર દર્શન દીઠુ ઘટમા, સ્થિરતામા પ્રણુ મળીઆ રે, પરમાલ બન ચેતન હેનુ નિજ ભાવે, ગુણ

ફળીયા રે, મુનિસુવ્રત જિનરાજ મહેશ્વર ॥ ૫ ॥ ષટ્દર્શનના ભેદ ટલ્યા સહુ જિનદર્શન અવધારી રે બુદ્ધિસાગર સુખમા મ્હાલે, દર્શનની બલિહારી રે, મુનિસુવ્રત જિનરાજ મહેશ્વર ॥ ૭ ॥ વીતરાગ પરમાત્મા ઈશ્વરના ધ્યાનથી પરમ સમાધી-સાલબન સમાધિયોગમા એકાગ્રતા પ્રગટતી હોવાથી સપ્રજ્ઞાત યોગની સિદ્ધિ થાય છે ॥ ૪૫ ॥

આ પ્રમાણે યમ-નિયમના અભ્યાસથી મનની સ્થિરતા રૂપ પ્રણિધાન યોગની સિદ્ધિમા કારણ થાય છે તે બતાવીને આસનયોગનુ સ્વરૂપ કહે છે —

સૂત્ર-સ્થિરસુખમાસનમ્ ॥ ૨-૪૬ ॥

ભાવાર્થ —કાયા-શરીરની ચ ચલતા દૂર થવાથી મનની સુખમય સ્થિરતા થાય તેવી જે ક્રિયા તેને આસાન કહે વાય છે પરમ ગુરુ શ્રીમાન્ બુદ્ધિસાગરસૂરીશ્વરદેવે યોગ દીપકમા જણાવ્યુ છે કે 'દરેક આસનના જયથી (સિદ્ધિથી) શારીરિક ભિન્ન ભિન્ન ફાયદા થાય છે તે શાસ્ત્રોમા બતાવ્યા છે આસનો સખ્યામા ચોરાશી છે તેમા પણ સિદ્ધાસન (૧) અને પદ્માસન એ બે આસનો મોટા (મુખ્ય) છે યોગ્ય એવા સ્થાનમા (જ્યા શરીરને ખરાબ હવા ન લાગે, જ્યા પશુ સ્ત્રી નપુષક નજરે દેખવામા ન આવે, તેઓના શબ્દ ન સભળાય શુદ્ધ હવા ઉજાશ આવે) તેવા ઘર, ઉપાશ્રય, ઉદ્યાન, બાગ, બગીચા દેરાસર આદિ પવિત્ર સ્થલે આસનનો અભ્યાસ કરવો જોઇએ ત્રણ કલાક સુધી સ્થિર આસને બેસ

વાની ટેવ પાડવી જોઈએ યોગ માટે સિદ્ધાસન તથા પદ્માસન યોગ્ય છે, એવો અમારો (પૂજ્ય ગુરૂદેવનો)મત છે ગોદુહિકાસને બેસવાની ટેવ પણ પાડવી આસનનો જય કરવાથી શરીર ઉપર કાબૂ આવે છે, પ્રકૃત્તિ કાબૂમા રહે છે, વાત પીત કફના ઉપદ્રવને હળવે હળવે મગાડે છે" શ્રીમાન કલિ કાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરીશ્વર દેવ આસનોના નામ કહે છે

पर्यङ्क वीर वज्राब्ज भद्र दण्डासनानि च
उत्कटिका गोदोहिका, कायोत्सर्गस्तथासनम् ॥ १ "

અર્થ— ૧)પર્યંકાસન (૨)વીરાસન (૩) વજ્રાસન (૪) પદ્માસન (૫)ભદ્રાસન (૬)દંડાસન (૭)ઉત્કટાસન (૮)ગોદોહિકાસન (૯)કાયોત્સર્ગાસન આ નવ પ્રકારના આસનો પ્રાણાયામ આદિ સમાધિયોગમા ઉપયોગી જણાય છે બીજા પણ ઘણા આસનો છે, પણ તેનુ સ્વરૂપ અત્ર યોગમા ઉપયોગી નથી તેથી જણાવ્યુ નથી હવે પર્યંકાસનનુ સ્વરૂપ જણાવુ છુ —

स्याज्जङ्घयोरधोभागे पादोपरिकृते सति।
पर्यंको नाभिगोत्तान-दक्षिणोत्तरपाणिकः ॥

અર્થ—બે જઘાની નીચે ભાગોને બન્ને પગની નીચે રાખીને નાભિની પાસે જમણી ડાબીબાજુ બે હાથને ઊચા રાખવાથી પર્યંકાસન થાય છે પરમ કૃપાલુ મહાવીરદેવે નિર્વાણ અવસરે આ પર્યંકા આસન કર્યું હતુ તેમજ બે જાનુ તથા

હાથને પહોળા કરીને સુવુ તેને પાતજલી મહર્ષિ પય કા સન કહે છે (१) હવે વીરાસનની વિધિ જણાવે છે —

वामोंऽघ्रिर्दक्षिणोरूर्ध्वं वामोरूपरि दक्षिण ।
क्रियते यत्र तद्वीरोचितं वीरासनं स्मृतम् ॥ २ ॥

અર્થ—પ્રથમ જમણી સાથળ ઉપર ડાબો પગ સ્થાપવો અને પછી ડાબી સાથળ ઉપર જમણો પગ સ્થાપવો અને બન્ને હાથ નાભી નીચે એક બીજા ઉપર સ્થાપન કરવા તે વીરાસન કહેવાય છે તે વીરાસન પુરુષે—આત્માએ કર્મશત્રુને જીતવા ધ્યાનયોગ વખતે કરાતુ આસન વીર યોગ્ય હોવાથી વીરાસન કહેવાય છે (૨) હવે વજ્રાસનની વિધિ કહે છે—

पृष्ठे वज्राकृतीभूतदोर्भ्यां वीरासने सति ।
गृह्णीयात्पादयोर्यत्राङ्गुष्ठौ वज्रासनं तु तत् ॥ ३ ॥

અર્થ—ઉપર કહેલા વીરાસન કર્યા પછી વજ્રની આકૃતિની પેઠે બન્ને હાથ પાછળ કરીને ડાબા હાથે ડાબા પગનો અને જમણા હાથે જમણા પગનો અગુઠો પકડીને સ્થિર થાવુ તેને વજ્રાસન કહેવાય છે કેટલાક તેને વેતાલાસન પણ કહે છે ॥ ૩ ॥ વીરાસનનો બીજો પ્રકાર બીજા મત પ્રમાણે આ પ્રમાણે પણ કહેવાય છે તે જણાવે છે—

सिंहासनाधिरूढस्यासनापनयने सति ।
तथैवावस्थितिर्या तामन्ये वीरासनं विदुः ॥ ४ ॥

અર્થ—સિંહાસન ઉપર બેસીને બન્ને, પગ સોય

ઉપર રાખીને, પછી સિંહાસન ખસેડી નાખીને બન્ને પગ ઉપર જ સ્થિર રહેવું તેને સિંહાસન કહેવાય છે એમ કાયકલેશ પ્રકરણમાં સિદ્ધાંતના જાણનારા કહે છે પણ મહર્ષિ પાતંજલી તો બે પગે સીધા ઊભા રહીને એક પગ ભોંય ઉપર રાખીને એક પગ વાંકો વાળીને નાભિની ઉપર સ્થિર રાખવો તેને વીરાસન કહે છે ॥ ૪ ॥

હવે પદ્માસનની વિધિ જણાવે છે

संघायामध्यमागे तु मश्लेषो यत्र जंघया ।
पद्मासनमितिप्रोक्तं तदासनविचक्षणै ॥ ५ ॥

અર્થ—જંઘાના મધ્ય ભાગમાં તેની સાથે બીજા જંઘાનો જે મેળાપ કરવો તેને આસનના કેટલાક અનુભવીઓ પદ્માસન કહે છે ॥ ૫ ॥

હવે ભદ્રાસનનો વિધિ જણાવે છે

संपुटीकृत्य मुष्काग्रे तलपादौ तथोपरि ।
पाणिकच्छपिका कुर्यात्, यत्र भद्रासन तुत ॥ ६ ॥

અર્થ—પગના તળીયાનો સંપુટ કરીને નાભિ નીચે ઉપસ્થલિંગને બન્ને તળીયાથી દબાવીને બન્ને પગ ઉપર બેસવું અને બન્ને હાથ પગ ઉપર પરસ્પર હાથના આગળા ભરાવીને કાચબાની પીઠની જેમ રાખવા તેને ભદ્રાસન કહેવાય છે ॥ ૬ ॥

હવે દંડાસનની વીધિ જણાવે છે

श्लिष्टांगुली श्लिष्टगुल्फौ भूश्लिष्टोरुप्रमारयेत् ।
यत्रोपविश्यपादौ तद्दडासनमुदीरितम् ॥ ७ ॥

અર્થ—બોય ઉપર બેસીને હાથની આગળીઓ ગુ ફા તથા સાથળ પૃથ્વીને અડે એવી રીતે કરીને બન્ને પગને લાબા કરવા તે દડાસન કહેવાય છે ॥ ७ ॥

હવે ઉત્કટિકાસન કહે છે

पुतपार्ष्णिसमायोगे । प्राहुरुत्कटिकासनम् ।

અર્થ—કટી ભાગ (કેડના કુલાઓ (ઢગરા )ને બે પગની પાનીઓ ઉપર ટકાવીને જમીન ઉપર સ્થિર થાવુ તેને ઉત્કટિકાસન કહેવાય છે આ આસને પરમપ્રભુ શ્રી મહાવીર દેવને સામકકુષીવલના ક્ષેત્રમા કેવળજ્ઞાન પ્રગટ થયુ હતુ અને સર્વ ઘાતીકર્મનો અત થયો હતો હવે ગોદોહિકાસનનુ સ્વરૂપ જણાવે છે —

पार्ष्णिभ्या तु भुवस्त्यागे तत्स्याद् गोदोहिकासनम् ॥ ८ ॥

અર્થ —બે પગની પાનીઓ જમીન ઉપર અડે તેવી રીતે ગાય દોવા બેસવાના આકારે સ્થિર બેસવુ તે ગોદોહિકાસન કહેવાય છે ॥ ८ ॥ કાયોત્સર્ગાસનનુ સ્વરૂપ કહે છે

प्रालंबितभुजद्वन्द्वमूर्ध्वस्थस्यासितस्य वा ।
स्थानं कायानपेक्ष यत् कायोत्सर्ग स कीर्तित ॥ ९ ॥

અર્થ —બે ભુજા-હાથ લાબા કરી લટકતા રાખી ઊભા રહેવુ, બે પગને એક સીધી લાઇનમાં રાખવા, આગળી

तरफ त्रण आगळ अने पानी तरफ चार आगळ अतर राखीने ऊभा रहीने काया उपरथी ममत्वनो त्याग करवो अथवा बेठा रहीने बे हाथ छुटा ढींचण उपर राखीने कायानी ममता छोडीने स्थिर थवु ते कायोत्सर्गासन कहेवाय छे ॥ ९ ॥ अहिया तो समाधि माटे जे योग्य जणाय तेटला ज ध्यान बताव्या छे, परतु आसनना चोरासी प्रकार छे ते बीजा ग्रथोथी जाणवा सार एज छे के जेथी चित्त सुखपूर्वक ध्यानमा स्थिर रहे तेवा जे आसनो आपणुने जणाय तेनो ध्यान माटे खप करवो बीजी भाजगडनी जरूर नथी ॥ २-४६ ॥

सूत्र-प्रयत्नशैथिल्यानन्तसमापत्तिभ्याम् ॥ २-४७ ॥

भावार्थ —आसनथी शरीरमा रहेली हलनचलननी जे क्रिया थाय छे ते प्रयत्न-चेष्टा ढीली करवाथी चचलता दूर थाय अने इद्रियो तथा मनमाथी अहं ममत्व भावने प्रयत्नपूर्वक दूर करवाथी आत्मस्वरूप अनत गुणवत होवाथी अनत स्वरूपवत परमात्माना ध्यानमा तेमनी साकार प्रतिमामा चित्तनी एकाग्रता करवाथी आसननी स्थिरता ( लोकदृष्टि प्रमाणे ) शेषनाग जेम अखिल ब्रह्माडने धारण करे छे तेम एकाग्रताए स्थिर थाय छे आवी जे आसननी समापत्ति स्थिरता ध्यानयोग तथा प्राणायाममा सहायक थाय छे ॥ २-४७ ॥

सूत्र—ततो द्वन्द्वाऽभिघातः ॥ २-४८ ॥

भावार्थ —आसननी सिद्धि थवाथी तथा मन बाह्य

દિવસ આયુ-શ્વાસોશ્વાસ કાયમ વધ્યા કરે છે નિયમિત શ્વાસોશ્વાસ હોવાથી શરીરની આરોગ્યતા રહે છે, મનની પ્રસન્નતા વૃદ્ધિ પામે છે પ્રાણાયામથી શરીરમા રહેલા રોગો નાશ પામે છે નાડીઓથી સ્વર ચાલે છે શરીરમા ઘણી નાડીઓ છે, પણ તેમા ચોવીસ નાડીઓ મોટી છે તેમા પણ નવ પ્રધાન છે અને તેમા પણ ત્રણ મોટી છે હવે ત્રણ નાડીઓના ઇડા, પિંગલા અને સુષુમ્ણા છે તેનો ભ્રકુટિચક્રથી પ્રકાશ થાય છે વંકનાલમા થઈને નાભિમા નિવાસ કરે છે શ્વાસ નાભિમાથી ડાબી ઇડા-ચંદ્રમામા શ્વાસસંચરે છે તેને ચંદ્રસ્વર, તેમજ જમણી પિંગલા સૂર્યનાડીમા પણ સંચરે છે તેને સૂર્યસ્વર કહેવાય છે તે બન્ને નાડીઓની મધ્યમા સુષુમ્ણા નાડી છે તેવા શ્વાસ વહે છે ત્યારે સુષુમ્ણાસ્વર કહેવાય છે ડાબીમા સ્વર ચાલે તો ચંદ્રનો ઉદય, જમણી ચાલે તો સૂર્યનો ઉદય જાણવો શાંતિનુ કાર્ય કરવાના આરંભમા ચંદ્રસ્વર ઉત્તમ, ક્રૂર ભયંકર કાર્યમા સૂર્યસ્વર ગ્રહણ કરાય છે આ પ્રમાણે બે નાડીઓની સ્વર વખતે જે જે કાર્ય કરવા યોગ્ય હોય, તે કરાય તો સુખ પમાય છે હવે જ્યારે બે સ્વર સાથે ચાલે છે તેણે સુષુમ્ણા થઈ એમ માનવુ જેવા સમયમા કોઇ પણ સંસારિક સુખનો લાભ-હાણીનો વિચાર ન કરવો, કારણ કે સુષુમ્ણા વખતે જે જે વિચાર કરવામા આવે તેથી ઊલટુ વિપરીત દુખકર પરિણામ આવે છે, એમ અનુભવી યોગીયો જણાવે છે." આ વિષય ભણવા ઇચ્છનારે યોગદીપક ગ્રંથ ( આચાર્યશ્રી બુદ્ધિસાગર-

સૂરીશ્વર ગુરૂદેવકૃત ) જેવા શરીરમા પાચ પ્રકારના વાયુ મુખ્યતાએ વહે છે તે જણાવે છે -

हृदि प्राणो गुदेऽपान , समानो नाभिमण्डले ।
उदानो कण्ठदेशे स्यात्, व्यान सर्वशरीरग ॥ १ ॥

અર્થ—હૃદયમા જે પ્રાણવાયુ વહે છે તેને પ્રાણ કહેવાય છે (૧) ગુદામા જે પવન વહે છે તેને અપાન વાયુ (૨) નાભિમ ડલમા વહે છે તેને સમાન વાયુ (૩) કઠ વિભાગમાં જે વાયુ વહે છે તેને ઉદાન વાયુ (૪) કહેવાય છે અને વળી સર્વ શરીરમા જે વાયુ વહે છે તને વ્યાનવાયુ (૫) કહેવાય છે ॥ ૨-૪૯ ॥

सूत्र—बाह्याभ्यन्तरस्तम्भवृत्तिर्देशकालसङ्ख्याभि परिदृष्टो दीर्घसूक्ष्म ॥ २—५० ॥

ભાવાર્થ —રેચક કરીને બહારના પવનને બહાર રોકવો તથા અભ્ય તર–પુરક કરીને હૃદયમા પવનને સ્થ ભન કરવો તે કુભક પ્રાણાયામ દેશથી તથા કાલથી, સ ખ્યાથી, દ્રવ્યથી અને ભાવથી અભ્યાસ વૃત્તિથી અનુભવ કરતા હળવે હળવે શરીરના ભાગમા વધારે સ્થિરતા કરે છે, લાબા કાલ સુધી ટકે છે અને અને પૂર્ણ અભ્યાસયોગે બહુ સુક્ષ્મ પણ થાય છે, તો પણ ધ્યાન રાખવાનુ કે–પ્રાણાયામ માત્રથી સવથા મન સ્થિર થતુ નથી કામઠામા તીરને જેમ વધારે ખેચી રાખવામા આવે તે પછી જ્યારે છોડવા આવે ત્યારે બહુ વેગ આવે છે તેમ મનની ચ ચળતા વધારે છે,

માટે મનને સ્થિર કરવા પાય ઇંદ્રિયોના વિષયભોગને અભ્યાસવડે રોકવા પ્રવૃત્તિ કરવી તે યોગ્ય છે આ પ્રાણાયમના અનેક ભેદો છે -તે સૂર્યભેદન કુંભક (૧) ઉભયી કુંભક (૨) સીત્કારી કુંભક (૩) શીતલી કુંભક (૪) ભસ્ત્રિકા કુંભક (૫) ભ્રામરી કુંભક (૬) મુર્છા કુંભક (૭) પ્લાવિની કુંભક (૮) સૂર્યભેદક-બે નાકના નસકોરા જોરથી કુંકીને અશુદ્ધ મલમય પવને બહાર કાઢીને જમણી નાસિકાથી પ્રાણ વાયુનો શરીરમા બલપૂર્વક પૂરવો-પૂરક કરવો પછી શક્તિ પ્રમાણે કુંભક રાખીને ડાબી નાસિકાવડે ધીમે ધીમે રેચક કરવો તેને સૂર્યભેદ કુંભક કહેવાય છે આ પ્રાણાયામ અભ્યાસથી મસ્તક શુદ્ધ થાય છે, માથાના રોગ તથા ક્રમી રોગ મટે છે અને સૂર્યભેદકુંભકથી ચોરાસીજાતના વાયુ સમે છે આ અનુષ્ઠાન સ્વસ્તિકાસને વા વજ્રાસનવડે કરવુ ॥૧॥

બીજો ઉભયોકુંભક સિદ્ધાસને કરવો પ્રથમ મુખ બંધ કરીને સાધારણ શબ્દ બોલતા જેમ હૃદયથી કંઠ સુધી પ્રાણવાયુનુ ગમન થાય છે તેવા પ્રમાણની ગતિથી બે નસકોરાથી વાયુને અંદર ખેંચીને શક્તિ પ્રમાણે કુંભક કરીને જમણી ઇડાથી રેચક કરવો તેને ઉજ્જવી પ્રાણાયામ પણ કહે છે, આ પ્રાણાયામ બેસતા વા ઉઠતા કરવા યોગ્ય છે, તેથી કફ વાયુના વિકારો શમે છે અને જઠરના રોગ તથા જલધરે સંબંધી તમામ રોગ નાશ પામે છે ઉધરસ, સવ ખમ અને હૃદયના રોગ તથા ધાતુવિકારનો નાશ થાય છે॥૨॥

સીતકારી કુંભક-બે ઓઠમા જીભને અર્ધચંદ્રાકારે

રાખીને મુખવાટે બહારના વાયુને સીત્કારપૂર્વક ખેંચીને મુખ બંધ કરીને, શક્તિ પ્રમાણે કુંભક કરીને રોકવો અને બહાર બે નાસિકાથી હળવે હળવે કાઢવો-રેચક કરવો તેને સીતકારી કુંભક કહે છે આ પ્રાણાયામથી રૂપ કામદેવ સરખુ બને છે તેમજ ભુખ તૃષાની વેદના શાંત થાય છે, નિદ્રા તથા આળસ નાશ પામે છે શરીર બળવાન તથા રોગ રહિત થાય છે આ પ્રાણાયામ કરતા બહારનો વાયુ સીત્કાર શબ્દપૂર્વક હળવે હળવે કરતા સહેલાઇથી લેવો ॥ ૩ ॥

શીતલી કુંભક-કાગડાની ચાચની પેઠે જીભ જરા બહાર રાખીને બહારના વાયુને અંદર કોઠામાં ખેંચવો અને આખા શરીરમાં નખશીખાપર્યંત વ્યાપક કરીને કુંભક કરવો પછી શક્તિ પ્રમાણે રાખીને શાંતિથી બે નાસિકા વાટે હળવે હળવે રેચક કરવો તેને શીતળીકુંભક કહે છે આ પ્રાણાયામથી ગુલ્મ, પ્લીહા, તાવ, પીત્તવિકાર તથા વિષવિકાર વિગેરે રોગાદિ ઉપદ્રવો શમે છે અને પ્રાણાયમ સિદ્ધ થયા પછી નવા રોગનો ઉપદ્રવ થતો નથી ॥૪॥

૫ ભસ્ત્રિકાકુંભક-પદ્માસને વા વીરાસને બેસીને કંઠ તથા પેટ સીધા રાખીને, મુખ બંધ, કરીને લુહાર ધમણ ફુંકે છે તેમ શરીરના વાયુને વારંવાર ચલાયમાન કરીને ડાબી નાસિકાથી વાયુને પુરક કરીને કંઠ, ઉદર, કપાલ પર્યંત ભરવો અને જમણી નાસિકાથી તુરત રેચક કરવો પુન ડાબી નાસિકાથી પૂરક કરીને જમણીથી રેચક

इति श्रीपातञ्जलयोगदर्शने महोपाध्यायश्रीमान् यशो-
विजयगणिप्रमुखगुम्फितकृता टीकानुसारिगुर्जरभाषाया
अध्यात्मज्ञानसुखसागरे परमपूज्यगुरुप्रवर
योगनिष्ठाध्यात्मज्ञानदिवाकर जैनाचार्य
श्रीमद् – बुद्धिसागरसूरीश्वरचरण-
सरोजमधुकरायमाण श्री
ऋद्धिसागरसूरिकृत तृतीय
विभूतिपाद संपूर्णम् ॥



# अथ चतुर्थ कैवल्यपादः

सूत्र–जन्मोषधिमंत्रतप समाधिजा सिद्धय ॥४–१॥

ભાવાર્થ—આત્માને શુભ વા અશુભ કર્મના વિપાકોના ઉદયથી કેટલીક શક્તિઓ સિદ્ધિઓ, લબ્ધિઓ વા વિભૂતિઓ પ્રાપ્ત થાય છે આ સિદ્ધિઓ પાચ પ્રકારની ગણાય છે તેમા જે જન્મના સહચારથી મળેલી હોય તે જન્મજ કહેવાય છે જડીબુટ્ટી ઓષધિવડે જે શક્તિ પ્રાપ્ત થઈ હોય તે ઓષધિજન્ય, મત્રના જાપથી દેવગધર્વોએ વર આપ્યા હોય તે મત્રજ તથા તપ, સ્વાધ્યાય, વૈયાવૃત્યભક્તિથી મળેલી સિદ્ધિઓ તપોજન્ય કહેવાય, સમાધિ પ્રાણાયામની ઉત્કૃષ્ટતાથી જે સિદ્ધિ મળે તે સમાધિજન્ય કહેવાય છે જન્મથી પશુપક્ષીઓને દેવ તથા નારકી જીવોને સહજભાવે શક્તિ મળે છે તેમા પક્ષીઓને આકાશમા ઊડવુ, પશુઓને ગમન કરવુ, દેવ જલચારિ મચ્છ મઘરાદિકને પાણીમા ચાલવુ નારકીને રૂપી દ્રવ્યને પ્રત્યક્ષ કરનારુ અવધિજ્ઞાન થવુ, તે વડે પોતાના પૂર્વજન્મ, શત્રુમિત્રને ઓળખવા, દેવને સ્વતન્ત્ર

આકાશાદિમા ગમન, નારકીને બધીખાનામા પુરાવુ તે જન્મથી હોવથી જન્મજાય કહેવાય, તે વસ્તુત પૂર્વ- ભવે કરેલા કર્મનો જ વિપાક ભોગવાય છે ( ૧ ) ઔષ- ધિજન્ય સિદ્ધિઓ કેટલીક જડીબુટ્ટિ, પત્રમૂલ, છાલ, રસાયણ પારદ વગેરેના સેવનથી શરીરને રોગ રહિત કરવુ તેજ બલ, વીર્ય વધવુ, મગજની વિચારણા, તર્કશકિત ખીલવવી દેવ જેવા ગભાવને ધારણ કરવો, અઅશસ્ત્રના ઘાને રૂઝવના શરીર ઉપર ઘા ન પડવા દેવા, સમુદ્રમા તરવુ, આકા શમા વિચરવુ, દેવ ી પડે સામાન્ય જન ઉપર પ્રભુતા પાડવી વગેરે શુભ પુન્યોદયથી મળેલી ઔષધિની શકિત સમજવી ( ૨ ) મત્રના બળથી દેવને આમત્રણ કરી રીઝવીને, મન માન્યા આનદ ભોગ ભોગવવા, રાજ્ય સાહેબી ભોગવવી, આકાશાદિકમા વિચરવુ તે પણ પૂર્વકૃત પુન્યના વિપાકોદયથી જ બને છે ( ૩ ) તપ આહારાદિકનો ત્યાગ કરવો, વ્રત પચ્ચખ્ખાણ કરવા જીવદયા પાલવી સત્ય બોલવુ ચોરીનો ત્યાગ કરવો, પરસ્રીનો સબધ મન, વચન કાયાથી ત્યજવો ગુરૂભકિત કરવી, સત્ય આગમનો અભ્યાસ કરવો, પાપ કાયથી દૂર રહેવુ, સર્વના ભલા માટે મન વચન, કાયાથી પ્રવૃત્તિ કરવી, ગ્રીષ્મમા સૂર્યની આતાપના લેવી, શીતકાલમા પર્વત વિગેરે ખુલ્લી હવામા રહીને ટાઢ સહવી, બાવીસ પરિસહો સહેવા, મનથી કષાય-ક્રોધ માન, માયા લોભ, રાગદ્વેષ ન થવા દેવા તે તપ કહેવાય, તેથી અનેક સિદ્ધિઓ-લબ્ધિઓ વા વિભૂતિઓ પ્રગટે છે તપથી પ્રથમ

નો પેટનુ અજીર્ણ મટે, પ્રમાદ, આળસ પણ દૂર થાય, આત
માત્રા પાચનશકિત ઉપરાંત ભોજન કરનારને અજીર્ણ
વિપાકના યોગે અનેક રોગ થાય છે તે તપવડે રસનાદિક
ઇંદ્રિયોનો સયમ કરનાર તેવા રોગથી મુક્ત રહે છે, માસા-
દિકની ઉપરાંત તપ કરનારા કષાયથી મુકત રહિ સમતા
ભાવે તપ કરે તો અચિન્ત્ય શકિત-સિદ્ધિઓને મેળવે છે
વચનસિદ્ધિઓ પણ તેવા તપોયોગીને મેળવવી મુશ્કેલ નથી
પશુ, પક્ષી, દેવ, દાનવ પણ તપથી આધીન થાય છે પર
સ્પરના જાતિવૈર પણ તપસ્વી પુરુષની સગતિથી દૂર થાય
છે તેમજ તપથી પૂર્વકાલમા જે કઠીણ કર્મ બાધેલા હોય
તે પણ દૂર કરીને મહાન્ પુન્ય તથા નિર્જરા-કર્મનો ઘાત
કરે છે, તપથી ધ્યાનસમાધિયોગે ઘાતી કર્મનો ક્ષય કરી
મુકિત મેળવે છે તપ એ ધર્મ, શુકલધ્યાન સમાધિમા
અતિ ઉપયોગી છે તપથી દેવ,દાનવ મન્ત્ર, તન્ત્ર પણ
સિદ્ધ થાય છે શ્રી વાચકપ્રવર યશોવિજયજી નવપ
દમાના તપપદની પૂજાની ઢાલમા જણાવે છે કે-"कम्मदुमो-
मूलणकुंजरस्स नमो नमो ति तवोभरस्स ॥" અનાદિ કાલ
થી પરપરાગત વડના બીજથી વડરૂપ વૃક્ષ જેમ લાગેલા
કર્મરૂપ મહાવૃક્ષને મૂલમાથી ઉખેડીને ફેંકી દેવામા સમર્થ
તીવ્ર-કઠણ તપના સમૂહરૂપ ગજેન્દ્ર હાથીને નમો નમો-વાર-
વાર નમસ્કાર થાઓ કારણ જણાવે છે-" ત્રિકાલિકપણે
કર્મકષાય ટાલે, નિકાચિત પણે બાધીયા તેહ બાળે,' કહ્યુ તેહ
તપ બાહ્ય અભ્યતર દુ ભેદે, ક્ષમાયુકત નિર્હેતુ દુર્ધ્યાન

છેદે ॥ ૧ ॥ હોય જાય મહિમાથકી લબ્ધિ સિદ્ધિ, અવા-
છકપણે કર્મ આવરણ શુદ્ધિ, તપો તેહ તપ જે મહાનંદ
હેતે, હોયે સિદ્ધિ સીમંતિની જિમ સ કેતે ॥૨॥" જીવે ભૂત
કાલમાં જે કર્મસમૂહ બાંધેલ છે તેને તથા કર્મબંધમાં
તાદાત્મકારણરૂપ રાગ, દ્વેષ, મોહ, ક્રોધ,માન, માયા, લોભ,
કામ વિગેરે કષાયો છે તેને તપ ટાલે છે-આત્માથી દૂર કરે
છે અને જે કર્મ નિકાચિત-ભોગવ્યા વિના ન જાય તેવુ
હોય તો પણ આ તપ તે કર્મને ઇંધનની પેઠે બાળી
નાખે છે તે તપ બાહ્ય તથા અભ્યંતર એમ બે ભેદે છે
તેને ક્ષમા, આર્જવ, માર્દવ વિગેરેથી યુક્ત આકરેલુ હોય
તો અનર્થને ઉપજાવનાર જે દુર્ધ્યાન-આર્ત્ત રૌદ્રરૂપ છે તેને
ત્યજીદે છે-નાશ કરે છે તે તપના પ્રભાવથી અણિમાદિ લબ્ધિ
ઓ તથા સિદ્ધિઓ પ્રગટે છે તેને ઇચ્છીએ, તેનો દુરુપયોગ
ન કરીએ તો જ્ઞાનાવરણ, દર્શનાવરણ, અંતરાય તથા મોહ
નીયરૂપ આત્મશક્તિને રોકનારા કર્મ સમુદાયની શુદ્ધિ
થાય છે એટલે કર્મ સમુહ નાશ પામે છે માટે આત્મમય
તે તપને તમો તપો કે જે તપ મહાઆનંદ આપ-
વામાં હેતુભૂત સિદ્ધિરૂપ સિમંતિની-સ્ત્રીને મેળવવામાં
સંકેતરૂપ હોય તેવા તપને તમો તપો વળી જણાવે છે
કે-તપ એટલે શું ? તપ કોને કહેવાય ? 'ઇચ્છારોધે સંવરી,
પરિણતિ સમતા યોગે રે ॥ તપ તે એહિ જ આતમા, વર્તે
નિજ ગુણ ભોગે રે ॥ વીરજિનેશ્વર ઉપદેશે ॥ આગમ નો
આગમતણો, ભાવ તે જાણો સાચો રે, આતમભાવે સ્થિર

ડોલે, પરભાવે મત રાચો રે ॥ વીરજિનેશ્વર ઉપદિશે " આ તપનુ અભ્યતર ફલ જાણવુ-તપથી અનેક સિદ્ધિઓ તથા લબ્ધિઓ પ્રગટે છે તે જણાવે છે " આમોસહી પમુહા બહુ લદ્ધિ, હોવે જાસ પ્રભાવે, અષ્ટ મહાસિધિ નવનિધિ પ્રગટે, નમિયે તે તપ ભાવે ભવિકા ફળ શિવસુખ મહોટુ, સુરનરવર સપત્તિ જેહનુ ફૂલ, તે તપ સુરતરુ સરિખો વદુ, સમ મક રદ અમૃત રે ભવિકા સિ૦" એમ તપથી અનેક આ ભવ તથા પરભવમા ભોગ્ય સુખો તથા સિદ્ધિઓ લબ્ધિઓ પ્રાપ્ત થાય છે તેમજ સમાધિથી પણ અનેક સિદ્ધિઓ પ્રગટે છે સમાધિ એટલે ધર્મધ્યાન તથા શુક્લધ્યાનનો અભ્યાસ કરતી ચારિત્રયોગની ઉત્કૃષ્ટતા એ અવધિજ્ઞાન, મન પર્યવજ્ઞાન તથા કર્મના ક્ષયરૂપ કેવલજ્ઞાનરૂપ અધ્યાત્મ સિદ્ધિ-લબ્ધિ પ્રગટે છે તેમજ સિદ્ધિ તથા લબ્ધિઓથી ભોળા અજ્ઞાનીઓ ચમત્કાર પામીને મુઝાય છે જો ઉચ્ચ સ્થિતિએ પહોચેલા યોગીઓ તેમા મુઝાય તો સસારમા ભ્રમણ કરે, માટે તેથી ખાસ કરીને યોગી સાવધ રહે છે ॥ ૪-૧ ॥

सूत्र—जात्यन्तरपरिणामः प्रकृत्यापूरात् ॥४-२॥

ભાવાર્થ—જીવોએ ભવાતરમા જે જે શુભ વા અશુભ કર્મ કર્યાં હોય તેના વિપાકનો ઉદય આવે ત્યારે તે જીવના પૂર્વકાલ સબધી શત્રુ વા મિત્રથી કરાયેલા મત્ર, તત્ર, ઔષધી આદિના પ્રયોગથી પોતાની જન્મથી મેળવેલી કાય-શરીર તથા ઇંદ્રિયોમા વિક્રિયા-વિકાર થઇને અન્યજાતિપણે એટલે મનુષ્ય પશુપણે પ્રગટ થાય છે,

પોતાની માતાના મત્રયોગે શીઘ્રદ્રરાજ કર્કટપણે થયો હતો પુરૂષ સ્ત્રીપણે અને સ્ત્રી પુરૂષપણે દેખાય છે દેવાદિના પ્રસાદથી કામદેવ સમાન સુદર રૂપ પ્રગટે છે, પણ અન્ય જાતિપણાને જન્મ સ્વરૂપતાને ધારણ નથી કરતા તપસંયમના બળથી વૈક્રિય લબ્ધિવડે ઇચ્છા પ્રમાણે રૂપ ગમન કરી શકે છે, પણ નવીન જાતસ્વરૂપતા નથી આવતી ॥૪-૨॥

સૂત્ર-निमित्तमप्रयोजकं प्रकृतीना वर्णभेदस्तु ततः क्षेत्रिकवत् ॥४-३॥

ભાવાર્થ—જીવો-આત્માઓ જે જે સ્વશુદ્ધતા કરવાની પ્રવૃત્તિ કરતા હોય છે તેમા જે લાભ થાય તે વિષયમા ધર્માદિક પુન્ય દ્રવ નિમિત્તરૂપ હોવાથી તેને આપણે વ્યવહારથી કાર્યસાધક માનીએ છીએ પણ તે ધર્માદિક પુદ્ગલ પ્રકૃતિમા પ્રયોજક-કાર્યસાધક નથી થતા પરતુ તે કાર્ય જે કુદરતથી થતુ હોય તેમા જે જે આડખીલી રૂપે થઈ અતરાય-આવરણ કરતા હોય તેવા કર્મને ભેદીને કાર્ય થવામા ખેડૂતની પેઠે મદદ કરે છે ખેડૂત આત્મ પ્રદેશરૂપક્ષેત્રમા અધ્યવસાય રૂપ જે પાણી ને વહેવડાવાની નીકોમા જે અતરાયરૂપ પાપ હોય તેને દુર કરી પાણીરૂપ અધ્યવસાયને પ્રકૃતિથી થતા કાર્યમા મદદ કરે છે હવે તે આત્મ સ્વરૂપ ક્ષેત્રમા સ્વસ્વરૂપ આત્મ ધર્મની ખેતી વાવી છે, તેમા પોષણરૂપ શુદ્ધાત્મ અધ્યવસાયરૂપ ધર્મધ્યાન તથા શુકલધ્યાનરૂપ અમૃતમય પાણીનો પ્રવાહ તે કયારામા પહોચાડવામા જે જે પ્રમાદના આવરણો આવતા

હોય તેને ધર્મરૂપ ક્ષેત્રી-ખેડુત દૂર કરી પ્રવાહને તે સ્થાનમા પહોચાડે છે, તેથી આત્મધર્મની ખેતી પૂર્ણ થતા સપ્રજ્ઞાત સમાધિ તથા પૂર્ણ પરિપાક કાલે અસપ્રજ્ઞાત સમાધિ આત્મા પ્રગટ કરે છે વાસ્તવિક રીતે તો આત્મા પોતાના સ્વરૂપને મોહાદિકના ક્ષય તથા ક્ષયોપશમભાવને અતરાય દૂર થતા તે પ્રાપ્ત કરે છે તેથી જ આત્મા કાર્ય સિદ્ધ કરવામા શક્તિમાન થાય છે ॥ ૪-૩ ॥

सूत्र–निर्माणचित्तान्यस्मितामात्रात् ॥ ४–४ ॥

ભાવાર્થ—જ્યારે ગોગી વૈક્રિયલબ્ધિના પ્રભાવથી અનેક શરીર કરે છે, તે વડે અનેક જુદા જુદા કાર્ય કરે છે તે વખતે અનેક સકલ્પવિકલ્પ પણ થાય તેનુ ઉપાદાન કારણ મન-ચિત્ત, હુ અમુક કરુ છુ એવા અહકાર અનેક શરીરમા પણ આત્મા વ્યાપેલ હોવાથી થાય છે તો તે પ્રત્યેક શરીરમા મન જુદા જુદા સમજવા ન જોઇએ કારણ કે સર્વ શરીરમા એક જ આત્મદ્રવ્ય હોવાથી આત્માની સાથે વ્યાપ્ય ભાવે મન પણ રહેલુ છે તે એક જ છે મનનો સબધ આત્મામા વ્યાપ્યભાવે રહેલો છે અહિં અનેક ચિત્તોની શકા બહુવચનવડે જણાવી છે તે અસ્મિતા-અજ્ઞાનસ્વરૂપ મિથ્યાત્વ જ છે ॥ ૪-૪ ॥ તેનુ સ્પષ્ટીકરણ આગળ સૂત્રમા જણાવે છે-

सूत्र–प्रवृत्तिभेदे प्रयोजक चित्तमेकमनेकेषाम् ॥ ४–५ ॥

ભાવાર્થ—યોગી વૈક્રિય લબ્ધિરૂપ સિદ્ધિવડે આનદ માટે અનેક શરીર કરીને દરેક શરીરથી જુદી જુદી પ્રવૃત્તિઓ થાય, બાહ્યથી જોનારને અનેક માલમ પડે તો પણ તે સર્વ શરીરમા એક આત્મા પુરુષરૂપ ઉપાદાનથી થયેલ હોવાથી તેમા વ્યાપક આત્મા એક જ હોવાથી તે આત્માની સાથે સબધિત થયેલું મન-ચિત્ત અનેક શરીરમા એક જ છે દરેક આત્મામા ચિત્ત જુદુ જુદુ હાય છે પણ એક આત્માના અનેક શરીરમા તો એક જ હાય પરતુ તે ચિત્ત પુદ્‌ગલ દ્રવ્ય છે, અનેક ધર્મ-સ્વભાવવાળુ છે પર્યાય પણ અનેક થાય તે અપેક્ષાયે બહુ કહેવુ તે અદુષ્ટ છે તે વ્યવહાર નયથી જાણવુ ॥ ૪-૫ ॥

સૂત્ર—तत्र ध्यानजमनाशय ॥ ૪-૬ ॥

ભાવાર્થ—તે પાચ પ્રકારની જે સિદ્ધિઓ કહી છે તેમા જે ધ્યાનથી ધર્મધ્યાન અને શુક્લધ્યાનથી જે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે તે આશય વાસનાઓથી રહિત હોવાથી પુદ્‌ગલભોગની ભાવના નથી થતી તે કારણથી રાગ, દ્વેષ, મિથ્યાત્વ, અવિરતિ, કષાય તથા યોગરૂપ કિલષ્ટ વૃત્તિઓનો વિનાશ થવાથી પરમાત્મા વીતરાગના સ્વરૂપનુ પદસ્થ પીંડસ્થ, રૂપસ્થ રૂપાતીત ધ્યાનનો અભ્યાસ વધવાથી તેના ફલરૂપ સ્વસ્વરૂપની પ્રાપ્તિરૂપ સપ્રજ્ઞાત અસપ્રજ્ઞાત સમાધિની પૂર્ણ પ્રાપ્તિ થાય છે, સસાર કલેશનો ક્ષય થાય છે માટે તે જ સાધ્ય છે ॥ ૪-૬ ॥

सूत्र–कर्माऽशुक्लाऽकृष्ण योगिनस्त्रिविधमितरेषाम् ॥ ४–७ ॥

ભાવાર્થ—કર્મ-ક્રિયા તે ચાર પ્રકારની છે શુકલ શુભ (૧) કૃષ્ણ-અશુભ (૨) શુકલકૃષ્ણ-શુભાશુભ (૩) અને ચોથી શુકલાકૃષ્ણ-શુદ્ધ (૪) એમ ચાર પ્રકારની ક્રિયા છે તેમાથી પ્રથમ ત્રણ પ્રકારની ક્રિયા સામાન્ય પ્રાણીઓમા હોય છે કેટલાક પરભવમા સુખશાતિ મળે તેવા હેતુએ જીવદયા, સત્ય વચન, અચૌર્ય, પરદારાત્યાગ વા બ્રહ્મચર્ય, દાન, વ્રત, નિયમ, પ્રભુપૂજા, સ ઘભક્તિ વિગેરે સદાચારરૂપ શુભ-શુકલક્રિયા-કર્મને આચરીને પુન્યધર્મને પ્રાપ્ત થાય છે જ્યારે કેટલાક જીવો મિથ્યાત્વ, અવિરતિ કષાયથી યુક્ત થઇને હિ સા, અસત્ય ચોરી, વ્યભિચાર, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, કામ વિગેરે કૃષ્ણ-અશુભ કર્મને સેવીને નરક પશુ વિગેરે દુ ખકર સ સારમા ભમે છે ત્યારે કેટલાક જીવો ઉપર કહ્યા તેવા જીવદયા વિગેરે શુભ તથા હિ સા, ચોરી વિગેરે અશુભ એમ મિશ્રભાવે શુભાશુભ-શુકલકૃષ્ણ કર્મ-ક્રિયાયોગે પુન્યપાપનો જથ્થો મેળવીને સુખ તથા દુ ખનો મિશ્ર ભોગ અનુભવે છે ત્યારે જેઓએ મિથ્યાત્વ, અવિરતિ, કષાય તથા યોગના સ્વરૂપને દુષ્ટ જાણી પુદ્ગલ ભોગને જગતની એઠ માની આત્માના સત્ય સ્વરૂપની પ્રાપ્તિ માટે સર્વ આશ્રવનો-શુભાશુભ કર્મ આવવાના કારણ જેમા હોય તેવા માનના અધ્યવસાયોને ત્યાગીને યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન ધારણા, સમાધિ

લગતા અઘાતિ ચાર કર્મ બાકી હોય તેને ક્રમથી ક્ષપાવીને સિદ્ધ થાય એટલે અસપ્રજ્ઞાન સમાપત્તિને પામે છે ॥૪-૧૧॥

અહિયા એક શકા ઉત્પન્ન થાય કે અસતનો સભવ-ઉત્પત્તિ નથી થતો, સત-શાશ્વત પદાર્થોનો વિનાશ નથી થતો એમ દ્રવ્યમા દેખાતુ હોવાથી, જે વાસના સત હોય તો તેનો નાશ કેમ થાય ? અસત હોય તો જીવાત્માઓને પીડા દુ:ખ આપનારી કેમ થાય ? તેનો ઉતર આપતા જણાવે છે કે-

સૂત્ર—अतीतानागत स्वरूपतोऽस्त्यध्वभेदाद्धर्माणाम्॥४-१२॥

ભાવાર્થ—આત્માની સાથે કર્મ તથા તે સબધી વાસનાનો સબધ પ્રવાહની અપેક્ષાએ અનાદિ છે, વર્તમાનમા પણ તેના ફલરૂપે ઉદયમા આવેલ વિપાકો ભોગવાય છે વળી શુભ વા અશુભ અધ્યવસાય-મનના પરિણામોને યોગે નવા બધાય છે તેનો ભૂતકાલમા જ્યારે ઉદય આવશે ત્યારે ભોગવશે કારણ કે તેના ઉપાદાન કારણ જેને બીજરૂપે જાણીએ છીએ તે રાગદ્વેષ, મોહ, માયા, કામક્રોધ વિગેરેનો આત્મા સાથે પ્રવાહથી અનાદિ સબધ છે કાલિક સ્વરૂપે વિભાવિક દશામા આધારરૂપ-ધર્મિ આત્મામા આધેયરૂપ કર્મસ્વરૂપ ધર્મસત્તાથી રહેલો છે તે જ વિપાકઉદયે આત્માને સુખ દુ:ખ આપવામા સમર્થ થાય છે એટલે જ પુર્વના ભોગને નાશ કરાય નવા અધ્યવસાયયોગે બધાય એમ કર્મ તથા તેની વાસના પ્રવાહરૂપે અનાદિથી જ્યા

સુધી સર્વથા બીજરૂપે ક્ષય ન થાય ત્યા સુધી રહેશે સ્યાદ્વાદદૃષ્ટિથી શ્રીમાન્ યશોવિજયજી વાચકપ્રવર જણાવે છે કે દ્રવ્યત્વ, પર્યાયત્વની અપેક્ષાએ કાલના ભૂત, વર્તમાન તથા ભવિષ્યત્ એમ ત્રણ ભેદ કહેવાય છે એટલે કાલ દ્રવ્યથી અનાદિ છે પણ તેમા પૂર્વભૂત પર્યાય નષ્ટ થયા પછી વર્તમાન પર્યાય ઉપજે છે ભવિષ્યત્ પર્યાય ઉપજશે તે અનેકાત દૃષ્ટિથી સત્ય છે પણ એકાતે તે સર્વથા નિત્ય અથવા અનિત્ય નથી, તેની સાથે પાચ કારણોના સમુદાયવડે આત્મા અનેક પ્રકારના કાર્ય કરતો છતો નિત્ય અનિત્યપણાને ધારણ કરે છે તે પાચ કારણોનો સમવાય આ પ્રમાણે છે તે આત્મપ્રદીપ ગ્રથમા પરમ ગુરૂ શ્રીમાન્ બુદ્ધિસાગરસૂરીશ્વર આ પ્રમાણે જણાવે છે—

स्वभावो नियतिः कालस्तुर्यं कर्मेति कारणम् ।
उद्यम, पञ्चमोज्ञेय–एतै कार्यस्यसिद्धिता ॥ ९८ ॥

અર્થ —જે કાર્યો થાય છે તે દરેકમા સ્વભાવ, નિયતિ, કાલ, તથા કર્મ, ઉદ્યમ–પુરૂષાકાર અથવા પુરૂષાર્થની જરૂર પડે છે, પાચમા કોઇ ગૌણ અને કોઇ મુખ્ય પણ હોય છે, તે કારણે કાલ, સ્વભાવ, નિયતિ, પુરુષાકાર (પ્રયત્ન) તથા કર્મરૂપ પાચ સમવાય નિમિત્તોના ભેદ–પ્રકારોનો આત્મા સાથે સબધ છે, તેના યોગે અનેક પ્રકારના વિચિત્ર શુભાશુભ ભોગને અનુભવે છે તેથી દરેક આત્મામા આઠ કર્મની પ્રકૃતિઓ વિપાકની અપેક્ષાએ તથા આત્મરૂપ વ્યક્તિની અપે

ક્ષાયે ભિન્ન ભિન્ન જ જાણવી જો કે પ્રત્યેક આત્મા વ્યક્તિમા પ્રવાહથી એક જણાય છે ખરા, તો પણ ભિન્ન ભિન્ન કાલે ભિન્ન ભિન્ન ફળ વિપાકનો અનુભવ કરે છે, માટે તે કર્મ પ્રકૃતિઓ જુદી જુદી છે, એમ સર્વ કોઈએ માનવુ જોઈએ એટલે એ જ નિશ્ચય થાય છે કે આત્મા પૂર્વકાલે બાધેલા કર્મના વિપાકો એક વખત શુભ બીજી વખત અશુભને વેદતો પૂર્વે શુભ પછી અશુભ પર્યાયને અનુભવે છે તે જ કારણે દ્રવ્ય તથા પર્યાયમય સર્વ વસ્તુ માનવી, એમ જૈન સ્યાદ્વાદ સિદ્ધાત જણાવે છે વસ્તુ પદાર્થોનો ભાવ-સત્તા, અભાવ એટલે અસત્તા પણ દ્રવ્યપર્યાય સ્વરૂપ જ છે જેમકે એક આમ્રફલમા પૂર્વ કાલે મધુરતાનો અભાવ હતો, ત્યાર પછી તેમા ક્રમેક્રમે મધુરતા આવી તે બહારથી નથી આવી પણ તેને યોગ્ય પવન, પાણી, જમીન, ખાતર વગેરેના અનુકૂલ સામગ્રીના સહકારથી આવી અને તેની ખટાશ નષ્ટ થઈ, પણ કેરી દ્રવ્ય તેમા કાયમ રહ્યુ તેથી ભાવ તથા અભાવ દ્રવ્ય પર્યાયરૂપ જ સમજવો, તેમ ન માનીયે તો અમુક અપાયવાળા પુન્યનુ આ શુભ વા અશુભ ફળ છે, તેમ કેવીરીતે કહેવાય ? આ યોગી, આ સેવક, આ રાજા, આ શેઠ, આ ચોર, આ સજ્જન વગેરે વ્યવહારથી કહેવાય છે તે પણ સ્યાદ્વાદસ્વરૂપ જૈન સિદ્ધાતને અનુસારે-અપેક્ષાએ જ વ્યવહાર કરાય છે, એમ અનુભવી વિદ્વાનો માને છે ॥ ૪-૧૨ ॥

सूत्र ते व्यक्तसूक्ष्मा गुणात्मान ॥ ४–१३ ॥

ભાવાર્થ.—ઉપર કહ્યા તે સર્વ તામસ, રાજસ તથા સાત્વિક ગુણોથી યુક્ત આઠે કર્મના સમુદાયના પુદ્ગલ દ્રવ્યો છે તેઓ વ્યક્ત-શુભ વા અશુભ ફલ આપવારૂપે પ્રત્યક્ષ થઈને અનુભવાય છે તેમજ બંધાઈને સત્તામા રહ્યા છે તે ભવિષ્યમા ફલ આપવાના હોવાથી વર્તમાનમા પરોક્ષ હોવથી સૂક્ષ્મ રૂપે જાણવા તે કર્મસમુદાયમાથી જે કર્મ ભોગવાઈને ભૂતકાલીનરૂપે નષ્ટ થયા છે, જે સત્તામા છે તે ભવિષ્યમા ફલ આપવા માટે વ્યક્ત થશે, તેનો આત્મા સાથે સબંધ છે અને ભૂતકાલીન તો આત્માથી ભોગવાઈને ભિંત થયેલા છે તે કર્મદલો વિપાકકાલે ઉદયમાં આવીને શરીર ઇંદ્રિયો, મન, શ્વાસોશ્વાસ, આયુષ્યાદિ રૂપે વ્યક્ત બનીને-પરિણમીને શુભ વા અશુભ પુન્ય, પાપ આદિ કર્મના ફલરૂપે જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, ઉપયોગ વિગેરે આત્માના ગુણોને ઢાંકીને રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દરૂપ અનુકૂલ તથા પ્રતિકૂલ વિષયના ભોગમા નિમિત્ત બનીને કાર્યસાધક થાય છે તે કારણે વ્યક્ત અથવા સૂક્ષ્મરૂપ કર્મદલોનો સમુદાય આ ગુણરૂપ નથી પણ બાહ્યદૃષ્ટીવંત જનો, તેવા પરિણામોને આત્મગુણરૂપે માને છે ॥૪-૧૩॥

સૂત્ર-परिणामैकत्वाद्वस्तुतत्त्वम् ॥ ४-१४ ॥

ભાવાર્થ —આ પુદ્ગલોમા અનેક સ્વરૂપે પરિણામ પામવાનો સ્વભાવ-ગુણ હોવાથી વસ્તુતત્ત્વથી પુદ્ગલરૂપ રાજસ, તામસ, સાત્વિક આદિ ગુણથી યુક્ત એક પ્રકૃતિ-સ્વરૂપ જ તે પુદ્ગલો છે શ્રી હેમચંદ્રસૂરિજી જણાવે છે કે-

आदीपमाव्योमसमस्वभाव, स्याद्वादमुद्रानतिभेदिवस्तु.
દીપક કે જે સદા અનિત્ય (ક્ષણિક) દેખાય છે તે તથા
વ્યોમ-આકાશ સદા નિત્ય દેખાય છે, તેવા જે અનત
પદાર્થો આપણે એકાત નિત્ય અથવા અનિત્ય જ માનીએ
છીએ, પર તુ અનુભવ કરતા એ સિદ્ધ થાય છે કે એકેક વસ્તુ
એકાન્ત નિત્ય વા અનિત્ય નથી જ, પણ દ્રવ્યની અપેક્ષાએ
નિત્ય, પર્યાયની અપેક્ષાયે અનિત્ય છે, તેથી વસ્તુ, તત્ત્વથી
એક જ સ્યાદ્વાદ સ્વભાવથી જ પરિણામવાળી છે જો સર્વ
ગુણો અનેક ઇંદ્રિયોથી ગ્રાહ્ય છે તો એક શબ્દ જ એકેદ્રિય
ગ્રાહ્ય થાય ? આ શકાનો વિચાર કરતા જણાય છે કે
પુદ્ગલ દ્રવ્યમા રહેલા રૂપ રસ ગ ધ સ્પર્શ શબ્દરૂપ ગુણો
એકેક ઇંદ્રિયગ્રાહ્ય છે ચક્ષુથી રૂપ, રસનાથી રસ, નાસિકા
થી ગ ધ, સ્પર્શેંદ્રિયથી સ્પર્શ ગ્રહાય છે પાચે ઇંદ્રિયોનો
પરિણામ પુદ્ગલ દ્રવ્યથી આત્મા ઉપજાવે છે તેમ શબ્દ
પણ પુદ્ગલથી જ ઉપજે છે માટે તે સર્વ ઇંદ્રિયો તથા
તેથી ગ્રાહ્ય ગુણો તથા દ્રવ્ય ઇંદ્રિયોથી જ ગ્રાહ્ય છે એ અપે
ક્ષાએ દ્રવ્ય કહેવાય છે પર્યાયની અપેક્ષાએ ગુણ કહેવાય
છે તેમા એકાત ગુણસ્વરૂપતા કે દ્રવ્યસ્વરૂપતા નથી જ દ્રવ્ય
પર્યાયાત્મક જ સર્વ વસ્તુ છે, માટે એક તથા અનેક
પરિણામનો સ્યાદ્વાદ સિદ્ધાત જો અ ગીકાર કરવામા ન આવે
તો તે એક પરિણામ સર્વ વસ્તુઓમા માનવા યોગ્ય નથી
દીપકમા અનિત્યત્વ દેખાય છે તોપણ મૂળથી નાશ નથી
દ્રવ્યત્વપણે નિત્યતા કાયમ છે આકાશ પણ દ્રવ્યથી નિત્ય

હોવા છતા અનેક વસ્તુને અનેક રૂપે અવકાશ સ્થાન આપતુ હોવાથી અનેકત્વ તથા સયોગ વિયોગરૂપ કાર્યનુ કરવાપણુ હોવાથી અનિત્યત્વ પણ લાગુ પડે છે તેથી એકપરિણામત્વ સિદ્ધ થતુ નથી તેવી જ રીતે આત્મામા પણ અનેકપરિણામત્વ કાયમ રહે છે ॥૪–૧૪॥

સૂત્ર–वस्तुसाम्ये चित्तभेदात्तयोर्विभक्त पन्थाः ॥ ४–१५ ॥

ભાવાર્થ—આ જગતમા સર્વ પુદ્ગલવસ્તુ, પુદ્ગલ પરમાણુઓના સબધે કરીને જ પ્રગટ થાય છે તે પુદ્ગલો સરખા તથા ભિન્ન ભિન્ન પ્રકારના આકારોને ગુણ ક્રિયામય પરિણામને ધારણ કરે છે તેમા સામ્યતા–સરખા પરિણામની પરપરા હોવા છતા પણ દરેક આત્માઓમા ચિત્ત–મનની પરિણતિઓ–રુચિઓ સમયે સમયે બદલાતી હોવાના કારણે જ્ઞાન તથા જ્ઞેયનુ પરિણામીપણુ જુદુ જુદુ જણાય, કારણ કે જેમ વસ્તુ–જડ–પદાર્થોમા પરિણતી–પલટાવાપણુ અનુભવાય છે, તેમ આત્મામા પણ સ્વભાવદશામા તથા વિભાવદશામા ગુણપર્યાયની અપેક્ષાથી પરિણામીપણુ સદા રહેલુ છે જ પરમ ગુરુદેવ શ્રીમાન્ બુદ્ધિસાગરસૂરિવર આત્મ શુદ્ધોપયોગ ગ્રથમા જણાવે છે કે—

वैभाविकपरिणामाद्–भिन्नो निजाऽऽत्मनि स्फुटम् ।
स्वभाविकपरिणामः, शुद्धोपयोग उच्यते ॥ १ ॥
वैभाविकपरिणामाद्–भिन्नस्वाभाविकाऽऽत्मनि ।
उपयोगपरिणाम, कस्त्व भवन्तेनन ? । २ ॥

માત્ર જ છે, પણ આ તેમની એક ભ્રાંતિ માત્ર છે; કારણ કે સર્વ રૂપના આકારને ગ્રહણ કરનાર ચિત્ત-મન જ છે તેમા સર્વ પદાર્થો પ્રતિબિંબિભૂત થઈને રહે છે તેને આત્મા-ચેતન હુ-પણે ભ્રાંતિથી માને છે વસ્તુત આત્મા ગ્રહણ ગ્રહીતૃત્વ સ્વભાવથી રહિત કૂટસ્થ માત્ર છે તેથી કમળપત્રની પેઠે નિત્ય નિર્લેપ છે આ પ્રમાણે સાખ્ય સિદ્ધાત માને છે તેનો ઉત્તર શ્રીમાન વાચકપ્રવર યશોવિજયજી મહારાજ જણાવે છે તે સિદ્ધાત સાથે ત્રણ બાબત વિચારવાની છે તે આ (૧) ચૈતન્ય પોતે સ્વપ્રકાશક છે (૨) જે ચતન્ય છે તે જ ચિતિશક્તિ વા ચેતન છે, કારણ કે ચિતિશક્તિ સ્વય સ્વતત્ર છે, પણ કોઈ પદાર્થનો અશ નથી, તે કારણથી નિર્ગુણ છે, (૩) તે ચિતિશક્તિ કૂટસ્થ હોવાથી સર્વથા નિર્લેપ છે તેનો ઉત્તર આપતા જણાવે છે કે અગ્નિ ઉત્પન્ન થયો છતા પોતાનો તથા અન્ય પદાર્થોનો સયોગ-સબધ કર્યા વિના પણ પ્રકાશ કરે છે તેથી તે સ્વત પ્રકાશક કહેવાય છે તેમ દરેક પ્રાણીગણમા રહેલો ચેતન બીજાની અપેક્ષા રાખ્યા વિના પોતાની મેળે જ પ્રકાશમાન થાય છે તેમ ન થાય તો અનવસ્થા દોષથી અનુપપત્તિની થાય છે, પરતુ તેનુ પરપ્રકાશકપણુ ક્ષયોપશમભાવની દશામા રહેલુ છે તેથી ગુરૂ ઉપદેશ, આગમ, અનુમાનથી તે આત્મા તથા જ્ઞાન,દર્શન ગુણનુ જાણવાપણુ રહેલુ છે તેમજ સર્વ જડ પદાર્થોનુ જ્ઞાન વિષયોનુ નિયમપૂર્વક સબધ થવાને યોગે ઇંદ્રિય જ્ઞાનના ક્ષયોપશમ ભાવથી થવાપણુ છે અને ક્ષાયકભાવની

દશામા તે જ્ઞાનના આવરણોનો સર્વથા ક્ષય-નાશ થવાથી સ્વાભાવિકરીતે સ્વાધીન હોય છે તે પ્રગટે છે (૧) બીજુ ચૈતન્ય-આત્મા પુરુષની જ્ઞાન, દર્શન, ચારિત્ર(આનંદ)મય ચેતનાશક્તિ રૂપે છે તે આત્માના જ અશ એટલે ગુણો છે, પણ જડ દ્રવ્યના ગુણો નવી જ અને ગુણો યાવદ્ દ્રવ્ય ભાવી હોય છે તેથી આત્માની પેઠે તે પણ શાશ્વતા જ છે પણ તે નષ્ટ થનારા નથી જ પરંતુ રૂપ, રસ, ગંધ, સ્પર્શના સામાન્ય ધર્મની પેઠે અચલ એટલે પલટણ સ્વભાવવંત નથી, એમ પણ સિદ્ધ કરી શકાતુ નથી રૂપાદિકમા હાનિ વૃદ્ધિ થાય છે તેમ આત્માના ગુણોને પણ ક્ષયોપશમ ભાવથી હાનિવૃદ્ધિ થાય છે ક્ષાયિક ભાવની દશામા મોહનીય, જ્ઞાનાવરણીય, તથા અંતરાયકર્મનો ક્ષય થાય તે દશામા પૂર્ણ ચૈતન્ય ગુણો કેવલજ્ઞાન દર્શન આનંદરૂપે શાશ્વત થઈ જ્ઞેયના ઉત્પાદ વ્યયની ભૂત, ભાવી વર્તમાનના જ્ઞાનરૂપે હાનિવૃદ્ધિ જૈન આગમ પ્રમાણે મનાય છે તે બરાબર છે તે ગુણો આત્મારૂપ ગુણીના આશ્રય-તાદાત્મ્ય ભાવે કરીને રહેલા છે તેગુણવાન અને જે જ તદ્રૂપી આત્મા હોવાથી કેવી રીતે તે નિર્ગુણ કહેવાય ? સાખ્ય શાસ્ત્રમા આત્મા-પુરુષને નિર્ગુણ કહેવામા આવે છે તે સંસારાવસ્થામા જે તામસ, સાત્વિક, ગુણના સહકારવાળી જ્ઞાન(ચિત્તવૃત્તિ)ની સહાયતાથી ક્ષયોપશમ ભાવયોગે તે ગુણમા હાનિ-વિકાસ થાય છે તેની અપેક્ષાથી કહેવામા આવે છે બીજી રીતે આત્મા નિર્ગુણ ઘટી શકતો

નથી, કારણ કે સહજભાવે નિરાવરણ દશામાં અનંતગુણોનો આધાર આત્મા છે –શ્રી હેમચંદ્રસૂરિપ્રવર જણાવે છે કે–

अनन्तविज्ञानमतीतदोष-मबाध्यसिद्धान्तममर्त्यपूज्यम् ।
श्रीवर्धमानं जिनमाप्तमुख्यं, स्वयम्भुवं स्तोतुमहं यतिष्ये । १ ।

અર્થ–અનંત વિજ્ઞાન, એટલે અનંત જ્ઞાનદર્શનને ધરનારા તથા સર્વ દોષોનો ક્ષય કરનારા, તેમનો ઉપદેશેલ સિદ્ધાંત શાસ્ત્ર અબાધ્ય–પ્રમાણિક હોવાથી કુવિકલ્પ કરનારા મહામોહ મિથ્યાત્વમાં મુંઝાયેલા પંડિતોથી કદી પણ દૂષિત કરી શકાતો નથી, અને તે સર્વ આપ્ત પુરૂષોમાં–વિશ્વસનીય એવા મહાનુભાવોમાં મુખ્ય એવાશ્રી વર્ધમાન–વીર જીનેશ્વર પરમાત્માની સ્તવના કરવા હું પ્રયત્ન કરું છું તે ઉપરથી નિરાવરણ દશામાં અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર ગુણોનું અસ્તિત્વ છે તો ત્યાં તે ગુણો નિર્ગુણીમાં કેમ સંભવે ? (૨) સાંખ્ય મત પ્રમાણે ચિત્તમાં પ્રતિબિંબરૂપ થયેલો આત્મા નિર્લેપ કહેવાય છે, તેને જો સત્ય માનવામાં આવે તો તે ચિત્તમાં પ્રતિબિંબિત થયેલી બુદ્ધિએ ગ્રહણ કરેલા પદાર્થોને જાણવાપણું હોવાનું સિદ્ધ થતું નથી, કારણ કે બિંબ–દર્પણ અને પ્રતિબિંબ તેમાં સમાયેલી છાયા તે બેનો ગ્રાહ્ય–ગ્રહણ સંબંધ બન્નેના સંયોગ–સંબંધની યોગ્યતાથી જ થાય છે તે યોગ્યતા લેપ સમાન છે આત્મા આકાશની પેઠે નિર્લેપ હોવાથી તેનું પ્રતિબિંબ બુદ્ધિમાં પડતું નથી માટે આત્માને કર્મનો સંબંધ અનાદિકાલીન રાગદ્વેષના લેપથી

હોવાથી બુદ્ધિવડે તેમા ગ્રહણ કરાતા પદાર્થોના શુભાશુભ ભોગમય પ્રતિબિંબ યુક્ત થાય છે, પણ નિર્લેપ અકર્મમય આત્માને તેવા કર્મભોગનો સબંધ નથી થતો તેને જો ઔપચારિક માનવામા આવે તો સર્વ વિષયો આત્મ જ્ઞાનની પેઠે શાસ્ત્ર, ભોગ, સુખ, દુખ સસાર સબધનુ પણ ઉપચારિત્વ માનવુ પડે છે ચિકણા લેપ વિના બેનો એકત્વ ભાવે સબધ નથી થતો આત્મામા કર્મ મલની એકતા હોય તો જડ પદાર્થોનો સબધ થાય છે મુક્તિમા ગયેલા આત્માને નથી થતો, તેવી યોગ્યતા તેમા રહેલી નથી, માટે નૈગમ સગ્રહ, વ્યવહાર વગેરે નયોની અપેક્ષાએ એનો વિચાર કરતા અપેક્ષાથી લેપાવાપણુ, અપેક્ષાએ નિર્લેપપણુ જૈન સ્યાદ્વાદ સિદ્ધાતનો આશ્રય કરવાથી ઘટી શકે છે, કદીપણુ એકાતથી ઘટી શકતો નથી આત્માનુ સ્વતત્રપણુ, પરાધીનપણુ, ચિત્ત–મનનુ સર્વગ્રાહકપણુ એ બધુ જૈન ન્યાય દૃષ્ટિનુ અવલબન કરવાથી અપેક્ષાએ સભવે છે ॥ ૪–૨૩ ॥

सूत्र–तदसख्येयवासनाभिश्चित्रमपि परार्थं सहत्यकारित्वात्
॥ ४–२४ ॥

ભાવાર્થ—તે ચિત્ત–મન અનાદિકાલથી કર્મસબધના યોગે અનેક શુભાશુભ સસ્કારવાળી વાસનાઓથી વિચિત્ર થયેલુ હોય છે તે કર્મના ઉદયથી વિપાકરૂપે થઈને મન, ઇંદ્રિયો, શરીર અને જ્ઞાનશક્તિને રોકનારા આવરણોનો વિચિત્ર પ્રકારનો ક્ષયોપશમભાવ પ્રગટ થઈને

અન્ય અનુકૂલ વ પ્રતિકૂલ પદાર્થોના વિષયો આત્માને સાતા, અસાતા, એ હર્ષ આપનારા થાય છે તે જો કે આત્માથી વસ્તુત ભિન્ન છે તો પણ વિચિત્ર કર્મના સબંધના યોગે કથંચિત તાદાત્મ્ય ભાવને ધરે છે તેથી આત્મા મિથ્યાત્વ, અવિરતિ, કષાયયોગમા મુઝાયો છતો વિચારે છે, હુ સુખી, હુ ગી [illegible] શેઠ ભીખારી, દેવ, ઇદ્ર વગેરે રૂપોથી પોતાને માને છ [illegible] અભિમાન ધરે છે તેથી તેના યોગે સહજ [illegible] વિવેક ભૂલી જાય છે ॥૪-૨૪॥

[illegible]ग्दर्शन आत्मभावभावनानिवृत्ति ॥ ४-२५ ॥

ભાવાર્થ—આત્માને જ્યારે ઘાતિકર્મના-જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અ તરાય, કર્મનો યથાર્થ ક્ષયોપશમ ભાવ પ્રગટે છે ત્યારે તેના યોગે યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ અનિવૃત્તિકરણરૂપ ભાવનાના યોગે ગુરુના ઉપદેશવડે, આત્મની વાણી સાભળવાથી પ્રગટેલ વિવેકવડે સમ્યગ્દર્શન પ્રગટે છે—આત્માને વિશેષ પ્રકારનુ તાત્વિક દર્શન પ્રાપ્ત થાય છે, તેથી તે આત્મા પોતાની માયાજન્ય ઉદ્ભવેલ વાસનાથી થયેલ ભૂલનો પશ્ચાત્તાપ કરતા વિચારે છે કે—

न सा जाई न सा जोणी, न त ठाण न त कुल ।
न जाया न मुआ जत्थ, सव्वेजीवा अणतसो ॥ १ ॥

અર્થ—હે જીવ ! એવી કોઇ જાતિ નથી, એવી યોની (ઉત્પત્તિ સ્થાન) નથી, અને કોઇ એવુ સ્થાન-પ્રદેશ-ક્ષેત્ર નથી, તેવુ એક પણ કુળ નથી કે જ્યા આ આત્મા

અનતીવાર જન્મ્યો ન હોય, તેમજ મરણ પામ્યો ન હોય— તેવુ એક પણ સ્થાનક નથી કે જ્યા અનતી વખત તે દરેક સ્થળોમા જન્મ્યો હોઇશ અને મરણ પણ પામ્યો હોઇશ તેમજ અનેક યાતના-દુખો પણ ભોગવ્યા હશે માટે તેનો ખોટો મમત્વ હવે તો આત્મન્! તુ છોડ આ જગતમા સગા કુટુબીના સબધો પણ એવા જ અસહાયક હોય છે તે શાસ્ત્રવિશારદો જણાવે છે કે—

माया पिया य माया, भज्जा पुत्ता सुही य नियगाय ।
इह चेव बहुविहाइ, करति भयवेमणस्साइ ।१॥
पियमाइभयणी भज्जा, पुत्तत्तणागा सव्वे वि ।
जीवा जाया बहुसो, जीवस्सउ एगमेगस्स ॥ ६५ ॥

અર્થ—આ સસારમા ભમતા જીવને એકમેકપણે અનેક જીવાત્માઓ સાથે માતા-પુત્રપણે પિતા-પુત્રપણે ભાઇબેન પણે, ભાર્યા-ભરતારપણે, પિતા-પુત્રી માતા-પુત્રીપણે અનેક વખત પરસ્પર મળ્યા છે વૈર-વિરોધ પણ અજ્ઞાનતાથી પરસ્પર કર્યા છે એકબીજાના ધનમિલ્કતો લૂટીને રોવરાવ્યા છે આવુ તે અનેક વખત કર્યુ છે તેઓએ તને પણ તેવી રીતે પીડેલ છે તો હવે તે તારા, અન્ય પારકા તુ તેઓનો એમ કયા સબધને લઇને મોહ કરે છે? જો સામાન્ય જીવત્વ ધર્મને યોગે બધુ માનતો હોય તો જગતના સર્વ આત્માઓ પ્રત્યે તુ બધુત્વભાવ રાખ તેનાથી પર સસારી સબધ વિનાના જીવો પ્રત્યે પણ વૈર—દ્વેષ—ખેદ કરીશ નહિ સર્વંત્ર

બહુ ચિંતવ આત્માને તે પૈદ્ગલીક સબંધોથી પર જાણી હિત માટે ગવેષણા કરી યોગ્ય કે હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર, ભોગ, અને પરિગ્રહનો ત્યાગ કરવો ઇંદ્રિયોના વિકારને દમવા કષાયનો નાશ કરવો, મૈત્રી, પ્રમોદ, કારુણ્ય, મધ્યસ્થ વિગેરે ભાવનાવડે આત્માને વૈરાગ્યથી ભાવિત કરવો મન તથા ઇંદ્રિયોને વશ કરીને અપૂર્વ વૈરાગ્યથી આત્મમગ્નભાવે આત્મસ્વરૂપમા ચિંતના કરવી તેથી ભવભ્રમણની નિવૃત્તિ થશે-ભવપરંપરા નાશ પામશે ॥૪-૨૫॥

सूत्र-तदा विवेकनिम्नं कैवल्यप्राग्भारं चित्तम् ॥ ४-२६ ॥

ભાવાર્થ—જ્યારે આત્મા વિવેકદર્શી થઈને કષાયભાવથી ચિત્તને દૂર કરી આત્મચરિત્ર યોગમાં આવે છે, ત્યારે વિવેકમાં નિમગ્ન-તદ્રૂપ બનીને એટલે વિવેકનમ્ર બનીને સંસારની મોહમાયાને પોતાથી પર જાણી તેનો ત્યાગ કરીને હું આત્મા છું, એકલો છું મારું કોઈ નથી, હું કોઈનો નથી, માટે શરીર ઉપર પડતા દુઃખો-ઉપસર્ગોમાં મારે કોઈની સહાયની અપેક્ષા નથી, મન મારું નથી હું સર્વ પુદ્ગલ સબંધોથી પર છું જ્ઞાન, દર્શન, ચારિત્રમાં જ મારું આત્માનું સત્ય ધન છે હું ભીખારી નથી, રાજા નથી, શેઠ નથી, સર્વથી હું જુદો છું એમ એકત્વ અનિત્યત્વ અશરણત્વ વિગેરે ભાવનાબળે આત્મચારિત્રયોગમાં સ્થિરતા કરતો, સમભાવે પરિસહ-ઉપસર્ગને જીતતો, ચારિત્રને આવરણ કરનારા ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષને ક્ષય કરતો સિદ્ધિઓ-

લબ્ધિઓમા નહિ મુઝાતો, સ્વસ્વરૂપમા રમણ કરતા સ્થિરતાભાવે સમાધિમા લીન થઇ સર્વ ઘાતી કર્મને ખપાવી ચિત્તને એટલે મનને આ બાધી ક્રિયા વિનાનુ બનાવી ક્ષપકશ્રેણીવડે યથાખ્યાતચારિત્રયોગને મેળવી, કેવલજ્ઞાન દર્શનને આત્માભજે છે સૂત્રમા સૂત્રકાર ચિત્તને કૈવલ્યનો ભાવ જણાવે છે પણ ચિત્ત તો પુદ્ગલ છે અને કૈવલ્ય એ આત્મ સ્વરૂપનો થયેલો પૂર્ણ પ્રગટભાવ છે માટે ચિત્તનો ત્યા વ્યાપાર રહેતો નથી, માત્ર આત્માનો જ સચ્ચિદાનદમય શુદ્ધોપયોગ સ્વરૂપે વર્તે છે ॥૪-૨૬॥

सूत्र-तच्छिद्रेषु प्रत्ययान्तराणि सस्कारभ्य ॥ ४-२७ ॥

ભાવાર્થ—કૈવલ્યભૂમિમા આવવા પ્રવૃત્ત થયેલા યોગીઓને અનેક સિદ્ધિઓ, લબ્ધિઓ, વિભૂતિઓ આદી આવીને ઉભી રહે છે સત્પથે જતા ભુલાવો ખવરાવે છે, તે કારણે પરમ, ગુરૂદેવ જણાવે છે કે—

“પ્રેમી પરદેશી જનો ત્યા, લોભથી લલચાવશે, મનહર મોહી માનિનીઓ, હાવભાવ દર્શાવશે । જીવડા જાગીને રે, ભેગી સગે ચાલજે નિજ દેશમા ॥૩॥ સ્વસ્થ ચિત્તે ચાલવુ ત્યા, મોહ ઘાટી ભેદવી । ઘાટ અવ ઘટ ઉતરીને, આત્મ સત્તા વેદવી જીવડા—॥ ૪ ॥ ચિત્ત નિજ ઉપયોગમાહિ, રાત્રી દિવસ ચાલજે, પામી પ્રેમે દેશ તારો, નિજ સ્વરૂપે માલજે ॥ જી ॥ ૫ ॥ સારી આલમ દેખજે તુ, જ્યોતી જ્યોત મિલાવજે, ભૂલી જગતનુ ભાન વાલ્હમ, તારી ધુનની

પાવજે ॥ જી ॥ ૬ ॥ અનત અક્ષર આતમા તુ, જોડીલાને જગાડજે । બુદ્ધિસાગર તરણા પાછળ, ભાનુને તુ ભાલજે ॥ જી ॥ ૭ । ” તે કાવ્યો લબ્ધીઓમા મુઝાવુ નહિ

તે સિદ્ધિઓ આ નપ્રકાશમા ધૂમકેતુ સમાન છિદ્રોમા પૂર્વે બાધિત કન । સન્મારવડે મુઝઈ જવાનુ બને છે, તેથી આત્મ - સિ ધ્ધા વધાર્યા થઈ શકતો નથી, તે જ કારણે ક્ષપકશ્રેણિનુ કુદ્ધાવલ ગન પામ નથી કરી શકતો, પણ કદાચિત અપ્રમત્તદશા રૂપ ચરિત્રયોગે ઉપશમશ્રેણીએ ચઢીને વીતરાગભાવનુ ઔપશમિકચારિત્રને અનુભવીને આત્મા પાછો પડે છ અને સર્વાર્થસિદ્ધ વિમાનમા દેવભવનુ આયુષ્ય અ ત વેદનીય કુના બાધીને અહિનુ આયુષ્ય પૂર્ણ કરી તેત્રીસ સાગર સુધી જ્ઞાનસમાધિ યોગમા લીન થાય છે, પણ ચારિત્રયોગ ત્યા સુધી એનવે દેવયોનીમા નથી આવી શકતો, તે ભવ પૂર્ણ થયે મનુષ્ય ભવ પામીને પૂર્વના સર્વ સ સાર સ બ ધી સ સ્કારને નષ્ટ કરી ચારિત્રયોગને અપ્રમત્ત ભાવે સાધીને કેવલ્યજ્ઞાન દર્શનને પામે છે કેટલાક યોગીઓ સત્ય વિવેકને મોહના ઉ દયથી ભૂલી જાય છે, તેથી તપસ ય મથી થોડીઘણી પ્રાપ્ત થયેલી સિદ્ધિઓમા મુઝઈ આત્મજ્ઞાન અને સાધ્યને ભૂલી જઈને હુ યોગી, હુ સિદ્ધ, હુ ગુરુ, હુ સર્વજ્ઞ (અલ્પજ્ઞાન હોવા છતા) એમ પોતાને માને છે અવિવેકી ભક્તોથી પૂજા પામીને અહ કારવી તપ, જપ, સ્વાધ્યાય, ધ્યાન, સમાધિના ફલને હારી જાય છે, તેમજ ભવ-સ સારની પર-પરાની વૃદ્ધિ કરવા સાથે કષ્ટ-દુ ખને ભોગવે છે ॥૪-૨૭॥

सूत्र-हानमेषा क्लेशवदुक्तम् ॥ ४-२८ ॥

ભાવાર્થ—મોહભાવના જે સસ્કારો હોય છે, તે આત્મામા રહે ત્યા લાગી વિવિધ ક્લેશ પીડા આપે છે, અને પ્રાપ્ત થયેલ સિદ્ધિઓ પણ અતે આત્માને બધનકર્તા થાય છે, ચિત્તને અસ્થિર કરી આત્મસમાધિનો વિનાશ કરે છે, માટે મોહજ યસસ્કારોનો નાશ કરવો જોઈએ જ્યારે સમાધિમા પ્રવેશ કરતા યોગીને અનેક ઉપસર્ગો-વિઘ્નો આવે છે, તે વખતે તેને સમભાવે ક્ષય કરતા ક્ષમા, આર્જવ, માર્દવ વિગેરે ગુણથી આત્મભાવમા સ્થિરતા લાવવી જોઇએ, તેથી સૂત્રકાર જણાવે છે કે બાહ્યદુ ખ-ક્લેશની પેઠે તે સિદ્ધિઓ-લબ્ધિઓનો પણ ક્ષય કરવો એટલે પોતાના પૌદ્ગલિક સુખ માટે તેનો વ્યય-ઉપયોગ કરવો યોગ્ય નથી એવી ખાસ કાળજી રાખવી જોઇએ, તે સિદ્ધિઓ મળે તેમ પણ ન ઇચ્છવુ પરસ્ત્રી, વેશ્યા કુશીલની સગત જેમ સજ્જને કરવી યોગ્ય નથી તેમ આત્મ-સમાધિના ઇચ્છનારા યોગીને તે સિદ્ધિઓ કદાપી ઇચ્છવાયોગ્ય કે અગીકાર કરવા યોગ્ય નથી કદાચિત ગુરુ, સઘ તથા ધર્મના રક્ષણ-ઉન્નતિના કારણે આદેશ થાય ત્યારે તે સિદ્ધિનો ઉપયોગ કરવાનો અપવાદ છે, પણ પોતાના માટે તો અહકારથી ન જ કરે એમ જાણવુ ॥ ૪-૨૮ ॥

सूत्र-प्रसख्यानेऽप्यकुसीदस्यसर्वथा विवेकख्यातेर्धर्ममेघः समाधिः ॥ ४-२९ ॥

ભાવાર્થ-પ્રસ ખ્ય-સર્વશાસ્ત્રના અનુભવીઓ જ્ઞાનિ તો પણ તપ, જપ, મત્રનો અભ્યાસ, અનુષ્ઠાન કરતાં યમ નિયમ

આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર ધારણ', સમાધિ, આદિ યોગને અભ્યાસ-અનુભવ કરી નવા નવા શાસ્ત્રોને સાભળી વિચાર વિવેક કરતા હતા, પણ જો તેઓ બાહ્યભોગની વાચ્છા કરે, પરલોકમા દેવત્વ, ચક્રિત્વ રાજ્ય આદિની કીર્તિ, યશ, લક્ષ્મીની વાચ્છા કરે તો તેમને આત્મ-સમાધિને સ્થિરતા લાભ મળતો નથી, ઉલટુ સ કલ્પ, વિકલ્પ, આર્ત રૌદ્ર ધ્યાનથી સ સારમા પરિભ્રમણ થાય છે, માટે વિદ્વાનોએ વિવેકજ્ઞાનથી વસ્તુસ્વરૂપને ભેદ કરીને પુદ્ગલભોગને મન, વચન, કાયાના યોગથી ત્યાગ કરતા અને આર્તરૌદ્ર ધ્યાનને છોડતા, મૈત્રી પ્રમોદ, માધ્યસ્થ, કરૂણાભાવને, ભાવતા, યમ-નિયમરૂપ બાહ્ય અભ્ય તર આત્મ-ચારિત્રને સેવતા, તેના અત્ય ત અભ્યાસયોગે પુદ્ગલભોગને ત્યાગતા, ધર્મ ધ્યાન, શુક્લધ્યાનને અનુભવગમ્ય કરતા, સ્વરૂપની રમણતા રૂપ ધર્મમેઘ સમાધિને શ્રેષ્ઠ આત્મ ભજે છે અને તે યોગમા પૂર્ણ સ્થિરતા પામીને સર્વ કર્મમળને ક્ષયકરીને પૂર્ણ ઉજ્વલ ભાવને પામે છે ॥ ૪-૨૯ ॥

સૂ૦-તત क्लेशकर्मनिवृत्ति ॥ ૪-૩૦ ॥

ભાવાર્થ—તે ઉપર જણાવ્યા પ્રમાણે ધર્મમેઘ સમાધિમા ક્ષાયકભાવે સ્થિરતા થાય તો અપ્રમત્તયોગી અપૂર્વ કરણ, અનિવૃત્તિકરણયોગવડે ઘાતી કર્મની અનેક પ્રકૃતિઓને ક્ષય કરીને દશમા ગુણસ્થાનકમા કષાયને અતિ સૂક્ષ્મ કરવારૂપ સૂક્ષ્મસ પરાય ગુણસ્થાનકને અવલબે છે, પ્રાપ્ત કરે છે, ત્યાથી સૂક્ષ્મ રહેલા મોહનીય

કષાયને આત્મામા ક્ષય કરી જ્ઞાનાવરણ, દર્શનાવરણ, અ તરાયરૂપ ઘાતી કર્મનો સમૂલઘાત-ક્ષય કરીને સર્વ ક્લિષ્ટ કર્મવૃત્તિથી નિવૃત્ત થવારૂપ યથાખ્યાત ચારિત્રયોગને અનુભવતા આત્મા તેરમા ગુણસ્થાનકમા પ્રવેશ કરીને કેવલજ્ઞાન-દર્શનને ભજે છે આ ધર્મમેઘ સમાધિનો વર્ણમાગ્યો મહાલાભ છે ? ॥ ૪-૩૦ ॥

સૂત્ર–तदा सर्वावरणमलाऽपतस्य ज्ञानस्याऽऽनन्त्यात् ज्ञेयमल्पम् ॥ ૪–૩૧ ॥

ભાવાર્થ—જ્યારે સર્વ ક્લિષ્ટ કર્મરૂપ મેલ આત્માથી દૂર થાય છે ત્યારે ચિત્ત એટલે મન તે વડે તથા ઇદ્રિયોવડે થતુ ક્ષયોપશમભાવનુ મતિ તથા શ્રુત જ્ઞાન અને ઇદ્રિયો તથા મનની સહાયતા વિના જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ ભાવયોગે આત્માને થતુ અવધિજ્ઞાન તથા મન પર્યવજ્ઞાન પણ નષ્ટ થઈને સર્વ રૂપી જ્ઞાનથી અત્ય ત શ્રેષ્ઠ એવુ સર્વજ્ઞપણાવાળુ કેવળજ્ઞાન જે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અ તરાય એમ ચાર ઘાતી કર્મના ક્ષયયોગે અન ત વસ્તુને સર્વદા જાણવા દેખવારૂપ સામર્થ્યતાવાળુ કેવળજ્ઞાન આત્મામા પ્રગટે છે આ જ્ઞાન માનસિક નથી જેટલા માનસ જ્ઞાન છે તે આવરણના ક્ષયોપશમભાવે પ્રગટે છે મનના સહચારથી વિચાર, મનનરૂપ બને છે તેમને ત્રણ પ્રકૃતિઓ તામસ, રાજસ, સાત્વિક હોય છે, તેના યોગે વિચાર, મનન, ધ્યાન કરી શકે છે, રાજસ

તામસ્ અને સાત્વિક એમ તત્ત્વનો સરખો સહકાર હોય ત્યારે ધર્મ કરવાની ભાવના પ્રગટે, ગુરુપૂજા કરવી, પુન્ય બાંધવુ, ઇ૧ વુ અનેક પ્રકારના વિષય સંબંધી ભોગ ભોગ વવા, વસ્તુને સારવાની બુદ્ધિ થવી, અનેક રાજ્યનો આધિપત્ય મેળવવુ, મોટાઇ બોલાવવી લેવી અનેક પુદ્ગલ ભોગની ભાવના થાય છે પણ તે ધર્મમિશ્રિત થાય છે, તેના યોગે અલ્પ, અને વધારાપણામાં અનેક વિચિત્ર કર્મને કરવાપણુ થાય છે મન તે રાજસ્ તામસ્ તત્ત્વના અસહકારમાં કામ કરતુ નથી તેથી સર્વ મત્સ્ય આત્માનું આવરણ ક્ષય થવાથી તને માનસિક વ્યાપાર નથી રહેતો, તે કેવલ આત્મ સ્વરૂપનુ ધ્યાન જે મન, વચનથી અગોચર આત્મસ્વભાવ યોગે જ પ્રગટે છે, માટે કેવલજ્ઞાનનુ અનત વસ્તુને-દ્રવ્ય ગુણપર્યાયને જાણવા દેખવાપણુ છે એટલે દ્રવ્યો અનત છે ને દ્રવ્યોમા સ્વભાવ અનતગુણા છે, ગુણ અનતતાયે પર્યાય અનતા છે, અગુરૂલઘુ ભાવ પણ અનત રહેલો છે, તે સર્વ કેવલજ્ઞાન, દર્શનથી જાણે-દેખે છે જેમ ખજવો (ખદ્યોત) પ્રાણી સૂર્યના અભાવમા પોતાની શકિત પ્રમાણે પ્રકાશ કરે છે પણ તે પ્રકાશ સર્વ વસ્તુને દેખાડી શકતો નથી તેમ માનસજ્ઞાન અલ્પ પ્રકાશક હોવાથી સર્વ વસ્તુને વિષય કરી શકતુ નથી કેવલજ્ઞાન આત્મસ્વરૂપમય હોવાથી અને સર્વ આવરણના ક્ષયથી પ્રગટ થતુ હોવાથી સર્વ જ્ઞેય વસ્તુઓને જાણે છે, તે જ્ઞાન જ સૂર્ય સમાન પૂર્ણ પ્રકાશક છે માટે તે પ્રકૃતિથી થયેલુ નથી, પ્રકૃતિથી થયેલુ

હોય તો અનંત વસ્તુનો વિષય ન જ કરી શકે, માટે તે જ્ઞાન પ્રકૃતિજન્ય સિદ્ધ થતું નથી ભાષ્યકારે કહ્યુ છે કે—

अन्धो न पश्यिमाविध्येत्त-मनङ्गुलिरावरत् ।
अग्रीवस्त मत्यमुञ्चन्-नमजिह्वाऽभ्यपूजयत् ॥ १ ॥

અર્થ—સુંદર દેવમણી પાસે હોય તો પણ આંધળો મનુષ્ય તેને વિંધી શકતો નથી, હાથ-અંગુલીઓ વિનાનો હોય તે હાડી શકતો કે પકડી શકતો નથી, ગ્રીવા-કંઠ-ડોક ન હોય તેવો માણસ આભૂષણને પહેરીને શોભાવી શકતો નથી, જિહ્વા ન હોય તેવો તેનો ગુણ-સ્તુતિ કરી શકતો નથી આવી રીતે જેમ ચૈતન્ય નથી તેવી કેવળ જડ પ્રકૃતિ અન્યનુ જ્ઞાન કરી શકતી નથી તે કારણથી પ્રકૃતિઓ જ્ઞાનજનક નથી પણ રાજસ તામસ સાત્ત્વિક પ્રકૃતિઓ જ્ઞાનાવરણીય આદિ રૂપે હોઈને તે જ્ઞાનાદિ ગુણને આવરવાનુ—ઢાંકવાનુ કામ કરે છે તે પ્રકૃતિઓનો જેટલા અંશે ક્ષયોપશમભાવ આત્મા પુરુષાર્થથી પ્રાપ્ત કરે તેટલા અંશે તે જ્ઞાનવાન રહે છે પ્રકૃતિઓ જામે તેટલી બળવાન થાય તો પણ સર્વથા જ્ઞાન-ચૈતન્ય શક્તિને આવરી શકિત નથી સર્વથા જ્ઞાન રૂપ સ્વરૂપનુ આવરણ કરી શકે તો આત્મા અચેતન્ય-જડ-થાય પણ તેવો કદાપિ પણ યોગ બનતો નથી કહ્યુ છે કે—

"अक्खरस्स अनन्तभागो निच्च उग्घाडिओ अत्थिर्सीवस्स"

અર્થ—જીવોને નિરંતર ઓછામા ઓછો અક્ષરશ્રુત જ્ઞાન તેનો અનંતમો ભાગ અપર્યાપ્તાવસ્થામા નિગોદ

વસ્થામાં પણ ઊઘાડો જ રહે છે, તે કદાપિ પણ અવરાતો નથી, માટે કોઈ પણ કાળે આત્મામાં અચૈતન્યપણાનો પ્રસંગ બનતો નથી જ્યારે કેવલ્યજ્ઞાન પ્રગટ્ય અવસ્થામાં હોય ત્યારે જાણવા યોગ્ય વસ્તુ અલ્પ થાય છે એ વાત મનાવવાનો પ્રયત્ન ત ખરખર હસવા જેવો લાગે છે, કારણ કે જ્ઞાનનું અનંતપણું એ જ્ઞેય પદાર્થોનું અનંતપણું છે, તેજ સિદ્ધ કરે છે એટલે કેવલજ્ઞાનથી આત્મા જગતમાં રહેલા અનંતા દ્રવ્ય, ગુણ, પર્યાય, ઉત્પાદવ્યયધ્રૌવ્યાદિને પ્રગટ કરે છે કહ્યું છે કે—

सूक्त चात्मपरात्मकृतकर्म जाव पर पदमितिदिग् ॥

અર્થ—હે પ્રભુ સર્વજ્ઞપરમાત્મા ! આપ ઉપદેશ આપતા કે જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, ઉપયોગ આદિ ચૈતન્ય ગુણવાળો અને સુખદુ ખને જાણનારો એવા લક્ષણથી યુક્ત આ આત્મા છે, અને તેવા લક્ષણોના અભાવવાળા રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દાદિ જડ ગુણવાળા અચેતન પુદ્ગલ દ્રવ્ય છે, તેમજ ગમન ક્રિયામાં સહાય કરનાર ધર્મ દ્રવ્ય, સ્થિરતા કરવાના સહાયક અધર્મદ્રવ્ય, અવકાશ આપનાર આકાશ દ્રવ્ય, તેમ જ સમય, ક્ષણ, ઘડી, મુહુર્ત, પ્રહર, દિવસ રાત્રિમાં પક્ષ માસ, અયન, વિગેરે બનાવનાર કાલ દ્રવ્ય છે તે અચેતન જડ છે એટલે આત્માથી પર છે તેથી સ્વરૂપમાં જ્ઞાન, દર્શન આદિ ગુણમાં રમણતા કરવી તે આત્મત્વ અને પુદ્ગલાદિના ગુણમાં રમવું તે અનાત્મત્વ જાણવું તેમજ તે જડમાં રમણતા કરતા કર્મબંધ થાય તેનો

પણ આત્મા કર્તા છે તે ક્રિયાવડે કર્મ કરે છે અને ભોગવે છે એમ જે ઉપદેશ આપ્યો છે તે સર્વથા સાચો છે આપશ્રીના વચન સૂક્ત-મોતીના દાણા સમાન શ્રેષ્ઠ છે ઈતિ આદિ જાણવું ॥ ૪-૩૧ ॥

સૂત્ર-ततः कृतार्थाना परिणामक्रम समाप्तिर्गुणानाम् ॥८-३२॥

ભાવાર્થ —જે આત્માઓ સમ્યગ્ દર્શન,જ્ઞાન, ચારિત્રના યોગને અપ્રમત્તભાવે આરાધીને સર્વ ઘાતી કર્મ (જ્ઞાનાવરણ, મોહનીય તથા અતરાય)ને સમૂલ ઘાત કરીને યથાખ્યાત ચારિત્રયોગવડે કેવલજ્ઞાન, દર્શનને પ્રગટ કરીને કૃતાર્થ સર્વ કર્તવ્યથી મુક્ત થાય છે તે વીતરાગ પરમેશ્વરને હવે સસાર સબધી જન્મમરણ દુખ દૌર્ભાગ્ય કુયોનીમા અવતાર વિગેરે કાંઇ કરવાનુ, લેવાનું દેવનુ રહેતુ નથી તેવા પરમાત્મા તીર્થંકર દેવ કૃતકૃત્ય કહેવાય છે તેમને રાજસ્-તામસ્ સાત્વિક ગુણવાળી પ્રકૃત્તિઓને ગ્રહણ કરવા મુકવાનુ રહેતુ નથી તે પ્રકૃતિઓના ગુણો-સ્વભાવને પરિણમાવવાના ક્રમનો ત્યાગ થાય છે, પરતુ આત્મગુણ જ્ઞાનના પર્યાયોને-પરિણામોને સદા ધારણ કરે છે, કારણ કે

विज्ञानमात्मनो धर्म , स्वान्यभावप्रकाशकम् ।
आत्मनोज्ञानपर्याये-लोकालोक विलीयते॥१॥ (યોગપ્રદીપ)

અર્થ—સામાન્ય તથા વિશેષ પ્રકારે દ્રવ્ય ગુણ પર્યાયને યથાર્થ જાણવપણુ તે વિજ્ઞાન (કેવલ

જ્ઞાન ) તે આત્માનો ધર્મ છે, અને તે સ્વઆત્મા તથા અન્ય પ્રમેયને યથાર્થ બતાવનાર છે આ આત્માના જ્ઞાન સ્વરૂપ પર્યાય-પરિણતિમા સર્વ લોક તથા અલોક ( જગત તથા અન્ય સર્વ ) સમાય છે એટલે જ્ઞાનમા પ્રતિબિંબભૂત થય છે આ સર્વ આત્મપર્યાયને આત્મા કહે છે, તે પર પર્યાય-પૌદ્ગલિક પર્યાયને નથી કરતો તેથી મહર્ષિજી કહે છે કે કૃતાર્થેનિ-કૃત કૃત્ય થયેલા પૂર્ણ યોગીને સિદ્ધાવસ્થામા ગુણોના પરિણામ ક્રમની સમાપ્તી થાય છે તે પૌદ્ગલિક ગુણો-રાજસ, તામસ, સાત્વિક પ્રકૃતિઓના ગુણો-પરિણામ-પર્યાયમા ક્રમની સમાપ્તિ થાય છે એટલે કરવાપણુ નથી રહેતુ, પણ આત્માના સહજ જ્ઞાન, દર્શનાદિ ગુણોના પરિણામ-પર્યાયનો ક્રમ શુદ્ધતાએ શરૂ થાય છે ॥ ૪-૩૨ ॥ તેથી અત્ર પ્રશ્ન થાય છે કે ક્રમ કોને કહેવો ??

सूत्र-क्षणप्रतियोगी परिणामापरान्तनिर्ग्राह्यः क्रम ॥४-३३॥

ભાવાર્થ—સર્વ દ્રવ્યમા પર્યાયોનો ક્રમ હોય છે તેમાંથી પુદ્ગલ દ્રવ્યમા ઘટ, પટ આદિ દશ્યમા પ્રત્યક્ષરૂપે જોવાય છે અન્યમા ઘણા અનુભવ યોગે દેખાય છે તે ક્રમમા આવનારા પરિણામો-પર્યાયો અપર પરિણામની ઉત્પત્તિસમયે અંત-નાશ પામનારા હોય છે આ ક્રમે ઉત્પન્ન થનારા પર્યાયો ક્ષણે ક્ષણે નષ્ટ થાય, અને નવા ઉત્પન્ન થાય છે જેમ વસ્ત્રમા નવીનત્વ તથા પુરાણત્વ અનુભવાય છે અને ઘટપટ વિગેરે પદાર્થોમા પૂર્વ પરિણામોનુ ઉત્પત્તિપણુ જુનાનુ વિનાશીત્વ, કારણ કે પુદ્ગલનુ મળવુ, વિખરાવુ, સડવુ,

પડવુ, વિનાશ પામવુ એવા પ્રકારનો ધર્મ સહચારભાવે રહેલો છે, પણ પરમાણુઓ સર્વથા નાશ પામતા નથી તેમા રહેલા ગુણુ પર્યાયો નવા નવા સ્વરૂપે ઉત્પન્ન થાય છે તેમા ગુણ કાયમ રહે છે અને પર્યાય ક્રમશ નવા નવા થાય છે કહ્યુ છે કે "सहभाविगुणा क्रमभाविपर्यय" દ્રવ્યમા દ્રવ્યરૂપે નિત્ય રહે તે ગુણ, અને 'ક્રમે ક્રમે થાય તેને પર્યાય કહેવામા આવે છે,' માટે દ્રવ્ય નિત્ય હોવા છતા પણ તેના પર્યાયોનો ક્રમ અનુભાવવામા આવે છે આ કારણથી મહર્ષિજી તથા વ્યાસજી ભાષ્યકાર 'द्वयी चेय नित्यता, कूटस्थनित्यता परिणामि नित्यता च" નિત્યતા બે પ્રકારની કહે છે એક કૂટસ્થ નિત્યતા અને બીજી પરિણામી નિત્યતા તેમા કૂટસ્થ નિત્યતા આત્માપુરુષ સબધી છે, અને પરિણામી નિત્યતા સત્વ, રાજસ, તામસ, ગુણવાળી છે, તે માયામા છે તેમા જો આત્માને કૂટસ્થ નિત્ય માનીએ તો સુખ-દુ ખ, નીચ-ઊંચ યોનિમા ગમન આગમન, એક વખત શેઠ બીજી વખત દાસ, એક રાજા તો બીજો પ્રજાજન, એક યોગી તો બીજો ભોગી-આવી વિચિત્રતા આત્માઓ મા જે જોવાય છે તે તમારી મા યતાથી તો ન હોવી જોઈએ, પર તુ તેમા જે જે પરિણામો-પર્યાયોનો અનુભવ થાય છે, તે તે આત્માઓએ 'શુભ વા અશુભ કર્મ' કરેલા છે, તેના વિપાકરૂપે જે તેવા પર્યાયો અનુભવાય છે તેમા જો કે આત્માનુ અલગપણુ નથી પણ તેમા તાદાત્મ્યભાવ

અનુભવાય છે, માટે કૂટસ્થ નિત્યતા તે શ્રદ્ધા કરવા લાયક નથી, પરંતુ સર્વ દ્રવ્યમાં દ્રવ્યપણે અક્રમ-નહિ બદલાવાપણું અને પર્યાયપણે ક્રમથી બદલાવાપણું અનુભવાય છે, માટે ઉપાધ્યાયજી મહારાજ કહે છે કે—
"क्रमाक्रमानुविद्धस्यैकलक्षणस्यैव सुलक्षणत्वात्" દ્રવ્યમાં પર્યાયોનો ક્રમ, દ્રવ્યત્વનો અક્રમ અને ઉભય આત્મક પદાર્થત્વરૂપે ક્રમાક્રમ એમ ત્રણ લક્ષણવાં યુક્ત હોય તેનો અનુભવ માનવા યોગ્ય છે, પણ સત્ય પ્રમાણનો અભાવ હોવાથી કૂટસ્થ નિત્યતા તે માનવાજોગ નથી ઉભય પ્રકારની-બન્ને પ્રકારની નિત્યતા પદાર્થોમાં તત્ત્વ-ભાવનાની સત્તાનો ઘાત ન થતો હોવાથી નિત્યતા અબાધિત રહે છે તે માત્ર કહેવા યોગ્ય છે, પણ તે અનુભવગમ્ય નથી જે કૂટસ્થ નિત્યતા મહર્ષિ ભગવાન માને છે, તે જેવી રીતે પુરૂષમાં છે તેવી જ રીતે પુદ્ગલ પરમાણુઓમાં, ધર્મ દ્રવ્યમાં, અધર્મરૂપ દ્રવ્યમાં, કાલમાં, આકાશના પણ અનુભવાય છે, કારણ કે ત્યાં દ્રવ્યની કદાપિ હાનિ થતી નથી આથી પર્યાયોનો ઉત્પાદ ને વ્યય થાય છે તો તે જડ અચેતન તથા ચેતન પુરુષમાં પણ સમાનભાવે અનુભવાય છે ગુણધર્મવાળી બુદ્ધિ જ્ઞાન સામાન્ય વિશેષ જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, ઉપયોગ વગેરે ગુણોને આત્માના એટલે પુરૂષના ગુણોમાં અધ્યવસાયને યોગે પરિણામોની પરાવૃત્તિ-પર્યાયોનો નાશ, ઉત્પત્તિ એ ગ્રાહ્ય છે, તેવી રીતે આત્મા તેમાં તાદાત્મ્યભાવે હોવાથી તેની પણ પરાવૃત્તિ અભેદભાવે કાયમ જ છે વળી જે કહેવામાં આવે છે કે-

નિત્ય એવા ધર્માઓમા ગુણુના ક્રમનો અવસાન થાય છે, તે પણ યુક્તિ સગત નથી ક્ષયોપશમભાવના ગુણ નષ્ટ થયે ક્ષાયકભાવે જ્ઞાનાદિ ગુણધર્મ અબાધિતરૂપે પર્યાયયુક્ત આત્મા અનુભવે છે અને પુદ્ગલાદિકમા તો તે પુદ્ગલોના રૂપ, રસ, ગધ, સ્પર્શ, શબ્દનો અનુભવ થવો, મીલન વિખરણ થવુ વગેરે ધર્મ અનુભવાય છે સર્વ કર્મનો ક્ષય કરીને મુક્ત થયેલા પુરુષ ( સિદ્ધ પરમાત્માઓ ) મા સ્વરૂપ માત્રથી સ્થિર હોવાથી તેમને કૂટસ્થ નિત્ય કહેવામા આવે છે તેઓમા સ્વરૂપની અસ્તિતા છે તે ક્રમે ક્રમે અનુભવાય છે ' આમ શ્રીમાન્ ભષ્યકાર કહે છે તે પણ વિચારવા યોગ્ય છે 'પુદ્ગલોમા પણ સ્વરૂપ અસ્તિતા છે કારણ કે તે પુદ્ગલો પણ સ્વરૂપનો કદાપિ પણ ત્યાગ કરતા જ નથી તેમા જે સડન, પડન, પુરણ, ગલણ એ ધર્મો છે તેના ગુણને તે પુદ્ગલ છોડતા નથી તેમ આત્મા–પુરૂષ પણ પોતાનો ધર્મ સ્વભાવ જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપયોગરૂપ સ્વરૂપ ધર્મ ગુણનો પણ ત્યાગ કરતો નથી, માટે તે બન્નેમાં પર્યાયોનુ ઉત્પન્નત્વ, વિધ્વસત્વ સમાન ભાવે હોવાથી કોઇ પણ ગુણ પર્યાયોનો સર્વથા અવસાનભાવ નાસ્તિત્વ નથી જ ' જે સ્થૂલ પુદ્ગલ સ્કધ રૂપ પર્યાયમા દેખાય છે તે પણ પુદ્ગલ પરમાણુઓમા અપેક્ષાએ સભવે છે તેમા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ આદિ ચાર પ્રકારની સ્થિતિનુ વિચિત્રપણુ છે તે જૈન સ્યાદ્વાદ રહસ્ય યુક્ત પ્રવચનથી જાણવા યોગ્ય છે, માટે સર્વ ચેતન-

ઓમા " उत्पादव्ययध्रौव्ययुक्तम् सद्द्रव्यम

પર્યાયરૂપે ઉત્પન્ન થવુ, નષ્ટ થવુ અને દ્રવ્યત્વરૂપે ધ્રુવ પણે રહેવુ–આ ક્રમ પ્રમાણે જેમા વર્તવાપણુ હોય તે ગુણ પર્યાય યુક્ત હોય તે દ્રવ્ય, અને તે સદ્રૂપ કહેવાય છે, પણ અચ્યુત અનુત્પન્નાસ્થિરૈકસ્વભાવ નિત્યત્વમ્ । એવુ કૂટસ્થ નિત્યતું સાંખ્ય નિત્યતા એ વિચાર કોઇ પણ દ્રવ્યમા ઘટતુ જ નથી ॥ ૪–૩૩ ॥

सूत्र–पुरुषार्थशून्यानां गुणानां प्रतिप्रसवः कैवल्यं स्वरूपप्रतिष्ठा वा चितिशक्तिरिति ॥ ४–३४ ॥

ભાવાર્થ —જે મેળવવા પુરૂષાર્થ થતો નથી તેવા રાજસ, તામસ, સાત્વિક ગુણોનો નાશલય થવાથી એટલે પુરૂષને ભોગરૂપે પરિણામ ન પામવાથી પુરૂષ–આત્માનો સબંધ ત્યાગ થાય છે અને ઘાતી કર્મરૂપ રાગદ્વેષ, મોહ માયા ક્રોધ માન, માયા, લોભ, અજ્ઞાન વગેરે દોષરૂપ માયિક ગુણોનો ક્ષય કરીને આત્મા ચિતિશક્તિ–ચૈતન્ય નિશ્ચયરૂપથી કૈવલ્ય જ્ઞાનદર્શનરૂપ સ્વસ્વરૂપમા વાસ્તવિકરૂપે સ્થિતિમા પ્રતિષ્ઠિત થાય છે સ્વરૂપ પ્રતિષ્ઠા અથવા ચિતિ શક્તિની પ્રાપ્તિ થાય તેજ કૈવલ્ય કહ્યુ છે કે—

धर्मोपाधिकृताभावा– स्तद्भिन्नो निश्चयात्स्मृतः ।
मोऽद्य तत्त्वमसि प्रोक्त–आत्माऽसंख्यप्रदेशवान् ॥ १ ॥

अनंतदर्शनज्ञान–चारित्रवीर्यवान् स्वयं ।
अनंतगुणपर्यायै–रुत्पादव्ययधारकः ॥ २ ॥

અર્થ—કર્મ એટલે આઠ કર્મ જ્ઞાનાવરણીયાદીથી ઉત્પન્ન થયેલી ઉપાધિ છે ત્યા સુધી જન્મમરણ અને આરભ-તિરૂપ સસારમા રખડવાનો સ્વભાવ એટલે જ્યા વિભાવદશાના પર્યાયો વિવિધ થાય છે, પણ તેનો ક્ષય કરવાથી આત્મા કેવળ દર્શનમય થઈને સ્વ સ્વરૂપમા સ્થિર થાય છે માટે તેથી સર્વ ઉપાધિથી રહિત આત્મા છે તેમ નિશ્ચયથી જાણવો તેથી સોહ 'તે પરમાત્મા છે' તેવો હુ સત્તાથી પરમાત્મા છુ મારો આત્મા અસખ્ય પ્રદેશમય છે નિરાવરણ દશામા અનત જ્ઞાન, દર્શન, ચારિત્ર અનત વીર્યવાન હોવાથી અનત ગુણપર્યાયવડે ઉત્પાદ, વ્યય એ જન્મમરણ તેનો ધારક સ્વયં હુ છુ આવી ભાવનાથી સ્વ-પરની વહેચણી કરતો સ્વગુણને અવલબતો પુદ્ગલ ભાવના મોહને છોડતો એવો આત્મા અભ્યાસના યોગે સસારથી મુક્ત થાય છે માટે દેવ, ગુરુ ધર્મ, દયા, ભક્તિ, તપ જપ, ધ્યાન સમાધિ, શાસ્ત્રાભ્યાસ કરતા, ક્ષયોપશમ ભાવે પચ મહાવ્રત આદરતા છ પ્રકાર ના જીવોની દયા કરતા, સાત ભયને જીતતા શરીર, ઘર, કુટુબનો મોહ ત્યાગ કરતા આત્મા અનુક્રમે સવિકલ્પનિર્વિ-કલ્પ ધ્યાન કરતા; સર્વ કર્મમલને ધોઈ નાખીને શુક્લ ધ્યાનમા ક્ષાયકભાવના ચારિત્રયોગમા આવી સર્વથા નિ કર્મ-કર્મ ક્ષય કરી કેવળ જ્ઞાનદર્શન, ધારણ કરીને નિજસ્વરૂપ અવસ્થામા સ્થિર થઈને વિચરે છે

तीर्थकरनामसञ्ज्ञ, न यस्य कर्मास्तिसोपि योगबलात् ।
उत्पन्नकेवल सन् सत्यायुपि चोपयत्युर्वीम् ॥ ९८ ॥

અર્થ—આત્માને જો ઘાતીકર્મનો ક્ષય થાય તો કેવળ-જ્ઞાન, દર્શન પ્રાપ્ત થાય છે અને જો તીર્થંકરનામકર્મનો ઉદય હોય તો અનેક દેવ-દેવીઓથી વંદન કરાય, પૂજ્ય અતિશયથી યુક્ત પૃથ્વીમા વિચરી અનેક ભવ્ય પ્રાણીઓનો ઉદ્ધાર કરે છે અને સમવસરણમા દેશના આપીને મોક્ષમાર્ગનો પ્રવાહ વધારે છે, પણ જે આત્માને તીર્થંકરનામકર્મનો ઉદય નથી તેવા સામાન્ય કેવલીઓ પણ આયુષ્યના કાળ સુધી પૃથ્વીમા વિચરીને સુવર્ણ કમલાસને વિરાજી દેશનાવડે જગતજીવોને સમ્યગ્ધર્મનો માર્ગ ઉપદેશ કરે છે—મોક્ષમાર્ગનો પ્રવાહ ચલાવે છે યો પ્ર ૧૧

सप्राप्तकेवलज्ञानदर्शनोऽन्तर्मुहूर्तशेषायु ।
अर्हति योगी ध्यान तृतीयमपि कर्तुमचिरेण ॥ ४९ ॥

કેવળજ્ઞાનદર્શન યુક્ત અર્હંત તથા સામાન્ય કેવળી યોગીને જ્યારે મનુષ્ય ભવનુ આયુષ્ય પૂર્ણ થવા આવે છે અને એક અતર્મુહુર્ત કાળ માત્ર (બે ઘડી) બાકી રહે છે ત્યારે ત્રીજુ શુક્લધ્યાન કરે છે

श्रीमानचिन्त्यवीर्य, शरीरयोगेऽथ बादरे स्थित्वा ।
अचिरादेव हि निरुणद्धि, बादरौ वाड्मनसयोगौ ॥ ५३ ॥
सूक्ष्मेण काययोगेन, काययोग स बादर रुन्ध्यात् ।
तस्मिन्ननिरुद्धे सति शक्यो रोद्धु न सूक्ष्मतनुयोग ॥ ५४ ॥
वचन मनोयोगयुग, सूक्ष्म निरुणद्धि सूक्ष्मात्तनुयोगात् ।
विदधाति ततो ध्यान, सूक्ष्मक्रियमसूक्ष्मतनुयोगम् ॥ ५५ ॥

ત્યા અભાવ છે સ્વાભાવિક શુદ્ધ સચ્ચિદાનંદમય કેવળજ્ઞાન દર્શનમય મુક્ત-સિદ્ધ પરમાત્મા મોક્ષમા અનતસુખનો અનુભવ કરે છે નાયાવી પ્રકૃતિમા પુરુષાર્થનો ત્યાગ થવાથી સ્વરૂપમા અવસ્થાનરૂપ કૈવલ્યમય ચિત્તિશક્તિ-આત્મશક્તિવત સિદ્ધ પરમાત્માને ધર્મ મેઘસમાધિ, શિવોદય, સત્તાનંદ, પર-પરમેશ્વરત્વ, વગેરે કહેવામા આવે છે કે-

धर्ममेघोऽमृतात्मा च, भवशत्रु शिवोदय ।
सत्तानन्द परश्चेति, योज्याऽत्रैवार्थयोगत ॥ ४२१ ॥

અર્થ—આત્મા ધર્મમેઘ સમાધિને ધારણ કરતો હોવાથી તેને ધર્મમેઘ કહેવામા આવે છે જેમ મેઘ પાણી વરસાવીને પૃથ્વીનો તાપ દૂર કરે છે તેમ સર્વ ઘાતીકર્મનો ક્ષય કરનારા સર્વજ્ઞપરમાત્મા જગતજીવોના ત્રિવિધ તાપને ધર્મદેશનારૂપ મેઘ વરસાવીને અન્ત કરણો શાંત કરે છે તેમજ સિદ્ધપરમાત્મા સ્વરૂપરમણતારૂપ ધર્મમેઘને ધારણ કરતા હોવાથી ધર્મ અને ધર્મીનો તાદાત્મ્ય સબધ હોવાથી સિદ્ધાત્મા પણ (૧) ધર્મમેઘ કહેવાય (૨) અમૃતાત્મા-જે આત્માઓ મૃત્યુના કારણરૂપ જન્મને ઉત્પન્ન કરતા નથી તે જન્મ મરણ કારણરૂપ શુભાશુભ અધ્યવસાયનો ત્યાગકરી આત્મસમાધિમા સ્થિત રહિને સર્વ મોહનીય આદિ હળાહળ ઝેરરૂપ કર્મનો ક્ષય કરીને જન્મ મરણનો નાશ કરે છે તેથી તે સિદ્ધપરમાત્મા અમૃતાત્મા કહેવાય છે (૩) ભવશત્રુ-ભવ એટલે જન્મમરણરૂપ

સંસાર, તેનો સમૂળ ક્ષય કરનાર તેઓ ભવ શત્રુ ગણાય છે યથાખ્યાત ચારિત્ર આચરી, સયોગી અયોગી પદપ્રાપ્ત કરીને પૂર્વે પૂર્ણ અવસ્થા પ્રાપ્ત કરેલી છે જેમણે તે સિદ્ધપરમાત્મા ભવશત્રુ કહેવાય છે અથવા અરિહંત પરમાત્મા તથા સામાન્ય કેવલી પરમાત્મા સેંકડો ધર્મસભા એટલે ધર્મોપદેશ આપવા માટે સમવસરણમા અને સુવર્ણ કમલા સને બિરાજીને અનેક ભવ્યાત્માઓને ધર્મોપદેશ આપીને ત્રિવિધતાપ આધિ, વ્યાધિ, ઉપાધિનો ત્યાગ કરાવેલો છે, પરમાનંદનુ દાન કરેલ છે નિર્જયતા સંપ્રાપ્ત કરી અન્ય જીવોને અભય આપેલુ છે તેથી તે પરમાત્માઓ 'ભવશત્રુ' કહેવાય છે (૪) શિવોદય-શિવ એટલે કલ્યાણ અથવા સુવર્ણ વા પરમાનંદ તેનો ઉદય, 'આત્મા અનાદિ કાલથી સુવર્ણની પેઠે રજ-કર્મરૂપ મલથી મલિન થયેલો હતો, ત્યારે સદ્ગુરુનો સમાગમ પામીને, ધર્મનો ઉપદેશ સાભળીને, પરમાર્થને સમજીને, અશુભકર્મનો ક્ષયકરતા યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ કરીને મોહનીય આદિ કર્મની ગ્રંથીનો ભેદ કરીને-છેદીને, અનિવૃત્તિ કરણ કરી, યથાર્થ તત્ત્વશ્રદ્ધાને સંપ્રાપ્તકરીને શુદ્ધ સમ્યક્ત્વ પામે છે' ત્યારપછી શક્તિ અનુસાર વ્રત નિયમ કરતા કરતા આત્મવીર્યને પ્રગટાવી ને સર્વ આસ્રવરૂપ પાપબંધના કારણોને રોકનાર પંચમહાવ્રતરૂપ ચારિ: ચોગને આરાધીને, પૂર્વ કર્મમલનો ક્ષયકરી શુદ્ધ સુ[illegible] [illegible] અનંતાનંદમય ક્ષાયિક ભાવનો જે

યોગ છે તેને પ્રાપ્તકરીને જ્ઞાનાવરણીય મોહનીય, અંતરાય કર્મનો સમૂળ સબીજ ક્ષયકરીને કેવળજ્ઞાન, દર્શન તથા પૂર્ણાનંદરૂપ શિવોદયને પામે છે, તેથી પરમાત્મ-ગુણગુણીના અભેદરૂપે હોવાથી તેને શિવોદય કહેવામાં આવે છે (૫) સત્યાનંદ-જગતના જીવો પાંચ ઇન્દ્રિયોના ત્રેવીશવિષયોને ભોગવવામાં મશગૂલ-તત્પર થયેલા હોય છે તેથી તેઓ પુદ્‌ગલ ભોગમાં જે જે સુખ માને છે તે સર્વ અસ્થિર અને ક્ષણિક છે, નાશ વનારા છે તે ભોગોને મેળવવા માટે અનેક પ્રકારના કુકર્મ કરવા પડે છે, તે કુકર્મના ભયંકર-દુઃખકારક વિપાકોને પોતાને જ ભોગવવા પડે છે, માટે તે માનેલું સુખ-આનંદ ક્ષણિક અને ઔપચારિક છે તે સત્ય આનંદ નથી પરંતુ સર્વ કર્મનો ક્ષય થાય તે પછીની અવસ્થા-નિષ્કર્મઅવસ્થામાં આત્મા શાશ્વત સુખમય આનંદ અનુભવે છે, તેથી સિદ્ધાત્માઓ 'સત્યાનંદ' કહેવાય છે (૬) પર-સર્વોત્કૃષ્ટ સર્વ જીવો કર્મને આધીન છે ત્યારે પરમાત્મા પરમેશ્વર સર્વકર્મનો નાશ કરીને પૂર્ણ-સ્વતંત્ર થઇને આત્માનો સત્યઆનંદ અનુભવે છે અને અન્યાત્માને તે સત્યાસત્ય, સુખ, દુઃખ, તેના કારણોનો ઉપદેશ આપીને સર્વજીવોને મુક્તિનો સત્ય આનંદ બતાવે છે, તેથી અરિહંતો સામાન્ય કેવલીઓ પર એટલે પરમાત્મા-પરમેશ્વર કહેવાય છે આ છ વિશેષણો અર્થવડે પરમાત્મા, પરમેશ્વર અથવા સર્વેશ્વરોને લાગુ પડે છે, તેમજ પરમાત્માને પ્રભુ, વિભુ, પરેશાન, આત્મા, મહેશ્વર, મહાધાર,

અચ્યુતાનંદ, જગદીશ્વર, શિવ, સ્વયંભૂ, શંકર, સદાશિવ, વગેરે નામથી પણ ઓળખાવવામાં આવે છે તેમનું ધ્યાન, સેવા, ભક્તિ, સ્મરણ કરવાથી આત્મા પોતાના કર્મનો ક્ષય કરી પરમાનંદનો અનુભવ કરે છે શ્રીમાન્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી 'આત્મપ્રદીપ'માં જણાવે છે કે—

प्रभु विभु परेशानमात्माऽऽत्मान स्मरेद्यदा ।
तदा स तन्मयो भूत्वा, स्यादष्टकर्मादिविनाशक ॥७८॥
महेश्वर महाधार, अच्युतानंदक स्मरन् ।
स प्राप्नोति ध्रुव सौख्य, भूत्वा श्री जगदीश्वर ॥ ७९ ॥
शिव स्वयम्भुव भक्त्या, चन्द्रस्वान्तरऽद्दष्टित: ।
भावता स्वकीयसद्भाना, शकरस्त्व सदाशिव ॥८०॥

અર્થ —(૧) જ્યારે પ્રભુ—આત્મા આઠ કર્મની વર્ગણાથી ઘેરાયલો છે તે વખતે શુભોદય થવાથી આત્મવીર્ય ફોરવી આઠ કર્મની વર્ગણાનો જ્યારે ક્ષય કરીને પરમાનંદને પ્રાપ્ત કરે છે, તેવી શક્તિને ધારણ કરનારા હોવાથી તે આત્મા પ્રભુ કહેવાય છે (૨) વિભુ—વ્યાપક પરમાત્મા કેવલજ્ઞાન-રૂપ આત્મગુણવડે સર્વ દ્રવ્યગુણપર્યાય જે લોકાલોકમાં રહેલા છે તેને સદા સર્વદા જાણે છે, દેખે છે તેથી પરમાત્મા વિભુ કહેવાય છે (૩) પરેશાન—પરમેશ પરમાત્મા અનંત-જ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર, અનંતવીર્ય, અનંત-આનંદ, અનંતઋદ્ધિ પરમાત્મામાં પૂર્ણપણે પ્રગટેલી હોવાથી પરમેશ અથવા પરમેશ્વર કહેવાય છે (૪) મહેશ્વર

સમ્યગ્ જ્ઞાન, દર્શન, ચારિત્રને પામી, સર્વ કર્મમલનો ક્ષય કરીને પરમસુખને ભજનારા થાય છે વીતરાગને વીતરાગભાવે ભજનાર અવશ્યમેવ વીતરાગ બને છે

अथ पातञ्जलस्यार्थ , किञ्चित्स्वसमयाङ्कितः ।
ंगित माज्ञवोराग, यशाविजयगणिके ॥ १ ॥

આ શ્રી પતંજલ મહર્ષિજીએ બનાવેલ યોગદર્શનના અર્થને સ્વસમય-જૈન સિદ્ધાતને અનુલક્ષી કરીને અલ્પ અક્ષર અને મહાન્ અર્થયુક્ત પંડિતપુન્ષોને બોધ થાય તેવી પ્રક્રિયા-ટીકા સત્તાવીસ સૂત્રો ઉપર વાચકવર્ય શ્રીમાન્યશો વિજય ગણીવરે રચના કરી છે તેમની ટીકાને અનુસરીને તેમજ સ્વતંત્ર વિચાર કરીને મે પણ સ્વાનુભવ સુખસાગર નામનું વિવેચન રચેલુ છે દરેક સૂત્રો ઉપર વિવેચન કરેલ છે તેમાં હંસવત નીરક્ષીરની વિવેકદૃષ્ટિએ વિદ્વાનો અવલોકશે તો સત્ય જ્ઞાન મેળવી શકશે મારો અલ્પ પ્રયાસ તે વાચકવર્યના ઉન્લેખનું પાન કરી અકથ્ય આનંદ પ્રાપ્ત થવાથી તેના બળે જ થયો છે બહુશ્રુત વિદ્વાનોની મહત્તા મારામાં નથી તેમજ વિદ્વત્તાનો લેશ પણ નથી માત્ર સ્વાનુભવના આનંદને હૃદયગત સાચવી રાખવા કરતા મુમુક્ષુ ઓની આગળ ધરૂ, જો યોગ્ય હોય તો પ્રયાસ સફળ થશે જો કોઈક ખામીઓ હશે તો તે વિદ્વાનોની સૂચનાથી સુધરશે અધ્યયનમાં વિશેષ વધારો થશે તે હેતુ લક્ષમા રાખી પુસ્તક રૂપે પ્રગટ કરવા કેટલાક મુમુક્ષુઓની પ્રેરણાથી આ પુસ્તક પ્રગટ થાય છે વિદ્વાનો, મુમુક્ષુઓ મને અનુભવ આપવા મદદરૂપ થશે વિના સંકોચે ભૂલનું પરિમાર્જન કરશે એ જ અભિલાષા

ॐ शान्ति ॥

શ્રીમાન્ પતંજલિ મહર્ષિપ્રણીત યોગદર્શન ઉપર આ
પ્રમાણે સર્વસાગરાદિ યથામતિ પૂર્વાચાર્યોની
પદ્ધતિ અનુસારે વિવેચન લખાયું છે તેમાં જે
કંઈ અશુદ્ધિ રહી ગ હોય અથવા
વિપરિત લખાઇ ગયું હોય તો તે
માટે સકળ સંઘ સમક્ષ ક્ષમા
યાચું છું

## યોગાનુભવસુખસાગરગ્રન્થની પ્રશસ્તિ

श्रीमच्छासनसद्भूत मयमत्र-च्छाम पट्टाधीरन ।
तस्मिन्वाप्य प्रसिद्धिकतादृ., श्रीमान् तपागच्छक ।
य शास्त्राभिरतीव शान्तिजनक रुयानाऽस्ति विवधातिभि-
र्यस्य स्वादुकनानि तुष्यति शुभान्याम्नाय धर्मप्रिय ॥ १ ॥

तदीयसच्छासनभारवोढा, श्रीहीरसूरि क्रमतः प्रभावी ।
प्रबोधिता येन महाधिराजा , श्रीजैनधर्मार्थनिरूपणेन ॥ २ ॥

तदीयपट्टे च परम्परातो, वैराग्यमग्नो मुनिनेमसागर ।
योऽनेकजीवान् प्रतिबोध्य भव्यानाचारचञ्चुर्व्यचरज्जनेषु ॥३॥

तत्पट्टपूर्वाचलभानुभास्वर , सम्यक्क्रियाज्ञानप्रचारलक्ष्यः ।
स्वीकृतात्मामविमुक्तमार्गो,जिनान्तरारी रविसागरोऽभूत् ॥४

तत्पट्टपङ्केरुहपद्मश्रिय, स्वभार भव्या सुखसागर सुधी ।
चारित्रचूडामणिशुद्धभावत , सम्यक्त्वबोधप्रथनैकतत्पर ॥५॥

तदीय पट्टाम्बरभानुमाली, परःशतग्रन्थविधानदक्ष ।
योगिप्रधान श्रुतधर्मनिष्ठ कृतावधान शुभतत्त्वराशौ ॥ ६ ॥

विशुद्धभावोऽजनि बुद्धिसागर , सूरीश्वरो बुद्धिनिधानमुख्य ।
पीयूषतुल्यानि वचांसि यस्य,निपीय सन्तापमपाय भव्य ॥७॥

तदीयपट्टेऽजितसागरोऽभूत, सूरीश्वरः स्वीयगुरुप्रभावात् ।
मन्याननराज्ज्वलिमद् यथापति,यथाकृशाल समतानिधान ।८॥

तत्पट्टलब्धी रुचिरः द्वितीयो बुद्धयब्धिसूरीन्द्रपदाब्जसेवी ।
दर्शाति शिष्य स्वरमृद्धिसागर सूरीश्वर शास्त्रविदांवरेण्य॥९॥

पातञ्जलस्य योगस्य, सारमाहि विवेचनम् ।
व्यलेखि भव्यलोकाना-मुपकाराय सूरिणा ॥ १० ॥

तत्र तान्त्रिकमार्गेण, योगानुभवपूर्वक ।
सुखसागरनामाऽयं ग्रन्थोऽयं यातु विस्तृतिम् ॥ ११ ॥

मङ्गल भगवान वीरो, मङ्गल गणनायका ।
मङ्गल धर्मशास्त्राणि, मङ्गल सूरिवाचका ॥

ॐ शान्ति ३

## યોગાનુભવી ગુરુદેવ-સ્મરણ

(કવાલી)

સમજાયે ના ગતિ ન્યારી, દિવ્યાત્મન્ ! ગુરુજી, ગુરુજી, ગુરુજી
સુઝાયે મતિ મતિ મ્હારી, પ્રેમાત્મન્! ગુરુજી, ગુરુજી, ગુરુજી ટેક

સુષુમણાનો દંડ બનાવું, ઇડા પિંગલા બાંધુ તારો,
હર નાડી-તારે ગાઉં, દેવાશી ! ગુરુજી ગુરુજી ગુરુજી ૧

આનંદમય જ્યોત્સના પ્રકાશી, જે જ્ઞાનચન્દ્રે ઉદ્ભવી,
મમ ઉરમાં આવી પ્રકાશો, જ્ઞાનેન્દુ! ગુરુજી ગુરુજી, ગુરુજી ૨

ૐકાર કેરી ધુનમાં, મગ્ન બ્રહ્માનંદમાં,
આનંદે ઐક્ય ધારો, આનંદી ગુરુજી, ગુરુજી, ગુરુજી ૩

ઉરના સિંહાસનો, આ સૂના પડ્યા ગુરુજી !
પ્રેમેથી આપ ચરણો, દિવ્ય મારો ગુરુજી, ગુરુજી, ગુરુજી ૪

કરુણા કરી ગુરુએ, જ્યોતિર્મય પ્રકાશ્યા,
હેમેન્દ્ર હર્ષ ના સમાતો, હર્ષમૂર્તિ ! ગુરુજી, ગુરુજી, ગુરુજી ૫






श्रीमदाचार्यप्रवरसद्गुरुश्रीबुद्धिसागरसूरीश्वरेभ्यो नमः

# श्रीयोगविंशिकाप्रकरणम् ।

ऐन्द्रश्रेणिनतं वीरं, नत्वा तत्त्वोपदेशकम् ।
योगविंशिकाऽनुवाद, करोम्यृद्धि सुखश्रिये ॥ १ ॥

અપાર આધિ અને વ્યાધિગ્રસ્ત સંસારના ભયથી પીડાતા ભવ્ય જીવાત્માઓને માત્ર ધર્મ જ સુખ-દાયક શરણ છે વળી તે ધર્મ દાન, શીલ, તપ અને ભાવ એમ ચાર પ્રકારનો છે, તેમા પણ સવથી ભાવધર્મ નિશ્ચયથી મોક્ષનુ અવ્યાબાધ સુખ આપે છે, વળી તે ભાવ અંત:કરણની શુદ્ધતા વિના પ્રાપ્ત થતો નથી, તેમ જ અંત:કરણની શુદ્ધિ આત્માના યોગની અપેક્ષા રાખે છે, અર્થાત્ આત્મયોગ વિના હૃદયની શુદ્ધિ થતી નથી. શ્રીમ [illegible]વિજય વાચકવર્ય જણાવે છે કે

"क्लिष्टचित्तवृत्तिनिरोधो योग" પાપવ્યાપાર કરનારી ચિત્તની પ્રવૃત્તિઓને રોકવી તે યોગ જાણવો વળી યોગનુ સ્વરૂપ કહેવા માટે મહર્ષિ શ્રીમદ્ હરિભદ્રસૂરિએ યોગવિંશિકા રચી છે તેના સ્પષ્ટાર્થ માટે તેની ઉપર શ્રીમદ્ યશોવિજયજી મહોપાધ્યાયે સુંદર વૃત્તિ કરી છે પરંતુ તે વૃત્તિ સંસ્કૃત ભાષામાં હોવાથી દરેક જીવાત્માઓના હિત માટે છાયા અને ગુર્જર ભાષામાં હુ અનુવાદ કરૂં છું

## श्रीमद्-हरिभद्रसूरिविरचिता

श्रीमद्-ऋद्धिसागरसूरिप्रणीत-छायाऽनुवादसवलिता

## योगविंशिका ।

मूलम्-मुक्खेण जोयणाओ, जोगो सव्वो वि धम्मवावारो
परिसुद्धो विन्नेओ, ठाणाइगओ विसेसेण ॥ १ ॥

छाया-मोक्षेण योजनातो, योगः सर्वोऽपि धर्मव्यापारः ।
परिशुद्धो विज्ञेयः, स्थानादिगतो विशेषेण ॥ १ ॥

**અર્થ**-મોક્ષની સાથે યોજના કરવાથી સર્વ પ્રકારનો પણ ધર્મનો વ્યાપાર યોગ કહેવાય છે વળી તે યોગ વિશેષે કરીને સ્થાન આદિને પ્રાપ્ત થયેલો શુદ્ધ જાણવો

**ટીકાર્થ**-મહાઆનંદનુ સ્થાન (મોક્ષ) છે, તેની જે પ્રાપ્તિ કરાવે તે સર્વ પ્રકારનો ધર્મવ્યાપાર યોગ કહેવાય છે કહ્યુ છે કે-

आलयविहारभाषा–विनयो भिक्षाटन ममितिगुप्ति ।
प्रतिलेखन प्रतिक्रमणं, क्रियायोगो हि सर्वसाधूनाम् ॥१॥

આલય-ઘર, ઉપાશ્રય, પૌષધશાલા વિગેરે મુનિઓને રહેવાનુ સ્થાન વાચન, પરાવર્ત્તન અને ધર્મ-કથા વિગેરે આત્માના અભ્યાસમા ઉપકારી હોવાને લીધે ઉપચારથી યોગ કહેવાય છે વિહાર-અપ્રમત્તપણે ગામોગામ વિહાર કરવો, ભાષા-સત્ય બોલવુ, વળી કોઈ પણ માણસને દુખ ન થાય તેવી વાણી બોલવી વિગેરે પણ ઉપચારથી યોગ જાણવો વિનય-અરિહંત આદિ દશ ધર્મ વર્ધક સ્થાનકોનો આદર ન કાર અને બહુમાન વિગેરે કરવુ તે પણ ઉપચારથી યોગ છે ભિક્ષાટન-નિર્દોષ ગોચરી માટે યોગ્ય ગૃહસ્થોના ઘરોમા ગમનાગમન કરવુ પાચ સમિતિ, ત્રણ ગુપ્તિ પ્રતિલેખન અને પ્રતિક્રમણ વિગેરે સાધુઓ માટે પ્રાથમિક ક્રિયા યોગ છે, તેમજ યોગ શબ્દની વ્યુત્પત્તિથી મોક્ષસાધનમા કારણભૂત જે આત્માનો શુદ્ધ વ્યાપાર તે જ યોગ કહેવાય છે વળી તે જ પ્રમાણે સર્વ પ્રકારના શુદ્ધધર્મના વ્યાપારમા પણ યોગત્વ ઘટે છે તે આ પ્રમાણે કહ્યુ છે કે-પરિશુદ્ધ-પ્રણિધાન આદિ શુદ્ધ આશયોથી જે યુકત હોય તેજ યોગ અને જે તેવા પ્રકારનો ન હોય અને માત્ર દ્રવ્ય-બાહ્યક્રિયારૂપ જ હોય તે તુચ્છ ફલ વિનાનો હોવાથી યોગ ગણાતો નથી કહ્યુ છે કે—

आशयभेदा एते, सर्वेऽपि तत्त्वतोऽवगन्तव्या ।
भावोऽयमनेन विना, चेष्टा द्रव्यक्रिया तुच्छा ॥ २ ॥
( पा ३-१२ )

એ પ્રણિધાન વિગેરે સર્વ પ્રકારના આશય ભેદો તત્વથી વિચારતા કથંચિત્ ક્રિયારૂપ છે અને આ પાચ પ્રકારનો જે આશય તે ભાવ કહેવાય વળી આ ભાવ વિનાની 'ચેષ્ટા' મન, વચન અને કાયારૂપ જે દ્રવ્ય-ક્રિયા તે તુચ્છ-નિષ્ફલ છે અર્થાત્ ઇચ્છિત ફલ આપવા સમર્થ નથી

પ્રણિધાન આદિ આશય જણાવે છે

प्रणिधिप्रवृत्तिविघ्न-जयसिद्धिविनियोग भेदत प्राय ।
धर्मज्ञैराख्यात, शुभाशय पञ्चधाऽत्र विधौ ॥ ३ ॥

( षो० ३-६ )

પ્રણિધિ, પ્રવૃત્તિ, વિઘ્નજય, સિદ્ધિ અને વિનિયોગ ના ભેદથી આ શુભાશય સમ્યગદર્શન પરમમહર્ષિઓએ ઉપદેશ વિધિમા પાચ પ્રકારનો કહ્યો છે વળી તે શુભાશય યુક્ત ક્રિયાયોગ યથાર્થ ફલદાતા થાય છે પ્રણિધાન લક્ષણ જણાવે છે

प्रणिधान तत्समय, स्थितिमत्तदध कृपानुग चैव ।
निरवद्यवस्तुविषय, परार्थनिष्पत्तिसार च ॥ ४ ॥

( षो० ३-७ )

સદ્ગુરૂનો ઉપદેશ સાભળી પોતાની શક્તિ પ્રમાણે ધર્મ પાળવા માટે તે સમયે જે મનમર્યાદા રાખી હોય તેથી ઉતરતી કોટીના જીવાત્માઓ જે નીતિ, ધર્મશ્રદ્ધા અને પ્રેમ વિનાના હોય તેઓ પ્રત્યે પણ દયાવત થઈ,

પોતાની શક્તિ પ્રમાણે નિર્ગુણ વસ્તુવડે ઉપકાર કરવો, પરંતુ તેઓને હીન ગુણવાળા જાણી તેમની ઉપર ક્રોધ કે દ્વેષ કરવો નહી અને તેમને સુધારવા માટે યોગ્ય પ્રયત્ન આવશ્ય કરવો તેમજ ગુણવત નતવાળા અથવા સમ્યક્ત્વધારી જીવાત્માઓ પ્રત્યે સાધર્મિક પ્રેમ લાવીને તેમની આપદાથી બનતી ધાર્મિક તથા આર્થિક અવસ્થા સુધારવી,તેમનો આદરસત્કાર કરવો અને પોતાની ધર્મક્રિયામા અપ્રમત્ત રહેવુ ૪

હવે પ્રવૃત્તિનુ સ્વરૂપ જણાવે છે

तत्रैव तु प्रवृत्ति , शुभसारोपायसङ्गताऽत्यन्तम् ।
अधिकृतयत्नाऽतिशयात् औत्सुक्यविवर्जिता चैव ॥ ५ ॥

( षा० ३-८ )

૫ અધિકૃત ધર્મસ્થાન( ગુણસ્થાન )માજ અતિશય અધિક નિપુણતા નહિત ઉપકારવડે સગત અને સમ્યગ્ જ્ઞાનપૂર્વક અપ્રમત્તભાવે ચચલતા રહિત અત્યત અધિકૃત યત્નથી જે ક્રિયા કરવામા આવે તે પ્રવૃત્તિ કહેવાય છે

વિઘ્નજય-વિઘ્નો ઉપર જય મેળવવો અર્થાત્ ધર્મકાયમા જે અતરાય આવતા હોય તેનો પુરૂષાર્થથી ત્યાગ કરવો તે વિઘ્ન જય કહેવાય

હવે વિઘ્નજયનુ સ્વરૂપ કહે છે

विघ्नजयस्त्रिविध खलु, विज्ञेया हीनमध्यमोत्कृष्ट ।
मार्गे इह कण्टकज्वर- मोहजयसमः प्रवृत्तिफल ॥ ६ ॥

( षा० ३-९ )

અર્થ -વિઘ્નજય ત્રણ પ્રકારનો છે હીન,મધ્યમ અને ઉત્કૃષ્ટ જગતમા મનુષ્યોને આ ત્રણ પ્રકારના વિઘ્નો આવે છે તેમને જીતવાના ઉપાય પણ ત્રણ પ્રકારના હોય છે, તે દૃષ્ટાતદ્વારા જણાવે છે કોઇ માણસ પોતાના ઇષ્ટ સ્થાનમા જવા માટે નીકળ્યો ચાલતા ચાલતા કાટા-કાકરા વિગેરેથી વ્યાપ્ત ખરાબ રસ્તો આ યો તેમા ચાલતો તે મુસાફર મહાસકટમા આવી પડ્યો જેથી ઇષ્ટ સ્થાનના જતા તેને વિઘ્ન આવ્યુ, પણ તે કટક-કાટા-કાકરને સાવચેતીથી દૂર કરીને તે નિશ્ચલ ભાવે ચાલ્યો જાય છે તો છેવટે પોતાના ઇષ્ટ સ્થાનમા પહોચે છે તે જ પ્રમાણે મોક્ષમાર્ગે ગમન કરનાર માણસને કાટા અને કાકરા સમાન ક્ષુધા-ભૂખ, તૃષા-તરસ, તાપ અને શીત આદિ અનેક પરીષહો વિઘ્નભૂત થાય છે તેથી નિરાબાધ પ્રવૃત્તિ કરી શકતો નથી, પરતુ તે બાવીશ પરીષહોને સહન કરવાનો મનમા નિશ્ચય કરી તેમને સહન કરનાર અપ્રમત સાધુ આકુલવ્યાકુલ થયા વિના જ મોક્ષ માર્ગમા ગમન કરી શકે છે, તેથી આ પ્રથમ લઘુવિઘ્ન જય કહ્યો છે

હવે બીજો વટેમાર્ગુ પોતાના ઇષ્ટ સ્થળે જવા ગમન કરે છે તાવ, દુખ અને કોલેરા વિગેરે રોગોથી અત્યત પીડાતો હોવાને લીધે જલદી જવાની ઇચ્છા હોવા છતા પણ ગમન કરનાને તે શક્તિમાન થઇ શકતો નથી આ વિઘ્ન કાટાના વિઘ્નથી અધિક બળવાન છે તેને સુદર્શન ચૂર્ણ ઔષધોથી અગર ઉપવાસ વિગેરે ઉપાયોથી દૂર કરી ઇષ્ટ

સ્થળે જઇ શકાય છે તેમજ શરીરમા લાગેલા ક્ષય, ઉધરસ અને શ્વાસ ( દમ ) વિગેરેથી અશક્તિ આવવાને લીધે વિશેષે કરીને ધર્માનુષ્ઠાન તપ, જપ, ક્રિયા અને ધ્યાન કરવામા વિઘ્નો આવે છે તેમને દૂર કરવા માટે "પિંડ નિર્યુક્તિ" મા કહ્યા પ્રમાણે ' हिताहार मिताहार ' આત્મધર્મ આરાધવામા હિતકર થાય-વિઘ્ન ન આવવા દે તેટલા જ પ્રમાણયુક્ત આહાર લે, શરીરને અનુકૂળ હોય અને ચારિત્ર અંગેગર આરાધાય ત પ્રકારે અપ્રમત્ત રહી તે મનને મજબૂત કાબૂમા લઇને વિચરે જેમકે રોગથી પીડાયેલા મહામુનિશ્રી સનતકુમારે શરીર સબધી મમત્વ દૂર કરી અનેક પ્રકારના પ્રલોભનને છડી શુદ્ધતર ચારિત્ર આરાધ્યુ તેવી રીત અન્ય મુમુક્ષુ જનોએ વર્તવુ વળી જેમ બાહ્યરોગ શરીરને પીડે છે તેમ આભ્યતર ભાવ રોગ આત્માને અનેક વાર જન્મ-મરણ કરાવે છે અને ભયકર દુખો આપે છે, તવા દુષ્ટ ભવદાયક મહારોગનો નાશ કરવા માટે મહાવૈદ્ય શ્રી જિનેશ્વર ભગવાને, આ યોગરૂપી મહાઔષધ અમૃત જ ઉપયોગી છે, માટે તેનુ જ યોગ્ય અનુષ્ઠાન કરવુ એવી ભાવનાથી સમ્યગ્ ધર્મને આરાધી બીજા પ્રકારનો વિઘ્નજય કર્યો, તેવી જ રીતે મોક્ષાર્થી જીવાત્માઓએ યત્ન કરવો

ત્રીજા પ્રકારનો વિઘ્નજય-એક વટેમાર્ગુ જગલમા ઘાટી ઝાડી વટોળીઆ વિગેરે કારણોને લીધે ભૂલો પડયો છે દિશાનો ભ્રમ થયો છે એવામા તે રસ્તાનો જાણકાર કોઇ એક બીજો

આદિ પાચ શુભાશયો સત્ય ધર્મની પુષ્ટિ કરે છે, ધર્મ એટલે રાગ, દ્વેષ, કામ, ક્રોધ, લોભ, માયા, હિંસા, મોહ, અજ્ઞાન, દીનતા અને ભય આદિનો વિનાશ કરીને શુભ પુણ્યોદયની પુષ્ટિ તેમ ઘાતિકર્મ અને જ્ઞાનાવરણીય આદિ પાપકર્મનો કઇક ક્ષયોપશમ કરવારૂપ શુદ્ધિ નિર્મળતા એમ બન્ને સફલ થાય છે તે શુદ્ધિ અને પુણ્યના યોગે સમગ્રઘાતિ કર્મનો વિનાશ થઇ કેવલજ્ઞાન દર્શન પ્રાપ્ત થાય છે, શુભાશયના સબધ વિનાની એકલી ક્રિયા મોક્ષ માર્ગરૂપ ફળ આપતી નથી, તેથી એવો જ નિશ્ચય થાય છે કે પ્રણિધાન આદિ શુભાશય સાથે હોવાથી સર્વ ધર્મ વ્યાપાર અતિશય શુદ્ધ થાય છે તેથી તેઓને યોગ કહેવામા આવે છે, તો પણ સર્વ દર્શનકારોએ જે સકેતવડે યોગ ઓળખાવ્યો છે, તે વિશેષ પ્રકારના સ્થાનકોને પ્રાપ્ત થયેલ ધર્મનો જે વ્યાપાર તે યોગ કહેવાય એમ કહેવાની ઇચ્છા ગ્રથકાર કરે છે, તે સ્થાનો આ શુભાશય સ્થાનોથી જુદા જ છે અને તે યોગપદવડે ઓળખાય છે એમ જાણવુ

હવે તે સ્થાન કયા કે જેમને યોગ કહે છે અને તેના કેટલા ભેદ છે તે જણાવે છે –

मूलम्–ठाणुन्नत्थालंबण–रहिओ त तम्मि पचहा एसो ।
दुगमित्थकम्मजोगो, तहा तिय नाण जोगोउ ॥ २ ॥

छाया–स्थानोर्णार्थालम्बन–रहितस्तन्त्रेषु पञ्चधा एष ।
द्वयमत्रकर्मयोग स्तथा त्रय ज्ञानयोगस्तु ॥ २ ॥

અર્થ -સ્થાન, ઊર્ણ, અર્થ, આલંબન અને નિરાલંબન એમ પાંચ પ્રકારનો આ યોગ તંત્રશાસ્ત્રમાં કહ્યો છે, તેમાં સ્થાન અને ઊર્ણ એ બે પ્રકાર કર્મ (ક્રિયા) યોગના છે અને બાકીના ત્રણ પ્રકાર જ્ઞાન યોગના છે

ટીકાર્થ -સ્થાન-જેનાથી સ્થિર રહેવાય તે સ્થાન આસન, કાયોત્સર્ગ (કાઉસગ્ગ) પર્યંકાસન અને પદ્માસન આદિ સકલ યોગ શાસ્ત્રોમાં પ્રસિદ્ધ વિશેષ પ્રકારના આસનો છે (૧) ઊર્ણ-આત્માને યોગક્રિયામાં જોડતાં જે પ્રણવ મંત્રના શબ્દો બોલવામાં આવે છે તે ઊર્ણ કહેવાય છે, મંત્ર શબ્દ જેમકે-ॐ अर्ह मोऽहं, तत्त्व, वीर, તથા આત્મધ્યાન, સમાધિ અને પ્રાણાયામ વિગેરેની ઉપયોગિતા જણાવનાર શાસ્ત્રોને ઊર્ણ કહે છે (૨) અર્થ-ધ્યાન અને સમાધિ વિગેરેના પ્રારંભમાં બોલાતા મંત્ર અને તે સંબંધી શાસ્ત્રોના પરમાર્થ, ટીકાચૂર્ણી, અવચૂરી, નિર્યુક્તિ, ભાષ્ય, રહસ્ય અને વિવરણ આદિમાં રહેલા ભાવને સમજી તેવા પ્રકારની ભાવના યુક્ત થવું (૩) આલંબન-બાહ્ય પ્રતિમાને આલંબીને ધ્યાન અથવા ત્રાટક કરવો, વીતરાગની પ્રેમથી પૂજ્યભાવે રાવણની જેમ ભક્તિ કરવી તે આલંબન કહેવાય આલંબનના ચાર ભેદ છે (૪) નિરાલંબન-રૂપીદ્રવ્ય-પ્રતિમા આદિના આધાર વિના નિર્વિકલ્પ ચિન્માનન્દ સચ્ચિદાનંદના સ્વરૂપનું જે સમાધિ-ધ્યાન કરવું તેને નિરાલંબન યોગ કહે છે વળી તે યોગ પાંચ પ્રકારનો છે, એમ યોગને જ આપનાર દર્શનકારો-સાંખ્યાદિકોએ કહ્યું છે।

पोडशके उक्तश्च—

स्थानोर्णार्थालम्बन तदन्ययोगपरिभावन सम्यक् ।
परतत्त्वयोजनमल, योगाभ्याम इति समयविद ॥ ९ ॥

અર્થ–સ્થાન, ઊર્ણ, અર્થ, આલ બન અને નિરાલ બન આ પાચ પ્રકારના યોગ સમ્યગ્ રીતે આરાધ્યા હોય તો પરમતત્ત્વ–મોક્ષ આપવા સમર્થ થાય છે, એ પ્રમાણે સમયવિદ–પૂર્વધરો (ગીતાર્થો,)કહે છે તેથી આ પાચ સ્થાનોમા યોગપણુ રહ્યુ છે કહ્યુ છે કે–"मोक्षकारणीभूतात्मव्यापारत्व योगत्वम् " મોક્ષ મેળવવા માટે જે આત્મા, સયમ, તપ, વિનય, વૈયાવૃત્ય, જ્ઞાનાભ્યાસ, ભાવના, ધ્યાન અને સમાધિ આદિ વ્યાપાર સ્થાન વિગેરેથી યુક્ત હોય તેને જ યોગત્વ લક્ષણ ઘટે છે આ લક્ષણ આપચારિક કલ્પનારૂપ નથી પરતુ મહર્ષિપતજલિ યોગદર્શનમા જણાવે છે કે–" यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधयोऽष्टाव-ङ्गानि योगस्य " યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ–આ આઠ અગ યોગના છે તેઓમાં યોગની કારણતા હોવાથી ઔપચારિક યોગપણુ છે, તેમજ સ્થાનાદિકમા પણ હેતુ ફ્લભાવની પરપરા હોવાથી ઔપચારિક યોગપણુ છે, એમ ષોડશક વૃત્તિમા કહ્યુ છે તેમજ પતજલિકૃત યોગદર્શનમા કહેલ લક્ષણ " चित्तवृत्तिनिरोधो योग " ચિત્તની વૃત્તિઓને રાકવી તે યોગ આ અભિપ્રાયને લઈને એમ કહ્યુ છે અહીં સ્થાન આદિમા પ્રથમ બે સ્થાન અને ઊર્ણને કર્મ-

યોગ કહેલ છે, અને અર્થ, આલબન અને નિરાલબન એ ત્રણને જ્ઞાનયોગ કહેલ છે સ્થાન-આસનને સાક્ષાત ક્રિયાયોગ કહ્યો છે, અને ઊર્ણ ત્રણેથી બોલવાપણુ જ સ્વીકારાય છે તેથી જેટલા અંશે બોલવાપણુ છે તેટલા અંશે ક્રિયારૂપના હોવાથી ક્રિયાપણ જાણવુ અર્થ, આલબન અને નિરાલબન એ ત્રણમા જ્ઞાન લક્ષણ ઘટવાથી તેઓ જ્ઞાનયોગ કહેવાય છે હવે કર્મયોગ અને જ્ઞાનયોગને યોગ્ય કોણ હોય છે તે જણાવે છે

मूलम्-देसे सव्वेय तहा, नियमणेमो चरित्तिणो होइ ।
इयरस्स बीयमित्त, इत्तुच्चिय कइ इच्छति ॥ ३ ॥

छाया-देशात्सर्वतश्च तथा, नियमनेप चारित्रिणो भवति ।
इतरस्य बीजमात्र-मित एव केचिदिच्छन्ति ॥ ३ ॥

**અર્થ** —આત્મદશાને નિર્મલ કરનાર આ પાચ પ્રકારનો યોગ નિયમથી ચારિત્રધારીને હોય છે, તેમજ દેશ ચારિત્રી-સમ્યગ દર્શન યુક્ત બાર વ્રતધારી શ્રાવકને પણ આ યોગ દેશત હોય છે, અને સર્વવિરતિધારક સાધુમહાત્માને આ યોગ સર્વત હોય છે જ બીજા વ્રત વિનાના માત્ર સમ્યગ્ દર્શનીને કે અપુનર્બધકને માત્ર યોગબીજ જ હોય છે એમ કેટલાક ગીતાર્થ મુનિઓનો મત છે ૩ ।

**ભાવાર્થ** —દેશચારિત્રવત તથા સર્વચારિત્રવતને પૂર્વ ગાથામા કહેલા પાચ સ્થાનાદિ રૂપયોગ નિશ્ચય હોય છે, ક્રિયારૂપ યોગ તથા જ્ઞાનયોગ એ બને પ્રકારના યોગ ચારિત્રમોહનીય કર્મના ક્ષયોપશમ ભાવ થવાથી

પ્રગટ થાય છે, તેથી એમ નિશ્ચય થાય છે કે અધ્યાત્મ (જ્ઞાન) આદિ યોગની પ્રવૃત્તિ ચારિત્રની પ્રાપ્તિના આરંભથી પ્રગટ થાય છે એ માટે યોગબિંદુમા શ્રી હરિભદ્ર સૂરિજી જણાવે છે કે —

देशादिभेदतश्चित्र-मिद चोक्त महात्मभि ।
अत्र पूर्वोदितोयोगोऽध्यात्मादिः सप्रवर्त्तते ॥

અર્થ —અધ્યાત્મયોગી પરમ મહર્ષિ જણાવે છે કે અહિ દેશથી અને સર્વથી એમ બે પ્રકારના ચારિત્ર ચારિત્રાવર્ણીય કર્મના વિચિત્ર પ્રકારના ક્ષયોપશમભાવવડે અનેક પ્રકારના છે તેમા અધ્યાત્મ, ભાવના, આધ્યાન, સમતા અને વૃત્તિસક્ષય આ પાચ અધ્યાત્મ આદિ પ્રવર્તે છે અધ્યાત્મ— પોતાને યોગ્ય ધર્મપ્રવૃત્તિથી યુક્ત વ્રત, પ્રત્યાખ્યાન પાળતો છતો મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય, માધ્યસ્થ આદિ ભાવયુક્ત જીવાદિ તત્ત્વને શાસ્ત્રવડે વિચારે-ચિંતવે (૧) ભાવના—અશુભ માનસિક પ્રવૃત્તિઓને રોકવાનો અભ્યાસ કરે અને અધ્યાત્મભાવનો જ નિત્ય વધારો કરે (૨) આધ્યાન—પ્રશસ્ત વા યોગ્ય જિનપ્રતિમા, જિનગુણચિંતવન, અધ્યાત્મસ્વરૂપ વિચારણા, જિનનામ આદિમાથી એક અર્થને લક્ષ કરીને, હલનચલન કર્યા વિના કાયાને સ્થિર કરીને ઉત્પાદ, વ્યય અને ધ્રુવ એ ત્રિપદીવડે મનને અતિસૂક્ષ્મ ઉપયોગવાળુ કરે તેને આધ્યાન કહે છે (૩) સમતા—અજ્ઞાનભાવથી કલ્પના કરેલા ઇષ્ટ અથવા અનિષ્ટ સકલ્પવિકલ્પોનો ત્યાગ કરે,

આપણને આધ્યભાવના યોગે અનુકૂળ હોય અગર પ્રતિકૂળ હોય તેવા શત્રુ અગર મિત્ર ઉપર તથા પોતાના શરીર પ્રત્યે અથવા પર-આત્મા પ્રત્યે વિકટ સંયોગોમાં પણ સમાન ભાવ રાખે અને રાગ-દ્વેષથી દૂર રહે તે સમતાવાન કહેવાય (૪) વૃત્તિસંક્ષય-મનથી થતા સંકલ્પ-વિકલ્પોને તથા શરીરવડે થતુ હલનચલન તથા મિત્ર, બાંધવ, સ્ત્રી, પુત્ર અને અનુકૂળ ભોજ્ય પદાર્થ અગર ભોગ્ય વસ્તુનો મેળાપ-સંબંધ કરવાની ચિત્ત વૃત્તિનો ત્યાગ કરવો, પછીથી આ વૃત્તિઓ મનમા ન આવવા દેવી તેને વૃત્તિસંક્ષય કહે છે (૫) હવે તે અધ્યાત્મ આદિ ભાવો તો ધ્યાન આદિ કયા યોગોમા અંતર્ભાવ થાય છે તે અહિંયા જણાવે છે

( ૧ ) અધ્યાત્મ —દેવસેવા, ગુરૂભક્તિ, મંત્રજાપ, તત્ત્વનો વિચાર, વ્રત-પ્રત્યાખ્યાન, દાન, શીલ આદિ અનેક ભેદોથી યુક્ત હોવાથી અધ્યાત્મનો સ્થાન-ઊર્ણ અર્થમા યથાયોગ્ય અંતર્ભાવ થાય છે ( ૨ ) ભાવના-મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય, માધ્યસ્થ્યાદિ ભાવના ભાવવા યોગ્ય હોવાથી ઊર્ણ અને અર્થમા જ અંતર્ભાવ થાય છે (૩) આધ્યાન-ધર્મધ્યાન અને શુકલધ્યાન એમ બે પ્રકારના ધ્યાન છે તેમા આજ્ઞાવિચય, અપાયવિચય, વિપાકવિચય અને સંસ્થાનવિચય આ ચાર પ્રકારના ધર્મધ્યાનનો આલંબન યોગમા અંતર્ભાવ થાય છે, તેમજ શુકલ ધ્યાનના (૧) પૃથક્ત્વવિતર્ક (૨) એકત્વવિતર્ક આ બે ભેદ પણ આત્મતત્ત્વ ચિંતનરૂપ હોવાથી સાલંબન

યોગમા અતર્ભાવ થાય છે, અને અપ્રમક્રિયાઅપ્રતિપાતિ અને વ્યુપરતક્રિયાનિવૃત્તિ એમ બે પ્રકારના શુક્લધ્યાનનો નિરાલબન યોગમા અતર્ભાવ થાય છે (૪) સમતા-સુખદુખમા સમભાવ હોવાથી અને સકલ્પવિકલ્પનો વિનાશ થવાથી તેનો નિરાલબન યોગમા અતર્ભાવ થાય છે (૫) વૃત્તિસક્ષય-મનના સકલ્પવિકલ્પનો વિનાશ થવાથી અને શરીરનુ હલનચલન પણ બધ થતુ હોવાથી તેનો પણ નિરાલબન યોગમા અતર્ભાવ થાય છે, તેથી દેશચારિત્રી અને સર્વચારિત્રીઓને જ સ્થાનાદિ યોગમા પ્રવૃત્તિ સભવે છે એમ સિદ્ધ થાય છે

હવે કોઇ શકા કરે કે જો દેશથી અને સર્વથી ચારિત્ર વતને સ્થાનાદિ યોગની પ્રાપ્તિ થાય તો એવા ચારિત્ર વિનાના વ્યવહારથી શ્રદ્ધા અને ધર્મ આચિરા પ્રવૃતિ કરનારા શ્રાવ કોને સ્થાનાદિ યોગની ક્રિયા ફળ વિનાની જ થાય ?" આશકાના જવાબમા કહે છે કે-દેશ અને સર્વ ચારિત્રથી રહિત એવા સમકિતવત અને માર્ગાનુસારી ગુણવત આત્માઓને માત્ર યોગબીજ જ હોય છે તેમા કેટલા એક વ્યવહારનયને પ્રધાન માનનારા પૂર્વધરો કહે છે કે-

मोक्षकारणीभूतचारित्रतत्त्वसंवेदना तर्भूतत्त्वेन स्थानादिकं चारित्रिण एव योग अपुनर्बंधकस्यसम्यग्दृष्टेोऽस्तुतद्योगबीजम् ।

અર્થ —મોક્ષના કારણરૂપ ચારિત્ર અને તત્ત્વજ્ઞાન જેની અદર છે એવા સ્થાનાદિકવાળુ ચારિત્ર તે જ યોગ કહેવાય છે જ્ઞાન અને ક્રિયા એ બને" યોગ છે,' અપુન

ર્બંધક અને સમ્યગ્દૃષ્ટિનીને યોગબીજ માત્ર જ હોય છે અપુનર્બંધક—જેમને ઉત્કૃષ્ટ કર્મની અવસ્થા ફરીથી બાધવાની નથી હોતી, તેવા આત્માઓને તે યોગબીજ અવશ્ય હોય છે, એમ નિશ્ચયનયવાદીનો મત છે વ્યવહારનય આદિના મત પ્રમાણે યોગબીજ પણ ઉપચારથી યોગ જ છે, તેમજ અપુનર્બંધકો અને સમ્યક્ત્વવત પણ સ્થાન આદિ યોગના સ્વામી હોય છે નિશ્ચયનયના મતથી ચારિત્રવત શ્રાવક અને સાધુઓ જ સ્થાનાદિ યોગના સ્વામી હોય એમ બનેના મતમા ભિન્નતા છે વ્યવહારનય અને નિશ્ચયનયના આ પ્રમાણે ભિન્નમત છે

अपुनर्बन्धकस्याऽय, व्यवहारेण तात्त्विक ।
अध्यात्मभावनारूपो, निश्चयेनोत्तरस्य तु ॥

योगबिन्दु ( ३६८ )

અર્થ—વ્યવહારનયના મત પ્રમાણે અપુનર્બંધક તેમજ સમ્યગ્દૃષ્ટિ આત્માઓ ક્રમે ક્રમે ચારિત્રમોહનીય કર્મના ક્ષયોપશમ અગર ક્ષાયિકભાવ અથવા ઉપશમભાવ પામીને ચારિત્ર( ક્રિયા જ્ઞાનયોગ )ને પ્રાપ્ત કરે છે, માટે તે અપુનર્બંધક સમ્યગ્દૃષ્ટિ ચારિત્રયોગનુ કારણ હોવાથી અહીં ઔપચારિક ભાવે કારણમા કથચિત્ કાર્યપણુ કહેલુ છે નિશ્ચયનયના મત પ્રમાણે તો અધ્યાત્મ ચારિત્રવત સાધુ અને શ્રાવકોને જ સ્થાનાદિ યોગનુ સ્વામિત્વ હોય છે

તેરી જ રીતે સકૃત બધકોને પણ યોગનો અભ્યાસ હોય તે જણાવે છે–યોગબિન્દુ શ્લોક ૩૬૯

भवृदावर्त्तनादीना- मतात्त्विक उदाहृत ।
प्रत्यपायफलप्राय-स्तथा वपादिमानत ॥

અર્થ —સકૃતબધક એક વખત કર્મની ઉત્કૃષ્ટ સ્થિત બાધનાર જીવાત્માઓ અને બે વખત કર્મની [illegible] બાધનાર આત્માઓને સ્થાનાદિક યોગનુ [illegible] ન હોવાથી તેમને વ્યવહાર અને નિશ્ચયથી [illegible] નથી, પરતુ સાધુઓને વેષાદિવડે કઈક [illegible]ગાદિની ક્રિયા દેખાય તે તો અભ્યાસમાત્ર અશુદ્ધ જ છે

આ પ્રમાણે સ્થાનાદિ યોગના આરાધકોનુ વિવેચન કરીને હવે સ્થાનાદિ યોગના ભેદ-પ્રભેદ જણાવે છે —

मूलम्–इक्किक्को य चउद्धा, इत्थ पुण तत्तओ मुणयव्वो ।
इच्छापवित्तिथिरसिद्धि–भेयओ समयनीईए ॥ ४ ॥

छाया–एकैकश्च चतुर्द्धा, अत्र पुनस्तत्त्वतो ज्ञेय. ।
इच्छाप्रवृत्तिस्थिर–सिद्धिभेदत समयनीत्या ॥ ४ ॥

અર્થ —સ્થાન આદિ દરેક યોગને તત્ત્વદૃષ્ટિથી વિચારતા એક એકના ચાર ભેદ થાય છે ને ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થિરત્વ અને સિદ્ધિ એમ શાસ્ત્રમા કહ્યા છે

ભાવાર્થ —સ્થાન, ઊર્ણ, અર્થ, આલબન અને નિરાલબન આ પાચ યોગને જ્ઞાન અને ક્રિયા એ બે ભાગમા વહેચ્યા છે

તે અપેક્ષાએ કરીને એ સ્થાન આદિના એક એકના ચાર ચાર ભેદ સામાન્ય તત્ત્વદૃષ્ટિથી જાણવા, તે ઈચ્છા, પ્રવૃત્તિ, સ્થિરતા અને સિદ્ધિ એમ યોગશાસ્ત્રને પ્રતિપાદન કરનારા જણાવે છે

मूलम्–तज्जुत्तकहापीईइ–संगया विपरिणामिणी इच्छा ।
सव्वत्थुवसमसारं, तप्पालणमो पवित्तीउ ॥ ५ ॥
तहचेव एयबाहग–चिंतारहियं थिरत्तणं नेयं ।
सव्वं परत्थसाहग–रूवं पुण होइ सिद्धित्ति ॥ ६ ॥

छाया–तद्युक्तकथाप्रीत्या, संगता विपरिणामिनी इच्छा ।
सर्वत्रोपशमसारं, तत्पालनं प्रवृत्तिस्तु ॥ ५ ॥
तथैवैतद् बाधक–चिन्तारहितं स्थिरत्वं ज्ञेयम् ।
सर्वं परमार्थसाधक–रूपं पुनर्भवति सिद्धिरिति ॥ ६ ॥

અર્થ —સ્થાનાદિ યોગથી યુક્ત જે મુનિકથાને પ્રીતિવડે સાંભળીને તે સ્થાનાદિ યોગ સહિત પ્રથમ યોગ સાધવાના પરિણામવાળી બુદ્ધિ થાય તે ઈચ્છાયોગ કહેવાય (૧) સર્વ સ્થાનાદિકોને ઉપશમ ભાવપૂર્વક પાલન કરવુ તે પ્રવૃત્તિ યોગ (૨) જાણવો ॥ ૫ ॥ તેજ પ્રમાણે તે સ્થાનાદિક યોગોને બાધ કરનાર એવા ભાવની ચિંતા ન કરવી તે સ્થિરપણુ જાણવુ, (૩) તેમજ સર્વ પરમાર્થ સાધકરૂપ જે શુભ પરિણામ હોય તે સિદ્ધિયોગ (૪) જાણવો ॥ ૬ ॥

ભાવાર્થ–પૂર્વે કહેલા સ્થાનાદિ યોગના આરાધક સમકિતી શ્રાવક અથવા મુનિની શુભ કથા સાંભળ-

વાંમા બહુ પ્રીતિ થાય, વળી તે કથાના પરમાર્થના બોધથી અત્યત હર્ષોલ્લાસ થાય, તેથી પણ વધારે તે યોગની આરાધના પ્રત્યે આદર-બહુમાન થાય અને તેથી પોતાના હર્ષોલ્લાસવડે તે સ્થાનાદિ યોગના અભ્યાસ કરવાના શુભ પરિણામ થાય, તેમજ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ વિગેરે પ્રતિકૂળ હોવા છતા પણ સ્થાનાદિ યોગને આરાધવા પોતાની શક્તિ પ્રમાણે ક્રિયા કરે તે ઇચ્છાયોગ કહેવાય છે પ્રવૃત્તિ-પોતે અનુકૂળ તથા પ્રતિકૂળ સંયોગોમા પણ ઉપશમભાવની પ્રધાનતા રાખીને શક્તિ અનુસાર સ્થાનાદિ યોગને વિધિપૂર્વક આરાધે અને આત્માનો વીર્યોલ્લાસ વધે ત્યારે શાસ્ત્રમા કહ્યા પ્રમાણે સર્વ અગ અને ઉપાગ સહિત પૂર્ણ યોગનો અભ્યાસ કરે તે પ્રવૃત્તિયોગ કહેવાય સ્થૈર્ય તથા પ્રવૃત્તિયોગની પેઠે ઉપશમભાવની પ્રધાનતાવડે સ્થાન, ઊર્ણ, અર્થ સાલબન અને નિરાલબનયોગને આરાધે તેમજ પરીષહનો યોગ થાય તો પણ અતિચાર ભાવની ચિતા ન રહે એવી માનસિક અવસ્થા નિડર બને તે યોગાવસ્થાને સ્થિરયોગ કહે છે- પ્રવૃત્તિયોગમા અતિચારનો ભય હોય છે, કારણ કે ત્યા ચિત્તની ચચલતા છેતેલી હોતી નથી, અને સ્થિર યોગીના મનની અવસ્થા રત્નનીપ્રભાની પેઠે સ્થિર હોય છે, એટલે વિશેષ અતિચારવડે બાધકની ચિતા વિના મણિ પ્રભાની પેઠે સ્થિરભાવે સ્થાનાદિ યોગને આરાધે છે, તે સ્થિરયોગ છે પ્રવૃત્તિ અને સ્થિરતામા ભેદપણુ આ પ્રમાણે છે

પ્રવૃત્તિરૂપ સ્થાન આદિ યોગની આરાધના અતિચારવાળી હોવાથી બાધકની ચિંતાવાળી હોય છે, પ્રાથમિક અભ્યાસ શુષ્ક હોવાથી અને સ્થિરયોગમા તે સ્થાનાદિકનો અભ્યાસ અતિ દૃઢ થએલ હોવાથી ચિત્તનો આર્ત્ત તથા રૌદ્રધ્યાનનો સસર્ગ બધ થાય છે, તેથી પ્રતિબાધક વએલ છે એવા પ્રકારના સ્થાનાદિ યોગ અતિ શુદ્ધતાવાળા થાય છે, તેવો નિત્યનો અભ્યાસ વધવાથી પુદ્ગળ ભાવની લાલચરૂપ બાધક ભાવ સ્થિર યોગમા નથી અતિચારરૂપ બાધકની ચિંતા વિના સર્વ સ્થાનાદિ યોગના આરાધકો ઉપશમ ભાવરૂપ ફળને પ્રાપ્ત કરવા છતા પરાર્થ સાધક થાય છે પોતાના શિષ્ય ભગર બીજા જેઓ સ્થાનાદિ યોગની સાધના કરતા હોય તેમા તેઓને જે વિઘ્ન આવતા હોય તેમને પોતાની સિદ્ધિવડે દૂર કરી સમાન ફળવાળા સિદ્ધ બનાવે તેવુ જેનુ સ્વરૂપ છે તેને સિદ્ધયોગ કહેવાય છે સ્થાનાદિ યોગના અભ્યાસના બળથી અહિંસાભાવ જેમને સિદ્ધ થાય છે તેવા તીર્થંકર અથવા લબ્ધિવંત મુનિ વિગેરેની પાસે જન્મથી હિંસક પ્રાણીઓ પણ હિંસા કરી શકતા નથી, એટલુંજ નહીં પણ તેમની ક્રૂર ભાવના પણ નષ્ટ થાય છ તેમજ સત્યભાવની તથા અચૌર્યભાવની સિદ્ધિ કરનાર યોગી પાસે કોઇ અસત્ય બોલી શકતું નથી કિંવા ચોરી પણ કરી શકતુ નથી

પરમ શુદ્ધ બ્રહ્મચર્ય જેણે સિદ્ધ કર્યું છે તેવા બ્રહ્મચારી યોગીની પાસે કોઇ અનીતિ પણ ... [illegible]

छाया–एते च चित्ररूपा–स्तथा क्षयोपशमयोगतो भवन्ति ।
तस्य तु श्रद्धाप्रीत्या–दि योगतो भव्यसत्त्वानाम् ॥७॥

**અર્થ**—સ્થાનાદિ યોગના જ ઉપર કહેલા ઇચ્છાદિ યોગો અનેક પ્રકારના છે, તેમજ તેઓ ક્ષયોપશમના યોગે કરીને પ્રાપ્ત થાય છે વળી તે શ્રદ્ધા અને પ્રીતિ વિગેરેના યોગથી ભવ્ય પ્રાણીઓને પ્રાપ્ત થાય છે

**ટીકાર્થ**—ઇચ્છાદિ ચાર યોગ અનેક પ્રકારના છે પરસ્પર–એક બીજા ભિન્ન ભિન્ન પ્રકારના હોવાથી તેમજ સ્થાનાદિ યોગથી અધિકાર કરાયેલા તે ઇચ્છાદિયોગ અસખ્યાત ભેદ યુક્ત થાય છે આવા પ્રકારના સ્થાનાદિ યોગના અતર્ભૂત ઇચ્છાદિ યોગ હોય તે પ્રકારની બુદ્ધિ તે શ્રદ્ધા (૧) તે યોગનાં ક્રિયા–અનુષ્ઠાન કરવામા આનદ માનવો તે, પ્રીતિ, તેમા ધૈર્ય રાખવુ તે ધૃતિ, તે યોગનો અનુભવ કરવો તે ધારણા એ પ્રમાણે પ્રીતિ અને શ્રદ્ધા આદિના યોગથી મોક્ષગમન માટે અપુનર્બધક અસખ્ય કૃપાવત જીવોને પણ તેવા પ્રકારના ક્ષયોપશમ ભાવની વિચિત્ર સપત્તિવડે સ્થાનાદિ અથવા ઇચ્છાદિયોગને પ્રગટ કરે છે અર્થાત્ ઇચ્છાદિ યોગને પ્રગટ કરવામા ક્ષયોપશમ ભાવના ભેદરૂપ પ્રણિધાનાદિનુ હેતુપણુ છે એમ સમજવુ આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે–જેને જેટલા પ્રમાણમા ક્ષયોપશમભાવ પ્રગટ્યો હોય તેને તેટલા પ્રમાણમા ઇચ્છાદિ સપત્તિની સાથે સ્થાનાદિ યોગ પ્રગટે છે મોક્ષ માર્ગ માટે આગળ જણાવેલ ક્રિયા અનુષ્ઠાનમા પ્રવૃત્ત થએલ

આત્માને કદાચિત્ તેવા પ્રકારના ક્ષયોપશમના અભાવે સૂક્ષ્મબોધ ન થયો હોય તો પણ માર્ગાનુસારી ગુણ તો હણાતો જ નથી એમ નિશ્ચય જાણવું એવો શાસ્ત્રકારોનો મત છે ઇચ્છાદિયોગના હેતુ કહ્યા હવે તેમના કાર્ય જણાવે છે

મૂલમ્—अणुकंपा निव्वेओ, संवेगो होइ तहय पसमु त्ति ।
एएसिं अणुभावा, इच्छाईण जहासंखं ॥ ८ ॥

છાયા—अनुकम्पा निर्वेद , संवेगो भवति तथा प्रशमश्च ।
एतेषामनुभावा, इच्छादीना यथा सङ्ख्यम् ॥ ८ ॥

અર્થ—અનુકંપા, નિર્વેદ, સંવેગ અને પ્રશમ આ ચાર ઇચ્છાદિકોના કાર્ય છે, ઇચ્છાનું કાર્ય અનુકંપા, પ્રવૃત્તિનુ નિર્વેદ, સ્થિરતાનુ સંવેગ અને સિદ્ધિનુ પ્રશમ એમ અનુક્રમે કાર્ય જાણવા

ભાવાર્થ—(૧) અનુકંપા–દ્રવ્ય અને ભાવ એમ બને પ્રકારના દુઃખથી પીડાયેલાના દુઃખોને દૂર કરવાની ઈચ્છા તે અનુકંપા (૨) નિર્વેદ–સ્ત્રી કુટુંબ આદિ સર્વ પરિવાર સ્વાર્થમય હોય છે, તેઓ સુખ–દુઃખમા ભાગ લેનાર નથી, તેથી તેઓમા કિંચિત્ માત્ર પણ સુખ સ્થાન નથી એમ જાણી આ સંસારને અસાર–નિર્ગુણ સમજી સંસારરૂપ બંદીખાનેથી મુક્ત થવા માટે જે તીવ્ર અભિલાષા તેને નિર્વેદ કહે છે (૩) સંવેગ–દેવોના ભોગ પણ ક્ષણિક–વિનશ્વર હોવાથી અંતે નાશવંત છે અને પરમ સુખનુ

ધામ સ્થાન ફક્ત મોક્ષ જ છે માટે તેને મેળવવા પરમ પુરુષપ્રણીત રત્નત્રયી ( જ્ઞાન, દર્શન અને ચારિત્ર )ને આરાધવાની પ્રવૃત્તિ તે સવેગ (૪) પ્રશમ–ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કામ, વિષયાભિલાષ અને તૃષ્ણા આદિ મોહનીયનો ઉપશમ કરવો ને કષાયોને દબાવવા તે પ્રશમ કહેવાય નિર્વેદ વિગેરે ઇચ્છાદિકની પછીથી થતા હોવાને લીધે તેઓ યોગના જ કાર્ય છે તેઓ સમ્યક્ત્વના જ કાર્યરૂપ લિંગ છે, એમ આગમમા પ્રસિદ્ધ છે યોગના અભ્યાસથી મેળવેલ અનુભવસિદ્ધ પુરુષોના મત પ્રમાણે અનુકંપા વગેરે ઇચ્છાદિયોગના કાર્ય છે વાસ્તવિક રીતે તો સમ્યક્ત્વનો લાભ થયે છતે પણ વ્યવહારથી ઇચ્છાદિક યોગની પ્રવૃત્તિથી જ અનુકંપાદિ ભાવનો પરિણામ થાય છે, એ જ તેની સિદ્ધ પ્રમાણતા છે, જ્યા અનુકંપાદિ સામાન્ય હોય ત્યા ઇચ્છાદિ યોગ પણ સામાન્ય જ હોય છે તેવી જ રીતે અનુકંપાદિ વધુ હોય ત્યા ઇચ્છાદિક યોગ અધિક જાણવો, માટે ઇચ્છાદિકને અનુકંપાદિકનો હેતુ માનવો, એ ન્યાયસિદ્ધ છે તે જ કારણથી પ્રશમ, સવેગ, નિર્વેદ અને અનુકંપા એ આસ્તિક્યરૂપ લક્ષણો તે સમ્યક્ત્વના ગુણ રૂપે છે, તેનો પશ્ચાનુપૂર્વીથી જ લાભ જાણવો એમ સદ્ધર્મવિંશિકામા જણાવ્યુ છે ॥૮॥

" पयईयय कम्माण, वियाणिउ वा विवागम सुह ति । "
अवरद्धे वि न कुप्पइ, उवसम ओ सव्वकाल पि ॥ १० ॥

प्रकृतीश्च वा कर्मणा विज्ञाय वा विपाकमशुभमिति ।
अपराद्धेऽपि न कुप्यति, उपशमात्सर्वं कालमपि ॥ १० ॥

"સમ્યગદૃષ્ટિ આત્મા અનુભવદ્વારા આઠે કર્મની સર્વ પ્રકૃતિ અને તેના શુભાશુભ-સુખદુ ખરૂપ વિપાકને જાણીને તેમ સવદા ઉપશમ ભાવમા રહેવાપણુ હોવાથી તેના અપરાધી આત્મા જણાય છતા પણ કદી તેની ઉપર કંઇ ક્રોધ કરતો નથી તેને ઉપશમભાવી જાણવો (૧૦)

नरविबुहेसरसुक्खं दु क्खं, चियभावओ उ मन्नतो ।
संवेगओ न मुक्खं मुत्तूण किंपि पत्थेइ ॥ ११ ॥

नरविबुधेश्वरसौख्यं दु खमेव भावतस्तु मन्यमान ।
संवेगतो न मोक्ष, मुक्त्वा किमपि प्रार्थयते ॥ ११ ॥

સવેગભાવમા રમણતા કરતો આત્મા 'ચક્રવર્તી તથા ઇન્દ્રના સુખને ભાવથી દુ ખરૂપ માનતો છતા કેવળ મોક્ષસુખની જ વાચ્છા પ્રાર્થના કરે છે તેને સવેગ ભાવ કહે છે (૧૧)

दट्ठुण पाणिनिवहं, भीमे भवसागरम्मि दुक्खत्तं ।
अविसेसओऽणुकंपं, दुहा वि सामत्थओ कुणई ॥१२॥

दृष्ट्वा प्राणिनिवह, भीमे भवसागरे दु खार्त्तम् ।
अविशेषतोऽनुकम्पा, द्विधाऽपि सामर्थ्यत करोति ॥१२॥

ક્ષયંકર એવા ભવસાગરમા દુ ખથી પીડાતા પ્રાણિ સમૂહને જોઈ સર્વસામાન્ય રીતે સર્વ પ્રાણીઓ ઉપર

દ્રવ્ય અને ભાવથી શક્તિ પ્રમાણે અનુકંપા ધારણ કરે તે અનુકંપા ભાવ જાણવો. (૧૨)

नारयतिरियनरामरभवेसु निव्वेय ओ वसइ दुक्खं।
अकय परलोयमग्गो ममत्तविसवेगरहिओ वि ॥ १३ ॥

नारकतिर्यङ्नरामरभवेषु निर्वेदाद्वसति दुःखम् ।
अकृतपरलोकमार्गो ममत्वविषवेगरहितोऽपि ॥ १३ ॥

સમ્યગ્દૃષ્ટિ મહાનુભાવો વિચારે છે કે મમ બુદ્ધિરૂપ વિષના વેગ રહિત છતાં નથી આચર્યો પરલોકમાર્ગ-ચારિત્રધર્મ જેણે એવા જીવને નરક, તિર્યંચ, માનવ અને દેવ ભવની અંદર દુઃખ અનુભવવું પડે છે જન્મમરણ ધારણ કરવા પડે છે આવી રીતે વિચારતા અનુભવના ચતુર્ગતિરૂપ સંસારથી નિર્વેદ-ખેદ થાય, ભોગને રોગ માને, શત્રુ મિત્રને સમાન ગણે તેવા ભાવને નિર્વેદ કહે છે (૧૩)

मन्नइ तमेव सच्चं नीसंकं जं जिणेहिं पण्णत्तं ।
सुहपरिणामो, सम्मं कंखाइ विसुत्तिया रहिओ ।१४।।
मन्यते तदेव सत्यं निःशंकं यज्जिनैः प्रज्ञप्तम् ।
शुभपरिणामः, सम्यं काङ्क्षादिविस्रोतसिकारहितः ॥१४॥

જે જિનેશ્વર દેવોએ યથાર્થ વસ્તુસ્વરૂપ તત્ત્વની પ્રરૂપણા કરી છે-તે કદાચ ક્ષયોપશમના અભાવે બુદ્ધિ ગમ્ય ન પણ થાય છતાં તે જ વસ્તુ સત્ય છે,

એમ નિશ્ચયપણે માને ૧ શંકા, દેવ, ગુરૂ અને ધર્મમાં શંકા સંશય કરે તે ૨ કાંક્ષ-અન્ય મતની ઈચ્છા ૩ વિતિગિચ્છા-ધર્મ ઉપર દુગચ્છા-અરૂચીભાવરૂપ અજીર્ણ આ બધાથી રહિત-શુદ્ધભાવે વસ્તુતત્વને યથાર્થ રૂપે માને તેને આસ્તિક્યભાવ કહે છે (૧૪)

पच्छाणुपुव्विओ पुण गुणाणमेएसि होइ लाहकमो ।
पाहन्नओ उ एव विन्नेओ सिं उवन्नासो ॥ १८ ॥

पश्चानुपूर्व्या पुनर्गुणानामेतेषां भवति लाभक्रम ।
प्राधान्यतस्त्वेव विज्ञेय एषामुपन्यास ॥ १८ ॥

આ પ્રથમ કહ્યા પ્રમાણે ઉપશમ, સંવેગ, નિર્વેદ, આસ્તિક્યતા તથા અનુકંપા-એ પાંચ શુભ ભાવરૂપ ગુણોનો પશ્ચાનુપૂર્વિક ક્રમથી-ઉલટા ક્રમથી પ્રથમ લાભ થાય છે જેમ ૧-અનુકંપા, બીજી આસ્તિક્યતા, ત્રીજી નિર્વેદતા, ચોથી સંવેગતા તથા પાંચમી ઉપશમતા આ પ્રમાણે ભાવને મેળવે છે અને જે ક્રમ જણાવ્યો છે તે ગુણોનું બહુમાન તથા પ્રધાનપણું દર્શાવવા માટે લખ્યો છે આત્માર્થી જનો ઉત્તમ ગુણો મેળવી સમ્યક્ત્વ નિર્મળ કરી પરમ સુખ મેળવે (૧૮) આ પાંચ સમ્યક્ત્વના ચિન્હ છે તે વડે ઇચ્છાદિક યોગ નાશ્ય થાય છે ॥ ૮ ॥

એ પ્રમાણે હેતુના ભેદથી અનુભવનો પણ ભેદ થાય તે જ પ્રમાણે ઇચ્છાદિક યોગોના ભેદનું વિવેચન કર્યું, તેમજ એક એક યોગનાસ્થાન, ઊર્ણ, અર્થ, આલંબન અને નિરાલંબન એ પાંચમાં ઇચ્છા, પ્રીતિ, સ્થૈર્ય

અને સિદ્ધિ એમ ચાર ચાર ભેદ ગુણતા વીશ ભેદ થાય છે, તે વીશ ભેદને ઈચ્છાદિરૂપ પ્રતિભેદથી ગુણતા એંશી ભેદ થાય છે, તેવી રીતે યોગનો યથાર્થ અનુભવ બતાવીને હવે સ્થાન આદિક યોગની સામાન્ય રીતે યોજના કરીને બતાવે છે

मूलम्–एव ठियमि तत्ते, नाएण उ जोयणा इमा पयडा ।
चिइवदणेण नेया, नवर तत्तण्णुणा सम्म ॥ ९ ॥

छाया–एव स्थिते हि तत्त्वे, ज्ञातेन तु योजना प्रगटा ।
चैत्यवन्दनेन ज्ञेया, केवल तत्त्वज्ञेन सम्यग् ॥ ९ ॥

અર્થ—એ પ્રમાણે યોગતત્ત્વની વ્યવસ્થા પ્રગટ હોયે છતે ચૈત્યવદનના દૃષ્ટાત માત્રે આ યોજના કરીને સારી રીતે ઘટાવીને તત્ત્વજ્ઞ પુરુષોએ જાણવી ॥ ૯ ॥

ભાવાર્થ—ઉપર જણાવ્યા પ્રમાણે સ્થાનાદિક યોગના વિશેષરૂપે ઇચ્છાદિક પ્રતિભેદવડે એંશી ભેદ થાય છે, પરતુ સામાન્ય રીતે તો સ્થાન, ઊર્ણ, અર્થ, સાલબન અને નિરાલબન એ પાચ જ ભેદો છે એમ યોગતત્ત્વજ્ઞશકારોએ વ્યવસ્થા કરેલ છે, તે ચૈત્યવદનના દૃષ્ટાતથી તે ક્રિયાના અભ્યાસમા તત્પર થયેલા પુરુષને પ્રગટ રીતે પ્રાપ્ત થાય છે, એમ તત્ત્વજ્ઞ પુરુષોએ યથાર્થ ઘટાવવુ, હવે તે દૃષ્ટાત કહે છે —

मूलम्–अरिहतचेइयाण, करेमि उस्सग्ग एवमाइय ।
सद्धाजुत्तस्स तहा, होइ जहत्थ पयन्नाणम् ॥ १० ॥

छाया—अर्हच्चैत्येभ्य , करोम्युत्सर्गमनमादिकम् ।
श्रद्धायुक्तस्य तथा, भवति यथार्थं पदज्ञानम् ॥१०॥

અર્થ—'અરિહંતચેઇયાણં કરેમિ કાઉસ્સગ્ગ " આ ચૈત્યવંદન પદ છે, તેને શ્રદ્ધા-ભક્તિ સહિત ગણનારને ... ા, શુદ્ધ વર્ણ ઉચ્ચારવાથી અર્થયોગ-પદાર્થનું યથાર્થ જ્ઞાન થાય છે ॥ ૧૦ ॥

વિશદાર્થ—" अरिहंतचेइयाणं करेमि काउसग्ग " અરિહંતના ચૈત્ય પ્રતિમા, તેમજ સમ્યગ્ નિરાવર્ણ દર્શન, જ્ઞાન અને ચારિત્રમય આત્માને ધારણ કરનાર દેહને ઉદ્દેશી હું કાયાના વ્યાપારનો ત્યાગ કરું છું શ્રી અરિહંત પ્રભુનુ પૂજન, અર્ચન અને સત્કાર માટે શ્રદ્ધા, પ્રીતિ, ... ધારણા સહિત ચૈત્યવંદન દંડકની ક્રિયા કરનારા ... સાવધાનતાપૂર્વક શુદ્ધતા સહિત વ્યંજન અને સ્વર ... સુંદર સ્વરથી અનુપૂર્વી લક્ષણવડે ઉચ્ચાર કરતા સત્ય અર્થનો બોધ થાય છે પરમ શુદ્ધ ઉચ્ચારમા પદદોષ ન હોવાથી ઊર્ણયોગની, (સબ્દયોગની) સિદ્ધિ થાય છે, કારણ કે સમ્યગ્ જ્ઞાનનુ કારણ ઠાનમા પડતા સત્ય ઉચ્ચારાયેલા પદને આધીન છે એમ સમજવુ ॥૧૦॥

मूलम्—एय चत्यालवण—जोगओ पायमविवरीय तु ।
इयरंमि ठाणाइसु, जत्तपराण पर सेय ॥ ११ ॥

छाया—एतच्चार्थालम्बन—योगतत्र प्रायमविपरीत तु ।
इतरेषां स्थानादिषु, यत्नपरता पर श्रेय ॥ ११ ॥

અર્થ—એ પ્રમાણે સમ્યગ્ તત્ત્વનુ યથાર્થ જ્ઞાન અર્થયોગ, આલબન યોગવાળા પુરુષોને ઘણુ કરીને સાક્ષત્ મોક્ષદાયક છે, તે સિવાયના સ્થાન અને ઊર્ણ વિગેરે યોગના અભ્યાસકોને પણ પરપરાએ મોક્ષપદ પ્રાપ્ત થાય છે

**ટીકાર્થ**—આ પરમ શુદ્ધ ચૈત્યવદન દડકના પદનુ પૂર્ણ જ્ઞાન અને ઉપદેશપદમા શ્રી હરિભદ્રસૂરિએ કરેલ પદવાકય, મહા વાકયની રીતિ પ્રમાણે ચૈત્યવદન આદિ શાસ્ત્રનુ અથવા પરમાર્થનુ યથાથ જ્ઞાન અને આલબન, ચૈત્યવદન, બૃહત્ દેવવદનમા પહેલા " અરિહતચેઇયાણુ કરેમિ કાઉસ્સગ્ગ " આ સૂત્ર દડકવડે જે તીર્થંકરને ઉદ્દેશી ક્રિયા શરૂ કરી હોય તેમની સ્તુતિ, બીજા " સવ્વ-લોએ અરિહતચેઇયાણુ કરેમિ કાઉસ્સગ્ગ " દડકવડે સર્વ જિનવરોની સ્તુતિ, ત્રીજા-" પુખ્ખરવરદીવડ્ઢે " આ દડકથી પ્રવચન-જિનવચનની સ્તુતિ અને ચોથા ' સિદ્ધાણુ બુદ્ધાણુ " એ દડકવડે સમ્યગ્દૃષ્ટિ દેવની સ્તુતિ કરાય, આ રીતે ચૈત્યવદન ક્રિયામા તેને યોગ્ય આસન કરવાથી સ્થાનયોગ શુદ્ધ વર્ણ, પદ અને વાક્યથી યુક્ત સહિતાના ઉચ્ચારવડે ઊર્ણયોગ અને તેના અર્થના ઉપ યોગવાળાને અર્થયોગ તથા એકાગ્ર ચિત્તવાળાને ઘણુ કરીને અત્યત ઇષ્ટફળની પ્રાપ્તિ કરાવવાથી અર્થયોગ તથા આલબન યોગરૂપ થાય છે, કારણ કે સૂત્રાર્થમા એકાગ્ર ભાવનો ઉ ે ેવાથી આલબન યોગવડે ભાવ ચૈત્ય



વંદન સિદ્ધ થાય છે ભાવ, ચૈત્યવંદન અમૃતાનુષ્ઠાન રૂપ હોવાથી નિશ્ચયથી નિર્વાણફળરૂપ થાય છે, અહિં "પ્રાય" એ પદ મૂકયુ છે તેનું કારણ એ છે કે-જો યોગસાધકને ચિત્તની વ્યગ્રતારૂપ કોઈ પણ વ્યાઘાત થાય તો તેને મોક્ષ-ગમનમાં અંતરાય પણ થાય શુભ કાર્યો ઘણે કરીને વિઘ્નથી ભરેલા હોય છે, તેથી "પ્રાય" શબ્દ મૂકયો છે, તે કારણે યોગના બે ભેદ કહ્યા છે એક સાપાય-અપાય સહિત અને બીજો નિરપાય-અપાય રહિત એ બે પ્રકારના ભેદ સમજાવે છે કે મોક્ષમાર્ગરૂપ ચારિત્રયોગમાં પ્રતિકૂળ થાય તેવા પ્રકારની પાપમય મનોવૃત્તિઓને વધારનારા પૂર્વે બાંધેલા નિકાચિત મોહનીય કર્મ તે જ અપાય અને તે સહિત આત્માનો સ્થાન તથા ઊર્ણ આદિ યોગ તે સાપાયયોગ જાણવો, તેમજ તેવા પ્રકારના અપાય વિનાના સ્થાન, ઊર્ણ, અર્થ સાલંબન અને નિરાલંબન યોગને નિરપાયયોગ કહેવાય છે. તેમ અપાયવાળા અર્થ અને સાલંબન યોગવાળાને કદાચિત મોક્ષફળ પ્રાપ્ત થવામાં વિલંબનો સંભવ પણ હોય છે વળી નિરપાય-જેને વિઘ્નો નથી તેવા પુરૂષોને અર્થ, સાલંબન અને નિરાલંબન યોગ જલદી ફળ પ્રાપ્ત કરાવે છે અર્થ તથા આલંબનયોગ જેમને નથી તેવા પુરૂષોને ચૈત્યવંદન પદના જ્ઞાનવાળાને, સ્થાનાદિયોગમાં ગુરૂના ઉપદેશ પ્રમાણે વિશુદ્ધ સ્થાન ઊર્ણ વિગેરેમાં કરેલો અનુભવ અને અર્થ સાલંબન યોગની અત્યંત ઇચ્છાવાળાને કલ્યાણ-મય થાય છે અર્થ અને આલંબન યોગ જેમને નથી તેમને વાચના, પૃચ્છના અને પરાવર્તનામાં, તેમજ એ પદના અનુ-

ભાવથી આત્મભાવના જેમને જાગ્રત થઈ નથી તેવા પુરૂષોને ચૈત્યવંદન વિગેરે દ્રવ્ય ક્રિયા છે કહ્યુ છે કે—" अनुपयोगो द्रव्यम् " ઉપયોગ વિનાની ક્રિયા તે દ્રવ્યક્રિયા છે, માટે દ્રવ્ય ચૈત્યવંદનરૂપ પણ સ્થાન અને ઊર્ણ (વર્ણ) આદિ યોગવાળાને જો અર્થ અને આલંબન યોગની પૂર્ણ ઇચ્છા હોવાથી તેમની ચૈત્યવંદન ક્રિયા તદ્હેતુ અનુષ્ઠાનરૂપ થાય છે અને પરંપરાથી ભાવચૈત્યવંદનરૂપે અમૃત ક્રિયા બનીને પોતાના ઇચ્છિત ફળરૂપ મોક્ષપદને સિદ્ધ કરે છે પ્રાપ્ત કરે છે ॥ ૧૧ ॥

હવે સ્થાનાદિયોગમા જેનો પ્રયત્ન નથી એવા પુરૂષનું ચૈત્યવંદન આદિ અનુષ્ઠાન ગૌણ ભાવે હોવાથી દ્રવ્યરૂપ જ છે અને તેથી તે સમ્યક્ ફળને આપતુ નથી અથવા વિપરીત ફળને આપે છે, માટે સ્થાનાદિ યોગમા જેમને જરા પણ પ્રયત્ન નથી તેમને અર્થ, સાલંબન અને નિરાલંબન યોગનો ઉપદેશ ન દેવો જોઇએ એમ ઉપદેશ આપતા જણાવે છે કે —

मूलम्–इहरा उ कायवासिय–पाय अहवा महामुसावाओ ।
ता अणुरूवाण चिय, कायव्वो एयविन्नासो ॥ १२ ॥

छाया–इतरथा तु कायवासित–प्रायमथवा महामृषावादः ।
ततोऽनुरूपाणां चैव, कर्त्तव्य एतद्विन्यासः ॥ १२ ॥

અર્થ–બીજી રીતે શ્રદ્ધા પ્રીતિ વિનાના પુરૂષોથી કરાતી ક્રિયા દ્રવ્ય ક્રિયા હોવાથી મૃગી વાયુવાળાની પેઠે કાય–શરીરચેષ્ટા હોવાથી નિષ્ફળ જ છે અથવા તેવો

પુરૂષ મૃષાવાદી છે, માટે યોગ્ય શ્રદ્ધાળુ અને પ્રીતિવાળાને જ તેનો ઉપદેશ આપવો ॥ ૧૦ ॥

**ટીકાર્થ**–બીજી રીતે એટલે અર્થ અને આલબન યોગ વિનાના પુરૂષોને સ્થાન આદિ યોગમા પ્રવૃત્તિનો પણ અભાવ હોય છે, તેથી તેમનુ ચૈત્યવદનરૂપ ધર્માનુષ્ઠાન મૃગીવાયુથી મૂર્છિત થયેલા પુરૂષની કાયચેષ્ટા સમાન મનનો પ્રશસ્ત ઉપયોગ ન હોવાથી પરમાર્થ રૂપ ફળ વિનાનુ નકામુ જ છે અથવા બોલાતા વચનના વ્યાપાર રૂપ જ જાણવુ તેમજ મનના શુભ ભાવરૂપ અનુષ્ઠાન વિનાની હોવાથી તે ક્રિયા નિષ્ફળ જ છે એમ જાણવુ અથવા ચૈત્યવદન અનુષ્ઠાન મહામૃષાવાદરૂપ જ છે ચૈત્યવદનમા કહ્યુ છે કે–

" ठाणेण मोणेण झाणेण अप्पाण वोसिरामि ॥ "

અવગ્રહ કરેલા સ્થાનમા વાણીનુ મૌન કરવાવડે મનના અશુભ સકલ્પવિકલ્પનો ત્યાગ કરવારૂપ ધ્યાનવડે જ્યાસુધી અભિગ્રહ છે ત્યાસુધી શરીરને વોસરાવુ–ત્યાગુ–છુ આવી પ્રતિજ્ઞાવડે જેણે કાઉસ્સગ્ગ કર્યો હોય તે જો સ્થાનાદિક યોગ ન સાચવે તો પ્રતિજ્ઞાનો ભગ થાય છે, અને તેથી પ્રગટ મૃષાવાદ થાય છે વળી પોતે યો ય વિધિથી વિપરીત ક્રિયાઅનુષ્ઠાન કરતો હતો તેની પાછળ ચાલનાર બીજાને પણ તેજ પ્રમાણે ખોટુ અનુષ્ઠાન કરવાનો ઉપદેશ આપીને મિથ્યાત્વબુદ્ધિને ઉત્પન્ન કરે છે, તેથી તે પુરૂષ લૌકિક મૃષાવાદી થતો હોવાથી પાપકર્મોવડે અતિભારે થાય છે વિપરીત

અનુષ્ઠાન કરનારો પાપકર્મ સિવાય બીજુ શુ મેળવે? પાપકર્મ મેળવે તેમા શી નવાઇ !!! હવે બીજી વાત કહે છે

કોઇપણ સાધક સ્થાન, ઊર્ણ, અર્થ અને સાલંબન યોગ શુદ્ધતાપૂર્વક કરતો હોય તો પણ આ લોકમા હુ મારો મહાન્ યોગી ગણાઉ, ત્યાગી ગણાઉં, રાજા આદિ સર્વે નાનામ્હોટા લોકો મ્હારે સ્વાધીન થાય, સર્વ જગતમા મ્હારી કીર્તિ, ગવાય, એવી અનેક ઇચ્છાઓથી યોગાદિ કરે તેમજ પરલોકમા દેવલોકમા દેવ, ઇદ્ર અને ચક્રવર્તી થવાની ઇચ્છાથી યોગનુ અનુષ્ઠાન કરે તો તે યોગી પણ યોગ્ય ફળને પ્રાપ્ત કરી શકતો નથી, કારણ કે તે મુખ્ય રીતે ગુરૂ પાસે મોક્ષની પ્રતિજ્ઞા કરેલી હોઇ વિપરીત અનુષ્ઠાન કરતો હોવાથી વિષ અનુષ્ઠાન પણ અતે ગરલ અનુષ્ઠાનરૂપને જ અનુસરે છે, તેથી તે મહા-મૃષાવાદના અનુબધવાળી હોવાથી વિપરીત ફળવાળી જ ક્રિયા જાણવી શ્રી યોગબિદુ શ્લોક ૧૫૫ મા કહ્યુ છે કે–

" विष गरोऽननुष्ठान, तद्धेतुरमृत परम ।
गुर्वादिपूजानुष्ठानमपेक्षादिविधानत ॥ १ ॥ "

અર્થ —વિષ બે પ્રકારનુ છે એક સ્થાવર અને બીજુ જગમ હલાહલ, અફીણ, સોમલ તથા અજાણી વસ્તુ એ સ્થાવર વિષ ગણાય છે સર્પ, વિછી અને ગોધા (ઘો) આદિ જેની પ્રાણીઓમા રહેલુ જગમ વિષ કહેવાય છે તે દ્રવ્ય ( બાહ્ય ) વિષ હોવાથી આ ભવમા જ દુ ખના કારણરૂપે થાય છે તેમ ગરલ ખરાબ વસ્તુઓ જેવા કે-

મહુડા, તાડી વગેરે તે પાણીમા કહોવડાવી બનાવવામાં આવે છે અને તેનો ઉપભોગ કરનારને ભ્રમિત આદિ-રોગોની ઉત્પત્તિ થાય છે તેમ વિષાનુષ્ઠાન પણ પરભવે દુખનુ કારણ થાય છે, તેથી ઉપયોગ વિના માત્ર કાયાથી કરેલુ દ્રવ્યાનુષ્ઠાન શુભ ફળને નહિ આપતુ હોવાથી ગરલ તુલ્ય જ છે, તેવી તેને સત્યઅનુષ્ઠાન નહિ કહેતા અનુષ્ઠાનભાસ જ કહે છે અનુષ્ઠાનમા જો કે અર્થનો ઉપયોગ કદાચિત બરાબર ન હોય તોપણ આ અનુષ્ઠાન હુ મ્હારા પાપના ક્ષય માટે કરૂ છુ એવી ભાવના બરાબર રાખવી અર્થના ઉપયોગવાળાને પણ યથાર્થ ક્રિયાનુષ્ઠાન થતુ હોવાથી તે તદ્હેતુ અમૃતાનુષ્ઠાનમા યથાર્થ આત્મોપયોગ વર્તે છે, તેથી ભવિષ્યમા મુક્તિ સુખને આપે છે વળી અપેક્ષાએ બીજી રીતે પણ તે કહેવાય છે, જેમકે—

विष लब्ध्याद्यपेक्षात, इद सचित्तमारणात ।
महतोऽल्पार्थनाज्ज्ञेय, लघुत्वापादनात्तथा ॥ २ ॥

અર્થ–લબ્ધિ, ક્ષીરાશ્રવ, વૈક્રિય અને તેજોલેશ્યા વિગેરેની ઇચ્છાથી અથવા હુ મારો ઉદાર કહેવાઉ તેવી ઇચ્છાથી જે અનુષ્ઠાન કરાય તે આત્માના જ્ઞાન, દર્શન અને ચારિત્ર આદિ શુદ્ધ પરિણામોનો વિનાશ કરતુ હોવાથી વિષરૂપ જ જાણુવુ અને તેથી ભવોભવ જન્મ-મરણનુ દુખ આપતુ હોવાથી વિષાનુષ્ઠાન પણ કહેવાય

दिव्यभोगाऽभिलाषेण, गरमाहुर्मनीषिण ।
एतद्विहितनीत्यैव, कालान्तरनिपातनात् ॥ ३ ॥

અર્થ–આ લોકના ફલની ઇચ્છા ન રાખનાર એવા પણ જે પરલોકમા સ્વર્ગના દિવ્ય ભોગની ઇચ્છા રાખીને ક્રિયા અનુષ્ઠાન કરે તેને વિદ્વાન્ પુરૂષો ગર (ગરલ) અનુષ્ઠાન કહે છે વિષ તુરત મારે છે અને ગરલ કાલાન્તરે મારે છે એટલે જે વિષક્રિયા છે તે તુરત જ અનર્થોત્પાદક નિવડે છે અને ગરલ ક્રિયા ભવાન્તરે (કાલાંતરે) અનર્થદાયક થાય છે

अनाभोगवतश्चैत–दननुष्ठानमुच्यते ।
सम्प्रमुग्ध मनोऽस्येति, सतश्चैतद्यथोदितम् ॥ ४ ॥

અર્થ–મોક્ષાદિક ફળમા જેનુ લક્ષ નથી એવા માણસનુ અનુષ્ઠાન અહુઉપયોગ ન હોવાથી અનુષ્ઠાન કહેવાય છે મૃગી વાયુ તથા સનિપાતના રોગવાળા પુરૂષને ઇચ્છા વિના જેમ હલનચલનની ક્રિયા થાય તેની પેઠે સદનુષ્ઠાનમા ઉપયોગ વિના ફક્ત કાયાથી ક્રિયા થાય તે નિષ્ફળ છે તેથી તેને અનનુષ્ઠાન કહે છે

एतद्रागादिद हेतु, श्रेष्ठो योगविदो विदु ।
सदनुष्ठानभावस्य, शुभभावांशयोगत ॥ ५ ॥

અર્થ–પ્રથમ ધર્મ પામવાની અવસ્થામા દેવપૂજા, ગુરુભક્તિ અને મધ વાત્સલ્યાદિ શુભાનુષ્ઠાન પર બહુ પ્રેમ હોવાથી સસાર છોડવાની ઇચ્છા થાય, વળી મોક્ષ

ઉપર પ્રેમ થાય તેથી મોક્ષમાર્ગને અનુસરીને કંઈક શુભ ભાવનાવડે શુભાનુષ્ઠાન કરાય તે કાલાંતરે પણ શેષ મોક્ષ-ફળનો હેતુ છે એમ યોગાનુષ્ઠાનને જાણનારા વિદ્વાનો કહે છે

जिनोदितमिति त्वाहु–र्भावसारमद पुन ।
संवेगगर्भमत्यन्त–ममृतं मुनिपुङ्गवा ॥ ६ ॥

અર્થ–મહામુનિશ્રી ગૌતમસ્વામી આદિ મુનિવરો કહે છે કે જેને વિષે શ્રદ્ધા પ્રધાન (શ્રેષ્ઠ) છે અને તે કારણથી મોક્ષની અભિલાષા માટે સવેગ સહિત શુદ્ધ ઉપયોગ પૂર્વક કરાતુ ક્રિયાનુષ્ઠાન મોક્ષનુ કારણ હોવાથી તે અનુષ્ઠાનને અમૃતાનુષ્ઠાન કહેવાય છે એમ તીર્થંકર પર-માત્માની આજ્ઞા છે

વળી એ પાચ અનુષ્ઠાનોમા પ્રથમના ત્રણ અનુષ્ઠાન યોગના દેખાવ માત્ર (યોગાભાસરૂપ જ) હોવાથી અહિત કરનારા છે, અને બાકીના બે અનુષ્ઠાન શુભ તથા શુદ્ધ યોગરૂપ હોવાથી હિત કરનાર છે એમ જાણવુ સ્થાન, ઊર્ણ આદિ યોગમા જેમનો યોગ્ય પ્રયત્ન નથી તેમને અર્થ, સાલબન અને નિરાલબન યોગનો ઉપદેશ આપવો તે દોષજનક થાય છે, માટે તે યોગના અનુષ્ઠાનમા જે યોગ્ય હોય તેને જ તે અનુષ્ઠાનનો ઉપદેશ આપવો ચૈત્યવદનસૂત્રની વાચના પણ શ્રદ્ધારૂચિવત યોગ્ય આત્માને આપવી ॥ ૧૨ ॥ હવે તે ચૈત્યવદન તથા સ્થાનાદિક યોગ કેવા પુરૂષને આપવા યોગ્ય છે તે જણાવે છે

मूलम्—जे देसविरइजुत्ता, जम्हा इह वोसिरामि कायंति ।
सुव्वइ विरई ए इम, ता सम्मं चिंतियव्वमिणं ॥१३

छाया—ये देशविरतियुक्ता, यस्मादिह व्युत्सृजामि कायमिति ।
श्रूयते विरताविद, तस्मात्सम्यक् चिन्तितव्यमिदम्॥१३

અર્થ-જેઓ દેશવિરતિથી યુક્ત છે તેઓ જ ચૈત્ય વંદન આદિ ધર્માનુષ્ઠાનમા યોગ્ય છે, કારણ કે-" वोसिरामि कायम् " આ પ્રતિજ્ઞા વિરતિવંતને જ સભવે છે, અન્યને સભવતી નથી એમ સાભળ્યુ છે માટે તે બાબતનો સારી રીતે વિચાર કરવો જોઇએ ॥ ૧૩ ॥

ભાવાર્થ-જે પુરૂષો દેશવિરતિવંત હોય એટલે પાચમા ગુણસ્થાનકને યોગ્ય પરિણામવાળા હોય અર્થાત્ સમ્યગ્દર્શનથી યુક્ત સ્થૂલથી પ્રાણાતિપાતવિરમણ અણુવ્રત આદિ બાર વ્રત ધારણ કર્યા હોય તેઓ જ આ પ્રમાણે ચૈત્યવંદન પ્રતિક્રમણ આદિમા " अप्पाण वोसिरामि " काय व्युत्सृजामि-કાયાને અશુભ વ્યાપારમાથી નિવૃત્ત કરૂ છુ, આવી પ્રતિજ્ઞા કરી શકે છે અમોએ પરંપરાથી સાભળ્યુ છે કે-કાયાને અશુભ વ્યાપારમાથી મુક્ત કરૂ છુ આ પ્રતિજ્ઞા જેઓમા વિરતિ હોય તેઓમાં જ સભવે જ્યા વિરતિ ન હોય ત્યા તે સભવે નહિ, કારણ કે તેઓમા કાયોત્સર્ગનો અસભવ હોવાથી વર્જા ચૈત્યવંદન, પ્રતિક્રમણ અને પૌષધ આદિમા કરાતો કાઉસ્સગ્ગ મન, વચન અને કાયાની ગુપ્તિરૂપ (અશુભ

વ્યાપારના ત્યાગરૂપ ) હોવાથી અવિરતિથી નજ અને માટે હે સુજ્ઞ જનો ! તમારે આ બાબત અંગેબર વિચારવી જોઇએ કહ્યુ છે કે-" ठाणेण मोणेण झाणेण अप्पाण वोसिरामि " અમુક સ્થાનના આલબનવડે મન, વચનના વ્યાપારનુ મોન કરવાવડે કાયાનુ મમત્વ છોડી દઇ વોસરાવુ છુ આ પ્રતિજ્ઞા અન્યથા ( બીજા પુનબધકમિથ્યાત્વવત વ્રતપ્રત્યાખ્યાન વિનાના જનોમા ) સિદ્ધ થતી ન હોવાથી દેશવિરતિ પરિણામવાળાને જ ચૈત્યવદનાદિ ધર્માનુષ્ઠાનોમા અધિકારિપણું છે, કારણ કે તેઓની મતિ, આગમ શાસ્ત્રો કે જેઓ જિનેદ્ર, ગણધર, શ્રુતકેવલી અને સુવિહિત સવિજ્ઞ મહાપુરૂષોએ પ્રરૂપ્યા છે તેમને આધીન છે-સ્વચ્છદી નથી તે કારણથી જ તે વિરતિઓને ધર્માનુષ્ઠાનમા આદર-પ્રીતિ-બહુમાન હોવાથી અમૃતાનુષ્ઠાનની પ્રાપ્તિ થાય છે, એ પણ સિદ્ધ જ છે આ વાતમા તુલા દડનો મધ્ય ભાગ ગ્રહણ કરવાથી આદિ અને અત ભાગ પણ આવી જાય છે તેમ એ ન્યાયથી અહીયા આચાર્યદેવે પણ મધ્યમ પ્રકારના આત્માઓને ધર્માનુષ્ઠાન આદિ ચૈત્યવદન માટે યોગ્ય અધિકારી જણાવ્યા છે એ ઉપરથી સર્વવિરતિવત સર્વથા પરમશ્રેષ્ઠ અમૃતાનુષ્ઠાનને પ્રાપ્ત થયેલ જ માનવા તેમજ અપુનર્બધકો પણ વ્યવહારનયના મત પ્રમાણે ચૈત્યવદનમા અધિકારી સમજવા કારણકે મિથ્યાત્વમય ખોટો કદાગ્રહ તેમને હોતો નથી તેથી તેઓ પણ દેવપૂજા, ગુરૂભક્તિ, ચૈત્યવદન, સામાયિક આદિ ધર્માનુષ્ઠાનોનુ શુભ ફળ મેળવે

છે, કારણ કે અપુનર્બંધકોને તદ્ધેતુવાળુ તે ધર્માનુષ્ઠાન કાયમ હોય છે, પંચાશક આદિ ગ્રંથોમા પણ એ જ પ્રમાણે જણાવ્યુ છે વળી કહ્યુ છે કે-હે ભવ્યાત્માઓ ! અપુનર્બંધકભાવને જેઓ પામ્યા નથી તેમને ધર્માનુષ્ઠાન ક્રિયાવિધિમા આદર-બહુમાન-પ્રીતિ કિંચિત્ પણ હોતી નથી, તેઓ ફક્ત ગાડરીયા પ્રવાહની પેઠે દેખાદેખી જ ક્રિયા કરે છે પરમાર્થ સમજ્યા વિના કરતા હોવાથી સર્વથા અયોગ્ય જ છે ॥ ૧૩ ॥

અહીં શંકા થાય છે કે-અવિધિથી કરાતા ચૈત્ય વંદનાદિ ધર્માનુષ્ઠાનવડે તીર્થની પ્રવૃત્તિ કાયમ ચાલે છે, વળી શુદ્ધ વિધિ કરનાર તો કદાચિત એક બે મળે અથવા ન પણ મળે, માટે તે વિધિવંતના અભાવે ધીમે ધીમે તીર્થનો ઉચ્છેદ થાય, તેથી તીર્થનુ રક્ષણ કરવા માટે અવિધિથી થતુ અનુષ્ઠાન પણ આદરવા યોગ્ય છે, આ શંકાના સમાધાનમા જણાવે છે—

मूलम्—तित्थस्सुच्छेयाइ वि, ना लंबण ज स समएमेर ।
सुत्तकिरियाइ नासो, एसो असमंजसविहाणा ॥१४॥

छाया-तीर्थस्योच्छेदाद्यपि, ना लम्बन यत्स्त्र समय एवमेव ।
सूत्रक्रियादिनाश-एष असमञ्जसविधानात् ॥१४॥

અર્થ—અવિધિથી થતા અનુષ્ઠાનને નહી ચાલવા દઇએ તો તીર્થનો ઉચ્છેદ થઇ જાય આવુ ખોટુ આલંબન કરવુ નહીં અયોગ્ય રીતે વિધાન કરવાથી આત્માને અત્યંત હિતકર સમય( શાસન )નો એ જ પ્રમાણે નાશ

થાય છે એટલુ જ નહી પણ સૂત્રક્રિયાદિનો વિનાશ થાય છે ॥ ૧૪ ॥

ભાવાર્થ—અવિધિથી ક્રિયા કરવાનો પક્ષ કરનાર પોતાના મતની પુષ્ટિમા દલીલ કરે છે કે-અવિધિથી કરાતુ અનુષ્ઠાન બીજુ કઇ ન કરે તો પણ તીર્થનુ તો રક્ષણ કરે છે જ, આવુ ખોટુ આલબન ન લેવુ જોઇએ, કારણ કે અવિધિ યુક્તધર્માનુષ્ઠાન કરવાથી એક તો મૃષા વાદનુ પાપ અને બીજો શુદ્ધ ક્રિયાનો લોપ થાય છે સૂત્રમા પ્રરૂપેલા વિધિથી વિપરીત-બીજી રીતે કરવાથી અશુદ્ધતા વધે, અર્થ-પરમાર્થ ભૂલાય અને ક્રિયા કરવામા આત્માને આનદ પણ ન આવે અનુક્રમે સૂત્રોક્ત ક્રિયાનો અભાવ થાય છે, તેથી પણ તીર્થ, શાસન અને શાસ્ત્રનો પણ લોપ થાય છે ફક્ત એકલો ભક્ત કહેવાતા મનુષ્યોનો સમુદાય જ સઘ-તીર્થ ન જ કહેવાય, જિનેશ્વર પ્રણીત શાસ્ત્રઆજ્ઞાને ન માનનારને તો હાડકાનો સઘ-ઢગલો જ કહેવાશે ??? કહ્યુ છે કે-(જેમ જેમ બહુ જનસમત, બહુ શિષ્યે પરવરીયો, તેમ તેમ જિન શાસનનો વૈરી, જો નહી નિશ્ચય દરીયો) "आणाजुत्तो सघो" પ્રભુની આજ્ઞાને અનુસરનારા તપ, જપ, સયમ અને ક્રિયારૂપ આત્મધનથી સમૃદ્ધિવત સાધુ, સાધ્વી અને પોતાની શક્તિ અનુસારે પ્રભુ આજ્ઞાથી યુક્ત દાન, શીલ, તપ, ભાવ અને વ્રત પ્રત્યાખ્યાનથી યુક્ત શ્રાવક તથા શ્રાવિકારૂપ ચતુર્વિધ સઘ પ્રતિપાદન કરેલો છે

પણ અવિધિથી ક્રિયા અનુષ્ઠાન કરનારને સઘ નથી જ કહ્યો આવી રીતે અવિધિથી સૂત્ર અને તેથી કહેવાયેલી શુદ્ધ ક્રિયાનો વિનાશ થતો હોવાથી સત્ય રીતે તીર્થનો પણ વિનાશ થાય છે જ, તેથી તીર્થ-ઉચ્છેદના ભયથી અવિધિએ આચરતુ અશુદ્ધ ક્રિયાનુ અનુષ્ઠાન આચરવા દેવુ અથવા તેની સ્થાપના કરવી તે યોગ્ય નથી, આથી તો જે વ્યાપારથી લાભની ઇચ્છા રાખતો હતો તેને બદલે મૂળ ધન પણ નાશ પામે છે, એ જ તાત્પર્ય સમજવુ ॥૧૪॥ સૂત્ર ક્રિયાનો વિનાશ તે જ આપણને અહિત કરનાર છે તે વાતને અગાઉ સમજાવે છે

मूलम्—सो एस वंक ओ चिय, न य सयमय मारियाणमविसेसो ।
एयं पि भावियव्वं, इह तित्थुच्छेयभीरूहिं ॥१५॥

छाया–स एष वक्र एव, न च स्वय मृतमारितयोरविशेष ।
एतदपि भावितव्य–मिह तीर्थोच्छेदभीरुभि ॥१५॥

અર્થ —ખરેખર તે એ અહીંયા દોષ છે કે-સૂત્રોક્ત ક્રિયાનો વિનાશ થાય છે, માટે તીર્થ-ઉચ્છેદનો ભય ધરનારાઓએ એ પણ વિચારવુ જોઇએ કે પોતાનુ આયુષ્ય પૂર્ણ થવાથી જે માણસ સ્વાભાવિક મરે છે અને બીજાના હાથે જે મરાય તે બનેમા અવિશેષતા-સામાન્યપણુ નથી, કિંતુ વિશેષતા છે ॥ ૧૫ ॥

ભાવાર્થ —અહિયા પૂર્વધરોએ આત્માના હિત માટે ધર્મક્રિયા ઉપદેશેલી છે તેનો વિનાશ થાય તેમજ પરંપરાયે તીર્થનો ઉચ્છેદ થાય, તેથી અધર્મના પરિણામને

થાય છે એટલુ જ નહી પણ સૂત્રક્રિયાદિનો વિનાશ થાય છે ॥ ૧૪ ॥

ભાવાર્થ—અવિધિથી ક્રિયા કરવાનો પક્ષ કરનાર પોતાના મતની પુષ્ટિમા દલીલ કરે છે કે–અવિધિથી કરાતું અનુષ્ઠાન બીજુ કઇ ન કરે તો પણ તીર્થનુ તો રક્ષણ કરે છે જ, આવુ ખોટુ આલબન ન લેવુ જોઇએ, કારણ કે અવિધિ યુક્તધર્માનુષ્ઠાન કરવાથી એક તો મૃષાવાદનુ પાપ અને બીજો શુદ્ધ ક્રિયાનો લોપ થાય છે સૂત્રમા પ્રરૂપેલા વિધિથી વિપરીત–બીજી રીતે કરવાથી અશુદ્ધતા વધે, અર્થ–પરમાર્થ ભૂલાય અને ક્રિયા કરવામા આત્માને આનદ પણ ન આવે અનુક્રમે સૂત્રોક્ત ક્રિયાનો અભાવ થાય છે, તેથી પણ તીર્થ, શાસન અને શાસ્ત્રનો પણ લોપ થાય છે ફક્ત એકલો ભક્ત કહેવાતા મનુષ્યોનો સમુદાય જ સઘ–તીર્થ ન જ કહેવાય, જિનેશ્વર પ્રણીત શાસ્ત્રઆજ્ઞાને ન માનનારને તો હાડકાનો સઘ–ઢગલો જ કહેવાશે ! ! ! કહ્યુ છે કે–(જેમ જેમ બહુ જનસમત, બહુ શિષ્યે પરવરીયો, તેમ તેમ જિન શાસનનો વૈરી, જો નહી નિશ્ચય દરીયો) "आणाजुत्तो सघो' પ્રભુની આજ્ઞાને અનુસરનારા તપ, જપ, સયમ અને ક્રિયારૂપ આત્મધનથી સમૃદ્ધિવત સાધુ, સાધ્વી અને પોતાની શક્તિ અનુસારે પ્રભુ આજ્ઞાથી યુક્ત દાન, શીલ, તપ, ભાવ અને વ્રત પ્રત્યાખ્યાનથી યુક્ત તથા શ્રાવિકારૂપ ચતુર્વિધ સઘ પ્રતિપાદન

તીર્થનુ રક્ષણ કરે છે, માટે તીર્થ-વિચ્છેદનો દોષ ન જ લાગવો જોઇએ આ શકાનો ઉત્તર દષ્ટાંત આપીને વસ્તુ-તત્ત્વ સમજાવે છે જેમકે-એક માણસ પોતાનુ આયુષ પૂર્ણ થવાથી મરણ પામે અને બીજો માણસ શત્રુથી થયેલા વધ બધનથી મરણ પામે, તે બનેમા વિશેષપણુ શુ નથી ? અર્થાત્ છે જ આયુષ્ય પૂર્ણ થવાથી સ્વાભાવિક જે મરણ પામે છે તે માણસ પોતાના શુભાશુભ કર્મને લીધે મરણ પામે છે, તે બીજાના ખોટા આશયનો નિમિત્ત બનતો નથી, અને બીજી રીતે મરનાર વ્યક્તિ પોતાના કર્મ ઉપરાત મારનારનો દુષ્ટ અધ્યવસાય પણ નિમિત્ત બને છે તેમજ તે મારનાર પણ પોતે દુષ્ટ કર્મબધનનો નિમિત્ત બને છે તે જ પ્રમાણે અહીંયા જીવ પોતાની મેળે જ ક્રિયા અનુષ્ઠાન ન કરે અને ધર્મ સબધી વચન ન સાભળે તેમા ગુરૂ નિમિત્ત કારણ બનતા નથી તેથી તેઓ દોષને પાત્ર નથી, પરતુ તે ગુરૂઓએ અવિધિથી ધર્માનુષ્ઠાનનો ઉપદેશ આપ્યો હોય તેને અનુસરીને સાભળનારા અવિધિથી ધર્માનુષ્ઠાનમા પ્રવૃત્તિ કરે છે તેથી તેમની ઉન્માર્ગમા પ્રવૃત્તિ કરવાના અશુભ પરિણામો થવાથી તેનો ઉપદેશ કરતા ગુરૂઓ મહાન્ દોષપાત્ર થાય છે, એમ અવશ્ય સમજવુ અહીં શ્રુતકેવલીના વચન આ પ્રમાણે જણાવે છે

"जह सरणमुवगयाण, जीवाणसिरो निकिंतए जोउ।
एव आयरियो विहु, उस्सुत्त पण्णवेंतो य ॥ १॥
छाया–यथा शरणमुपगताना, जीवाना शिरो निकृन्तति यस्तु।
एवमाचार्योऽपि खलूत्सूत्र प्रज्ञापयश्च ॥ १ ॥

લીધે, દુ:ખે દૂર કરી શકાય તેવા મહાકર્મરૂપ ફલનો બંધ થાય તેવો વક્ર (દોષ) મોહ અને માયામય અધ્યવસાય મનમાં આવે છે અહીંયા સતક્રિયાના વિરોધીઓ શંકા કરે છે કે–તમે શુદ્ધ ક્રિયાનો પક્ષ કરો છો પરંતુ એવી શુદ્ધ ક્રિયાધારક એક બે ભાગ્યે જ મળે છે અથવા નથી મળતા, માટે શુદ્ધ ક્રિયા કરનાર અને કરાવનારાઓનો અભાવ હોવાથી તેમજ અશુદ્ધ ક્રિયાનો આપ નિષેધ કરો છો. તે ઉપરથી સિદ્ધ થાય છે કે–ચાલતા નદીના પ્રવાહને જે બાજુ વાળીએ ત્યાંથી આપણી તરફ તે પાછો આવતો નથી તે જ પ્રમાણે જનસમુદાયને જો આ પ્રમાણે ચાલતી ક્રિયા બંધ કરાવીએ તો ક્રિયાના પરિણામ વિનાના હોવાથી અને તમારો નિષેધ હોવાથી એની મેળે તીર્થનો વિનાશ થયો જ સમજવો, પરંતુ જેમ તેમ ચાલતી ક્રિયાના અનુષ્ઠાનનું અવલંબપણું–સ્વીકારતા લોકોને જો નિષેધ નહીં કરો તો જૈનધર્મને બીજાથી ભિન્નતા બતાવતી ક્રિયા અનુષ્ઠાનને કરનાર જનસમુદાયરૂપ તીર્થ–સંઘનો ઉચ્છેદ નહીં થાય અને ઉપદેશક ગુરૂઓ ધર્મ મળેલી વિધિ અનુષ્ઠાન કરવાનો ઉપદેશ, વિધિ કરનારાઓને આપતા હોવાથી તેમને કોઈપણ અવિધિ કરાવવાનો દોષ લાગતો નથી ક્રિયા નહીં કરનારની પ્રવૃત્તિ અને ગુણદોષ તેના અધ્યવસાય (મનના પરિણામ)ને આધીન છે તે જ પ્રમાણે અવિધિથી ક્રિયા અનુષ્ઠાન કરનારની પ્રવૃત્તિ અને ગુણદોષ પણ તેના પરિણામને અનુસરીને જ થાય છે ફક્ત ધર્મક્રિયાની પ્રવૃત્તિ કરવાનો જ ગુરૂઓ ઉપદેશ આપે છે, તેથી તો તેઓ વ્યવહારથી

તીર્થનું રક્ષણ કરે છે, માટે તીર્થ-વિચ્છેદનો દોષ ન જ લાગવો જોઈએ આ શંકાનો ઉત્તર દષ્ટાંત આપીને વસ્તુ-તત્ત્વ સમજાવે છે જેમકે-એક માણસ પોતાનું આયુષ પૂર્ણ થવાથી મરણ પામે અને બીજો માણસ શત્રુથી થયેલા વધ બંધનથી મરણ પામે, તે બંનેમાં વિશેષપણું શું નથી ? અર્થાત્ છે જ આયુષ્ય પૂર્ણ થવાથી સ્વાભાવિક જે મરણ પામે છે ને માણસ પોતાના શુભાશુભ કર્મને લીધે મરણ પામે છે, તે બીજાના ખોટા આશયના નિમિત્ત બનતો નથી, અને બીજી રીતે મરનાર વ્યક્તિ પોતાના કર્મ ઉપરાંત મારનારનો દુષ્ટ અધ્યવસાય પણ નિમિત્ત બને છે તેમજ તે મારનાર પણ પોતે દુષ્ટ કર્મબંધનનો નિમિત્ત બને છે તે જ પ્રમાણે અહીંયા જીવ પોતાની મેળે જ ક્રિયા અનુષ્ઠાન ન કરે અને ધર્મ સંબંધી વચન ન સાંભળે તેમાં ગુરૂ નિમિત્ત કારણ બનતા નથી તેથી તેઓ દોષને પાત્ર નથી, પરંતુ તે ગુરૂઓએ અવિધિથી ધર્માનુષ્ઠાનનો ઉપદેશ આપ્યો હોય તેને અનુસરીને સાંભળનારા અવિધિથી ધર્માનુષ્ઠાનમાં પ્રવૃત્તિ કરે છે તેથી તેમની ઉન્માર્ગમાં પ્રવૃત્તિ કરવાના અશુભ પરિણામો થવાથી તેનો ઉપદેશ કરતા ગુરૂઓ મહાન્ દોષપાત્ર થાય છે, એમ અવશ્ય સમજવું અહીં શ્રુતકેવલીના વચન આ પ્રમાણે જણાવે છે

" जह सरणमुवगयाण, जीवाणसिरो निकिंतए जोउ।
एव आयरियो निह्नु, उस्सुत्त पण्णवेंतो य ॥ १ ॥

छाया–यथा शरणमुपगताना, जीवाना ... नि... ...
... सल्त्सर्ग प्रज्ञापयश्च ॥ १

અર્થ—જેમ શરણે આવેલા વિશ્વાસુ મનુષ્યનુ મસ્તક કાપી નાખીને તેનો વિનાશ કરે છે તેમ ઉપદેશક આચાર્ય પણ ઉત્સૂત્ર–તીર્થંકર, ગણધર અને પૂર્વધર આદિ ગીતાર્થોના કરેલા સિદ્ધાતથી વિરૂદ્ધ ઉપદેશ આપી ભોળા જીવોને સસારભ્રમણ કરાવે છે ॥ ૧ ॥ તેમનામા ઉત્સૂત્રપ્રરૂપણામય આ એક મુખ્ય દોષ છે, એમ ન સમજવુ પરતુ સુવિધિની પ્રરૂપણાનો ભોગ આપીને અવિધિની પુષ્ટિ આપે છે, અને અવિધિનો નિષેધ કરતા ન હોવાથી તેની પ્રશસા તથા અનુમોદનની આપત્તિ આવે છે તેથી ફલિતાર્થ એ જ આવે છે કે–તે અવિધિ અનુષ્ઠાનનો ઉપદેશ આપનાર તથા પ્રવૃત્તિ કરાવનાર હોવાથી દોષપાત્ર જ છે જે લોકો એમ કહે છે કે–અમો તો વિધિનો ઉપદેશ કરીએ છીએ, તેઓ પોતે અવિધિથી અનુષ્ઠાન કરે તેમા અમારો દોષ નથી, તેથી અમે દોષ પાત્ર નથી, કારણ કે–અમે અવિધિએ ધાર્મિક અનુષ્ઠાનનો ઉપદેશ આપતા નથી તેથી અમે દોષપાત્ર નથી આવા ખોટા બચાવને ગ્રહણ કરી બેસી રહેવુ વ્યાજબી નથી, કારણ કે ધર્માચાર્ય સાધુ પુરૂષો બીજા ભવ્યાત્માને તારવામા તત્પર રહેલા હોય છે, તેથી સર્વ પ્રકારના ઉદ્યમપૂર્વક અવિધિનો નિષેધ કરી વિધિપૂર્વક અનુષ્ઠાનનો શ્રાતા શ્રાવકોને ઉપદેશ આપી શુદ્ધ ધર્માનુષ્ઠાનમા પ્રવૃત્તિ કરાવવી જોઇએ, જેથી તે શ્રાવકવર્ગ સત્ય માર્ગમા પ્રવેશ કરીને આત્મહિત કરે, નહી તો ઉન્માર્ગમા આવવાથી અનેક મરણ કરી વિનાશ પામે છે, તેમા

પોતે નિમિત્ત હોવાથી પોતાને પણ ભવભ્રમણ થાય છે, તે માટે મરીચિ અને કપિલના દૃષ્ટાંત મહાવીર ચરિત્રથી જાણવા, તેમાટે તીર્થોચ્છેદમા ભવભીરૂઓએ વિચાર કરવો જોઇએ તેમજ સમ્યગ્ ઉપદેશવડે વિધિની સ્થાપના કરવાથી એક આત્મા પણ સમ્યગ્ દર્શન ( સમકિત )નો લાભ પામે તો પણ ચૌદ રાજલોકમા અમારી પડહ (કોઇપણ જીવ વધ ન કરે તેવી આજ્ઞાવાળો ઢોલ) વગડાવવા જેટની તીર્થની ઉન્નતિ થાય છે, અને અવિધિથી ક્રિયા અનુષ્ઠાનની સ્થાપના કરવાથી વિપરીત પ્રવૃત્તિ કરવાથી શુદ્ધ ક્રિયા અનુષ્ઠાન કરનાર શ્રાવક, શ્રાવિકા, સાધુ અને સાધ્વીરૂપ ચતુર્વિધ સઘ-તીર્થનો ઉચ્છેદ જ થાય, તેમજ જે શ્રોતાવર્ગ વિધિ અનુષ્ઠાનનો ઉપદેશ સાભળે છતા પણ તેમનો સવેગ ભાવ ન ખીલે અને ઉન્મત્ત ભાવ થાય તેવા આત્માઓને ઉપદેશ આપવો ન જોઇએ, તેમને ઉપદેશ આપવામા મહાન દોષ થાય, તે પ્રમાણે ગ્રથકાર મહર્ષિ હરિભદ્રસૂરિજી ષોડશકમા કહે છે—

"य शृण्वन् सिद्धान्त, विषयपिपासातिरक्त पाप ।
प्राप्नोति न सवेग, तदाऽपि य सोऽचिकित्स्य इति ॥१॥
नैव विधस्य शस्त, मण्डल्युपवेशप्रदानमपि ।
कुर्वन्नेतद्गुरुरपि, तदविकदोषोऽवगन्तव्य ॥ २ ॥

અર્થ—જે પુરૂષ સિદ્ધાતમા કહેલો આત્મધર્મ પુદ્ગલસ્વરૂપનો ઉપદેશ ગુરૂ પાસેથી સાભળીને પણ વિષયભો ... ત અસક્તિ રાખનો છતો સ...

દશાને પામતો નથી અને અનેક પ્રકારના પાપકર્મ આચરે છે તેવા અયોગ્યને વ્યાખ્યાનમંડળમાં પ્રવેશ પણ ન કરવા દેવો એટલુ જ નહીં પણ તેની પાસે ધર્મનો ઉપદેશ નહીં જ આપવો; કારણ કે તે પાપી માણસ અનેક પ્રકારનાં પાપકર્મ કરતો છતો બીજાને પણ તેવા પ્રકારના પાપમાં જોડે તેથી ઉપદેશક ગુરૂ પણ તેનાથી અધિક દોષવાળા થાય છે, એમ નિશ્ચય સમજવુ પોડશક ૧૦ ગાથા ૧૪-૧૫ "

"મંડલી-સભામાં સિદ્ધાંતનો ઉપદેશ અને તેનો અર્થ સાંભળીને ઉલટો અધર્મ વધારે તેથી મહાદોષ ઉત્પન્ન કરે છે, કારણ કે શ્રોતાનું અયોગ્યપણું જે છે તે પોતે પાપ કરે અને અન્યને કરાવે છે, જે પોતે એકલો પાપ કરતો હોય તેનાથી બીજા પાસે પાપ કરાવનારો વધારે દોષપાત્ર થાય છે, તે કારણથી જે વિધિ અનુષ્ઠાનને સાંભળવામાં પ્રમવાળા હોય, શ્રદ્ધાવંત હોય અને સમજવા માટે યોગ્ય બુદ્ધિમાન હોય તેવા યોગ્ય શ્રોતા-શ્રાવકને યથાર્થ વિધિ અનુષ્ઠાન સહિત દેવપૂજા, ગુરુભક્તિ, સામાયિક, પૌષધ, સર્વવિરતિચારિત્ર, દ્રવ્ય તથા ભાવ ચૈત્યવંદન, સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર આદિ સિદ્ધાંતનો ઉપદેશ આપવાથી આત્મધર્મ પામે છે અર્થાત્ સંસાર દૂર કરે છે

તેવા સંવેગ રંગથી રંગાયેલ સમુદાય-સંઘરૂપ મહાતીર્થમાં અખંડ રહીને મોક્ષમાર્ગરૂપ જ્ઞાનક્રિયાયોગને આરાધે છે, એમ સિદ્ધ-નિશ્ચય જાણવું ॥૧૫॥ અહીં

શકા થાય છે—આવા પ્રકારના ગૃઢ અર્થને સાધવાનુ કઇ પણ પ્રયોજન નથી જેમ બહુ લોક ચાલતા હોય તે જ રીતે આપણે પણ ચ લવુ—તેમ જ કરવુ," महाजनो येन गत स पन्था " મ્હોટો જનસમાજ જે માગે ચાલે તે પોતી માર્ગ જાણવો આ વચન સર્વત્ર પ્રસિદ્ધ છે અને આજકાલ ઘણુ કરીને જીતવ્યવહારની પ્રવૃત્તિ દેખાય છે, તેમજ જ્યા સુધી તીર્થપ્રવૃત્તિ ચાલશે ત્યા સુધી તે જીત વ્યવહાર કાયમ જ રહેશે તેને અનુસરવાથી તીર્થની વ્યવસ્થા બનાબર ચાલે છે આ શકાનો ઉત્તર આપતા જણાવે છે

मूलम्—मुत्तूण लोगसन्न उड्ढूण य साहुसमयसम्भाव ।
सम्म पयट्टियन्व, बुहेण मइनिउणबुद्धीए ॥ १६ ॥

छाया—मुक्त्वा लोकसन्ना, वोढ्वा च साधुसमयसद्भावम्।
सम्यक् प्रवर्त्तितव्य, बुधेन मतिनिपुणबुद्ध्या ॥१६॥

અર્થ—વિદ્વાન્ પુરૂષે પોતાની શ્રેષ્ઠ બુદ્ધિવડે લોક સજ્ઞાને છોડી દઇ અને પ્રભુપ્રણીત શાસ્ત્રના રહસ્યને બરાબર સમજી યથાર્થ વિવેકથી બુદ્ધિપૂર્વક ધર્મક્રિયામા સમ્યગ્ રીતે પ્રવૃત્તિ કરવી ॥ ૧૬ ॥

ભાવાર્થ—લોકો આ પ્રમાણે કરે છે માટે આપણે પણ તે જ પ્રમાણે કરવુ," लोक एव प्रमाणम् " લોકો કહે છે તે સપ્રમાણ છે આ પ્રકારની જે લોકસજ્ઞા છે તે

કેવલી ભગવાને પ્રરૂપેલા શાસ્ત્રોની અપેક્ષા વિનાની હોવાથી આત્માને હિત કરનારી નથી, માટે તેવી મતિનો ત્યાગ કરવો, તેમજ સર્વજ્ઞપ્રણીત સિદ્ધ તેના રહસ્યને ગીતાર્થ ગુરૂ પાસેથી વિનય બહુમાનપૂર્વક યથાર્થ અનુભવ કરીને પંડિત પુરૂષોએ અત્યંત સૂક્ષ્મબુદ્ધિ, શ્રદ્ધા, વિવેકયુક્ત થઇને ચૈત્યવંદન, પ્રતિક્રમણ, પૂજાભક્તિ, તપ, જપ, સમાધિ અને ધ્યાનઆદિ ધર્માનુષ્ઠાનમાં વિધિપૂર્વક પ્રવૃત્તિ કરવી જોઇએ અહીંયા બધી ક્રિયાઓ તથા પવિત્ર શાસ્ત્રો કે જેઓ સર્વજ્ઞના ઉપદેશને અનુસરીને રચાયા છે તેમાં પ્રીતિ શ્રદ્ધા અને શ્રેષ્ઠ સદ્ભાવ રાખવો તે સદ્ભાવનું સ્વરૂપ જણાવે છે

" लोकमालम्ब्य कर्त्तव्य, कृत बहुभिरेव चेत् ।
तदा मिथ्यादृशा धर्मा, न त्याज्य स्यात्कदाचन ॥१॥
स्तोका आर्या अनार्येभ्य, स्तोका जैनाश्च तेष्वपि ।
सुश्रद्धास्तेष्वपि स्तोका, स्तोकास्तेष्वपि सत्क्रिया ॥२॥
श्रेयोऽर्थिनो हि भूयासो—लोके लोकोत्तरे न च ।
स्तोका हि रत्नवणिज, स्तोकाश्च स्वात्मशोधका ॥ ३ ॥

અર્થ —જો બહુ લોકોએ કરેલા કાર્યને પ્રમાણ માનીને તેનું અવલંબન કરવું યોગ્ય હોય તો જગતમાં સંસારની વૃદ્ધિ કરનાર પુદ્ગલ ભાવમાં આનંદ માનનાર મિથ્યાદૃષ્ટિઓનો મ્હોટો સમુદાય છે તેને અનુસરવું પડે, તેના કહેલા મતનો કદાપિ ત્યાગ ન કરાય વળી તે અનાર્યો

જગતમા ઘણા છે તેમનાથી આર્ય-નીતિ વ્યવહાર, મ્હોટા, ન્હાના વિશેષે ન્યાયકોટીને અનુસરનારા થોડા છે તેમ જ તે આર્યોમા નાસ્તિકો વધારે છે, અને દેવ, ગુરૂ અને ધર્મ પર શ્રદ્ધા-પ્રીતિ કરનારા આસ્તિકો થોડા હોય છે વળી તે આસ્તિકોમા પણ સમ્યગ્ દેવ, ગુરૂ, ધર્મને યથાર્થ અનુભવકારક સમ્યગ્દર્શની પણ થોડા જાણવા તેથી પણ વ્રત, પ્રત્યાખ્યાન, સયમના આરા ધકો, શુદ્ધ ક્રિયામા પ્રવૃત્તિ કરનારા થોડા હોય છે, તેથી નિરતિચાર પરમ શુદ્ધ પચમહાવ્રતધારક થોડા હોય છે, તેથી પણ ક્ષપકભાવને પામીને કેવલજ્ઞાનવત અલ્પ હોય છે જેમ શહેરમા વ્યાપારી વર્ગ તરફ તપાસ કરશો તો જણાશે કે સર્વથી રત્નપરીક્ષક અને તેમના વેચનારા થોડા જ હોય છે તેમ લૌકિક અને લોકોત્તર વ્યવહારમા ને નજર કરશો તો જણાશે કે-આત્માના સુખને ઈચ્છનારા ઘણા છે તોપણ જેથી આત્માનુ હિત થાય તેવી ધર્મપ્રવૃત્તિ સમજનારા અને ચારિત્રમા-જીવનમા મૂકનારા બહુ અલ્પ હોય છે ૧-૨-૩

एकोऽपि शास्त्रनीत्या यो-वर्त्तते स महाजनः ।
किमज्ञसार्थे शतम-प्यन्धाना नैव पश्यति ॥ ४ ॥

यत्संविग्नजनाचीर्णं, श्रुतवाक्यैरबाधितम् ।
तज्जीत व्यवहाराख्यं, पारम्पर्यविशुद्धिमत् ॥ ५ ॥

यदाचीर्णमसंविग्नैः, श्रुतार्थानवलम्बिभिः ।
न जीत व्यवहारस्त-दन्धसन्ततिसम्भवम् ॥ ६ ॥

आकल्पव्यवहारार्थं, श्रुत न व्यवहारकम् ।
इतिवक्तुर्महत्तन्त्रे, प्रायश्चित्त प्रदर्शितम् ॥ ७ ॥
तस्माच्छ्रुताऽनुमार्गेण, निर्घ्यैकरसिकैर्जनै ।
सविगजीतमालम्ब्य-मित्याना पारमश्वरी ॥ ८ ॥

અર્થ—એક પણ પુરૂષ શાસ્ત્ર નીતિ-આજ્ઞાને અનુસરી જે પ્રવૃત્તિ કરે છે તે જ મહાજન એટલે મોટો પુરૂષ કહેવાય છે પરંતુ આ જ્ઞાનીઓનો મ્હોટો સમુદાય મહાજન કહેવાય નહી, શત-સો આધળા એકઠા થયેલા હોય પણ તેઓ પોતે દેખતા નથી તેમજ તેમની સાથે ચાલનાર માણસ તેમને રસ્તે-માર્ગે અનુસરી ખાડામા પડી જીવને જોખમમા નાખે છે અને એક જ દેખતાની સાથે ચાલવાથી ઇષ્ટ સ્થળે પહોચી શકાય છે, માટે જે સવેગી જ્ઞાની ગીતાર્થ પુરૂષોએ આચરેલુ હોય અને શાસ્ત્રની આજ્ઞા જેનો નિષેધ કરતી ન હોય તેવા આચાર ક્રિયા અનુષ્ઠાનને જીતવ્યવહાર કહેલો છે તેથી જ પરપરાયે આત્મા શુદ્ધ થાય છે વળી જે આચાર અસવેગી અગીતાર્થ પુરૂષોએ આચરેલો હોય શાસ્ત્રના અર્થને અનુસરતો ન હોય તે જીતવ્યવહાર કહેવાય નહી, કારણ કે તે આધળાઓની પરપરા સમાન અનર્થકારક થાય છે શ્રી જિનપ્રણીત શાસ્ત્રોમા જે આચાર ક્રિયાઅનુષ્ઠાન કલ્પ-કરવા યોગ્ય જણાવ્યો છે તે હાલમા વ્યવહાર માટે આચરવા યોગ્ય નથી, અર્થાત અકલ્પ્ય છે એમ કહેનાર પ્રાયશ્ચિતને લાયક થાય છે તેમજ તત્ત્વજ્ઞોએ

જણાવ્યુ છે માટે શુદ્ધક્રિયા અનુષ્ઠાનમા રમ લેનાર ભવ્યાત્માઓએ સવિગ્નપુરૂષોએ આચરેલ જીત-આચાર કલ્પને અનુસરીને ચાલવુ એવી પરમેશ્વર જિનરાજની આજ્ઞા છે ૪-૫-૬-૭-૮

આ પ્રમાણ જ્ઞાનસારમા જણાવ્યુ છે માટે શાસ્ત્રાનુસારે ગીતાર્થો જે આના કરે તે પ્રમાણે ચાલવુ પુન એક શકા થાય છે કે-સર્વ પ્રકારના આદર બહુમાનપૂર્વક ક્રિયા કરવી એ વાતનો તમે પૂરેપૂરો પક્ષ કરો છો તો મ્હારે જણાવવુ જોઇએ કે ક્રિયા નહીં કરનાર પ્રાયશ્ચિત્ત જણાવે છે તેનુ કેમ ? તે ગાથા આ પ્રમાણે છે-

अविहिकया वरमकय,असूयवयण भणति सव्वन्नू ।
पायच्छित्त जम्हा, अकए गुरुय कए लहुअ ॥ १ ॥

छाया-अविधिकृताद्वरमकृत-मसूयवचन भणन्ति सर्वज्ञा ।
प्रायश्चित्त यस्मा-दकृत गुरुक कृत लघुकम् ॥ १ ॥

અર્થ—અવિધિથી કરવા કરતા નહિ કરવુ તે શ્રેષ્ઠ છે એમ કહેવુ તે સૂત્ર વિરૂદ્ધ વચન છે એમ સર્વજ્ઞ પુરૂષો જણાવે છે વળી તેઓ કહે છે કે- જે ધર્મક્રિયા કિંચિતમાત્ર પણ કરતો નથી તેને મહાન્ પ્રાયશ્ચિત્ત છે અને જે અવિધિથી કરે છે તેને લઘુ થોડુ પ્રાયશ્ચિત્ત લાગે છે એના ઉત્તરમા કહે છે કે-એ વચનનો આશય અવિધિની પ્રવૃત્તિની સ્થાપના ( સિદ્ધિ ) કરવા માટે નથી, પરતુ વિધિપૂર્વક પ્રવૃત્તિ કરાવવા માટે છે તેમા અનાભોગ

(ઉપયોગની શૂન્યતા)થી કદાચિત્ અવિધિદોષ છદ્મસ્થને લાગે તેવો સંભવ હોવાથી તેના ભયને લીધે કોઇ જીવાત્મા ધર્મક્રિયાનો ત્યાગ કરતો હોય તેના માટે ક્રિયાત્યાગ કરવા બદલ તે ઉપદેશ છે, પરંતુ અવિધિ ચલાવવા માટે નથી જીવાત્માઓ પ્રથમ ક્રિયાઅનુષ્ઠાનમા પ્રવેશ કરનાર હોવા જોઇએ, તેવા પ્રકારના જ્ઞાનનો અભાવ હોવાથી અન્ય ગુરૂ આદિકના કહેવા પ્રમાણે ચાલતા અમજફરકથી અવિધિક્રિયાનો દોષ થાય તો પણ ખોટો પરિણામ ન હોવાથી દોષ લાગતો નથી, પરંતુ તેને સમજાવનારનો દોષ ગણાય તેના અશુદ્ધ પરિણામ ન હોવાથી તે નિરનુબંધક જ છે, અને તેની તેવા પ્રકારની ક્રિયા પણ દોષવાળી નથી, કારણ કે-તે જીવાત્માને વિધિ ઉપર બહુમાન તથા આદર છે તેમજ ગુરૂની આજ્ઞા હોવાથી તે દોષપાત્ર નથી વળી તેની અશુદ્ધતાવાળી ક્રિયા છેવટે ફળરૂપે વિધિમય થવાની હોવાથી ગુણકારક જ છે તે વાતને જ પ્રતિપાદન કરવામા તે સમર્થ છે, તેથી તે ગાથા દોષરૂપ નથી અધ્યાત્મસારમા કહ્યુ છે કે-

अशुद्धापि हि शुद्धाया क्रियाहेतुसदाशयात् ।
ताम्रं रसानुवेधेन, स्वर्णत्वमुपगच्छति ॥ १ ॥

અર્થ—અશુદ્ધ એવી પણ ક્રિયા સારા પરિણામવાળી હોવાથી ફળરૂપ થનાર શુદ્ધ ક્રિયાનુ કારણ બને છે, જેમકે પારદ-પારાના વેધથી તામ્ર-તાંબુ સોનારૂપ બને છે ॥ ૧ ॥ તેથી એમ ફલિતાર્થ સિદ્ધ થાય છે કે-વિધિઅનુષ્ઠા-

નમા આદર બહુમાન હોવાના કારણે કરાતો અવિધિ પણ વિધિ સમજીને તે પ્રમાણે કરવામા રસિક-પ્રમી હોવાથી તે વિધિ ન કરતો હોય તો પણ તે જીવાત્મા ભ થ-સુદર છે જ વળી યોગદૃષ્ટિસમુચ્ચયમા જણાવે છે કે-

> तात्त्विक पक्षपातश्च, भावशून्या च या क्रिया ।
> अनयोरन्तर ज्ञेय, भानुखद्योतयोरिव ॥ १ ॥

અર્થ—અહીંયા પરમાર્થને અનુસરી અશુદ્ધ ક્રિયામા પક્ષપાત કર્યો તે જ બાજણી છે જે ક્રિયા કરવામા આત્માનો શુદ્ધ ઉપયોગ નથી તેમા અને સમજફરના કારણે શુદ્ધતાની બુદ્ધિથી કદાચિત્ અશુદ્ધ થયેલ ક્રિયા અનુષ્ઠાનમા સૂર્ય અને ખજુઆ નરખુ મ્હોટુ અતર છે, એમ જાણવુ ॥ ૧ ॥ વળી સાધુપણા માટે યોગ્ય છઠ્ઠા વા સાતમા ગુણઠાણાની પરિણતિ પણ નથી, તેમ સાધુપણાને અનુસરી જોઈતો વિધિ અનુષ્ઠાનનો વ્યવહાર પણ નથી, તેથી હાલમા અમારે છ પ્રકારના આવશ્યક આદિ પણ ન કરવા જોઇએ એમ આપણા જેવા માટે ક્રિયાનો નિષેધ થયો એવી શકા કરવી નહીં, ક્રિયાઅનુષ્ઠાનમા ઢીલાઓ પણ નિર્જરાના ક્રિયા અનુષ્ઠાનને યોગ્ય કરે છે કહ્યું છે કે-

" जा जा हविज्ज जयणा, सा सा से णिज्जरा होइ "
छाया-या या भवेद्यतना, सा सा तस्य निर्जराभवति ॥

અર્થ—ભવ્યાત્મા જેટલા ઉપયોગપૂર્વક જેટલી...

યતના કરે છે, તેમજ ધર્માનુષ્ઠાન ક્રિયા-કરે છે તેને તેટલા પ્રમાણમા કર્મની નિર્જરા અવશ્ય થાય છે એ પ્રમાણે શાસ્ત્રવચનનુ પ્રમાણ હોવાથી જે જે ધર્મના અનુષ્ઠાનો નિગેધ પ્રકારના ધર્મની ક્રિયા અનુષ્ઠાન કરવાની ભાવના જગાડતા હોવાથી બીજા બાલજીવોને પણ ધર્મ કરવાની ઇચ્છાયોગરૂપ ઉપકાર કરતી હોવાથી અશુદ્ધ એવી પણ ક્રિયા કરવા યોગ્ય નિદ્ધ થઇ ન કરવી એમ નિદ્ધ થયુ નહી ઇચ્છાયોગવાળાઓ જો કે-યથાર્થ અનુષ્ઠાન ન કરી શકતા હોય તોપણ ગીતાર્થોએ તેવાઓને પણ સિદ્ધાતમા કહેલા ધર્માનુષ્ઠાનનો ઉપદેશ નિર્ણય થઇને આપવો, કારણ કે-ને ઇચ્છા યોગીઓને માટે સિદ્ધાતકથિત ઉપદેશ કલ્યાણકારી થાય છે ગચ્છાચાર પયન્નામા કહ્યું છે કે-

“ जइ विण मक्क काउ, सम्म जिणमासिय अणुट्ठाण ।
तो सम्म भासिज्जा, जह भणिय खीणरागेहिं ॥ १ ॥

छाया-यद्यपि न शक्य कर्तुं, सम्यग् जिनभाषितमनुष्ठानम् ।
तत्सम्यग्भाषयेद्यथा, भणित क्षीणरागै ॥ १ ॥

અર્થ - જો કે જિનેશ્વરપ્રભુએ કહેલા અનુષ્ઠાનને બરોબર ન આચરી શકાય તોપણ તેને કરવાની પૂર્ણ ઇચ્છાવાળા જે ઇચ્છાયોગી હોય તેમને, ક્ષીણ થયેલ છે રાગ જેમના એવા કેવલીઓનો ઉપદેશબોધ આપવો જેથી તેઓ સ્વકલ્યાણ સાધી શકે-

मूलम्–" ओमन्नोवि विहार, कम्म सोहेइ सुलभबोहीय ।
चरणकरण विसुद्ध, उववृहंतो परूविंतो ॥ १ ॥

छाया–अवमग्नोऽपि विहार, कर्म शोधयति सुलभबोधिश्च ।
चरणकरण विशुद्ध–मुपबृंहन् प्ररूपयन् ॥ १ ॥

અર્થ—વિહાર કરવામા શિથિલ હોય તો પણ સુલભબોધિજીવ ચરણકરણ–ચારિત્રક્રિયામા અત્યંત વિશુદ્ધતાને ધારણ કરતો તો આત્માને લાગેલ અશુભ કર્મફલને શોધે છે-વિનાશ કરે છે ॥ ૧ ॥ માટે જેઓ મત ક્રિયા અનુષ્ઠાનના ખપી હોય તેઓ છદ્મસ્થપણાને લીધે ઉપયોગથી ચૂકને ભૂલ કરે તો પણ આરાધક જ ગણાય છે પરંતુ જે લોકો ગીતાર્થ સદ્ગુરુની આજ્ઞા માનતા નથી છતા અમે સમ્યગ વિધિ અનુષ્ઠાન કરીએ છીએ અને ઉત્કૃષ્ટ ચારિત્રવાળા છીએ એવા પ્રકારની અભિમાનીઓ નવા પ્રકારના ભોગ મનકલ્પિત વ્યવહાર ચલાવે છે, તેમજ વિશુદ્ધ ચારિત્ર તથા યોગ્ય વ્યવહાર પ્રાપ્ત કરી શકતા નથી તેવા મૂઢ અજ્ઞાનીઓ આત્માની શુદ્ધિનુ જે બોધબીજ–સમ્યગ્દર્શન જે કંઈક મેળવેલુ હોય તે વિનાશ કરે છે, તેથી મોટા દોષને પાત્ર થાય છે જેઓ સત્ય વિધિ અનુષ્ઠાનને કરે છે અને બીજા પાસે કરાવે છે વળી બરાબર ઉપદેશ આપે છે તેવા મહાપુરુષનુ દર્શન, સમાગમ અને પરિચયથી ખરેખર વિઘ્નસમુદાયનો વિનાશ થાય છે, એમ અમે કહીએ ... કહ્યું છે કે–

" साधूना दर्शन पुण्य, तीर्थभूता हि साधव ।
तीर्थं फलति कालेन, सद्य साधुसमागम ॥ १ ॥"

અર્થ—સાધુ-સચ્ચારિત્રવત મહામુનિઓનુ દર્શન બહુ પવિત્ર છે અથાત્ પુણ્યજનક છે, આત્માનો ઉદ્ધાર પૂજ્ય મહાત્મા સાધુઓના દર્શન અને સેવા-ભક્તિથી થાય છ, કારણ કે સાધુપુરૂષો તીર્થસ્વરૂપજ છે, એટલુ જ નહી પણ જે સ્થાવર તીર્થ તો જ્યારે તેનુ સ્વરૂપ સમજીને આરાધીએ ત્યારે તે તારે છે અને સાધુપુરૂષોનો સમાગમ તો જ્યારે થાય ત્યારે તરત જ ફાયદો-લાભ આપે છે માટે જે સત્ય વિધિના ઉપદેશક હોય એવા મહાપુરૂષોનો સમાગમ ઇચ્છાયોગીઓએ છોડવો નહિ

એ પ્રમાણે પ્રસગ પ્રાપ્ત વિષયની વ્યાખ્યા કહી હવે મૂળ વિષયનો પ્રકાશ કરતા જણાવે છે—

मूलम्—कयमित्थ पसगेण, ठाणाइसु जत्तसगयाणतु ।
हियमेय विनेय, सदणुट्ठाणत्तणेण तहा ॥ १७ ॥

छाया—कृतमत्रप्रसङ्गेन, स्थानादिषु यत्नसगतानां तु ।
हितमेतद्विज्ञेय, सदनुष्ठानत्वेन तथा ॥ १७ ॥

અર્થ—ચાલતા આ વિષયના પ્રસગને અનુસરી આટલા વિચાર જણાવ્યા તે બસ છે, હવે સ્થાના-દિક પાચ યોગમા જેઓ પ્રયત્નવત છે તેમને ચૈત્યવદનનુ સદનુષ્ઠાનપણુ જાણુ

**ભાવાર્થ**—અહીંયા પ્રરૂપવા યોગ્ય સ્થાનાદિક યોગના વ્યાખ્યાનમા તીર્થનો ઉચ્છેદ થવાના કારણો અને તેના રક્ષણ માટે યોજવા યોગ્ય ઉપાયોને સ્મૃતિમા લાવીને વિસ્તારથી વર્ણન કર્યું હવે વધારે કહેવાથી સર્યું મુખ્ય વાત એ છે કે-સ્થાન આદિ યોગમા યથાર્થ પ્રયત્ન વતને ચૈત્યવદનાદિ અનુષ્ઠાન હિતકારક થાય છે, અનુ ક્રમે મોક્ષસાધનમા અતિશય કારણ થાય છે, એમ સમજવુ, કારણકે ચૈત્યવદનમા કરાતા આસન, મુદ્રારૂપ સ્થાન, શુદ્ધ-યથાયોગ્ય ઉચ્ચાર રૂપ ઊર્ણ-શબ્દનો ગુરૂઉપદેશથી સમન્તયોગ પરમાર્થ અર્થયોગ, ધર્મ-ધ્યાન-પ્રભુનુ સ્વરૂપ, આપણામા એમના પૂજ્ય પૂજક ભાવે ભક્તિ, તેમના ઉપદેશેલા તત્ત્વની આત્મામા ભાવના ઉતારવી આદિ આજ્ઞાવિચય, વિપાકવિચય, લોક સ્વરૂપ આ પ્રકારના ધર્મધ્યાન તેમજ શુક્લધ્યાનમા પૃથકત્વવિતર્ક-વિચાર અને એકત્વવિતર્કવિચાર આસાલબનયોગ અને નિરાલબનયોગ એ ચારે મોક્ષના કારણ હોવાથી તે યોગોને ચૈત્યવદન ( દેવવદન ) ગુરૂભક્તિ પૂજા, તપ, જપ, અનુપ્રેક્ષા, ભાવ અને કાયોત્સર્ગ વિગેરેમા મોક્ષ આપવાની કારણતા હોવાથી તે સ્થાનાદિક અથવા ઇચ્છા દિક તે પણ બરાબર અપ્રમાદભાવે આદરવા એમ સમજવુ અથવા બીજી રીતે કહીએ તો સદનુષ્ઠાન, યથા વિધિ તદ્ધેતુ વા અમૃતાનુષ્ઠાન યુક્ત જે ઇચ્છાદિકના સ્થાનાદિક યોગને આદરવાના જે પરમશુદ્ધ પરિણામો થાય તેની સાથે પુણ્યાનુબ ધી પુણ્યની અપેક્ષા રાખ્યા વિના જ

અત્યંત શુદ્ધમાનના નમસ્કાર રૂપે ક્ષાય મોહને વિનાશ કરનારી પ્રશમરૂપ મહાનદી ચૈત્યવંદન આદિ ધર્મોનુષ્ઠાનના બળવડે મોહાદિક ઘાતીકર્મનો અત્યંતપણે નિર્મૂલ-નાશ કરીને મોક્ષરૂપ મહાનંદને આપવામાં હેતુ થાય છે, એજ અહીંયા કહેવું છે અહિંયા નયના ભેદની અપેક્ષાએ યોગના ભેદ કહ્યા છે તેઓ આત્માને ક્રમે ક્રમે ઉત્કૃષ્ટ દશાને આપનારા થાય છે, માટે કંઈ પણ શંકા રૂપ દોષ નથી ॥ ૧૭ ॥

હવે સદનુષ્ઠાનના ભેદોની વ્યાખ્યા નહી કરતા તેનો છેલ્લો ભેદ જે અસંગાનુષ્ઠાનને, તેમાં છેલ્લો યોગ નિરાલંબન છે તેના ભેદને વર્ણવતા છતા કહે છે-

मूलम्-एयं च पीइ भत्ता-गमाणुग तह असंगयाजुत्तं ।
नेयं चउव्विहं खलु, एसो चरमो हवइ जोगो ॥१८॥

छाया-एतच्च प्रीतिभक्त्या-गमानुगं तथा संगतायुक्तम् ।
नेयं चतुर्विधं खलु, एष चरमो भवति योगः ॥१८॥

અર્થ—એ પ્રમાણે प्रीति भक्ति, आगम અને અસંગતા એમ ચાર પ્રકારના સદનુષ્ઠાનો કહ્યા છે, તે બરાબર સમજવા જોઈએ વળી આ ચાર અનુષ્ઠાનમાં છેલ્લું અસંગતાનુષ્ઠાન જ અનાલંબન યોગ છે, એમ નિશ્ચય જાણવું ॥ ૧૮ ॥

ભાવાર્થ—પ્રીતિ, ભક્તિ અને આગમને અનુસરીને તીર્થસ્વરૂપ મહાન્શ્રુતજ્ઞાની ગીતાર્થોએ અનુભવેલા વચનામૃતો એમ ત્રણ ભેદ વાળા સદનુષ્ઠાનોમાં અસંગતાનુષ્ઠાન

મેળવવાથી ચાર પ્રકારના સદનુષ્ઠાનો થાય છે તેમનુ સ્વરૂપ જણાવતા તેમા પ્રથમ પ્રીતિનુ સ્વરૂપ જણાવે છે–

यत्रादरोऽस्ति परम , प्रीतिश्च हितो दया भवति कर्तुः ।
शेषत्यागे न करोति यच्च तत्प्रीत्यनुष्ठानम् ॥ १ ॥

અર્થ—જે સ્થાનાદિયોગના અનુષ્ઠાનમા અત્યત આદર સત્કારથી યુક્ત આત્માનુ અતિ-અપૂર્વ હિત થાય તેવી પરમ શ્રેષ્ઠ પ્રીતિ ઉપજે અને બીજા બધા ખોટા આડબરો ન થવા પામે તે પ્રીતિ અનુષ્ઠાન કહેવાય છે હવે ભક્તિ અનુષ્ઠાન જણાવે છે–

गौरवविशेषयोगाद्,-बुद्धिमतो यद्विशुद्धतरयोगम्।
क्रिययेतरतुल्यमपि, ज्ञेय तद्भक्त्यनुष्ठानम् ॥ २ ॥

અર્થ—ભક્તિ અનુષ્ઠાન પણ પ્રીતિ અનુષ્ઠાન સમાન છે, તો પણ પૂજ્યતાવાળી વિશેષ પ્રકારની બુદ્ધિથી આચરણ કરવા યોગ્ય અનુષ્ઠાનનો પરમશુદ્ધ વ્યાપાર કરવો તે ભક્તિ અનુષ્ઠાન કહેવાય છે

अत्यन्तवल्लभा खलु, पत्नी तद्वद्धिता च जननीति ।
तुल्यमपि कृत्यमनयो-र्ज्ञात स्यात्प्रीतिभक्तिगतम् ॥ ३ ॥

અર્થ—આ વ્યવહારથી સસારમા જોતા જણાય છે કે-પત્ની -પ્રાણવલ્લભા દેવ તથા માનવજાતિને પણ સર્વ કોઈને અત્યત પ્રિય હોય છે, તે જ પ્રમાણે જન્મદાતા માતા અને પાલનપોષણ કરનાર પિતા દરેકને અત્યત વ

હોય છે તેમના પ્રત્યે ભરણ,પોષણ, સેવા અને ચાકરી સરખી કરાય છે, તો પણ પ્રાણવલ્લભા ગણાતી સ્ત્રી પ્રત્યે પ્રીતિ, તેને મનાવવાની પ્રવૃત્તિ તેમજ આજ્ઞા કરવાની પ્રવૃત્તિપણ હોય છે અને માતાપિતા પ્રત્યે ભક્તિ, પૂજ્યતા અને આદર નમ્રતાવડે વર્તન ચલાવવાનુ હોય છે, તે દૃષ્ટાંતને અનુસરી આત્માના હિત માટે અપ્રમત્ત ભાવે સત્ચારિત્રને પાલનારા સાધુઓ જિનેશ્વરપ્રણીત આગમને આધીન રહીને ગુરૂ તથા શિષ્ય આદિની સાથે યોગ્ય વ્યવહારથી વર્તે છે હવે વચન અનુષ્ઠાનને જણાવે છે

वचनात्मिकाप्रवृत्ति , सर्वत्रौचित्ययोगतो यातु ।
वचनाऽनुष्ठानमिदं, चारित्रवतो नियोगेन ॥ ४ ॥

અર્થ—શાસ્ત્રના પરમાર્થની સાથે સબંધિત થયેલ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવને અનુસરી શુદ્ધ ચારિત્રવંત સાધુઓની નીરવદ્ય ઉપદેશ આપવાની ઉચિત વચનરૂપ જે પ્રવૃત્તિ તેને વચનાનુષ્ઠાન કહે છે ॥ ૯ ॥ ચોથુ અસંગતાનુષ્ઠાન જણાવે છે–

यत्त्वभ्यासातिशयात्–सात्मीभूतमिव चेष्टयते सद्भिः ।
तदसंगानुष्ठानं, भवतित्वेतत्तदावेधात् ॥ ५ ॥

चक्रभ्रमणं दण्डा–तदभावे चैवयत्परं भवति ।
वचनासङ्गानुष्ठानयोस्तु तज्ज्ञापकं भवति ॥ ६ ॥

અર્થ—ક્રિયાઅનુષ્ઠાનના વ્યવહારકાલમા પણ જે અપ્રમાદી જિનકલ્પી સાધુઓ પૂર્વે ભણેલા શાસ્ત્રોના

આલાપક-પાઠને સભાળ્યા વિના જ અત્યત ગાઢ સસ્કારના બલવડે જ ચદનમા જેમ સહજ ભાવે સુગધ રહે છે, તે ન્યાયથી જિનકલ્પી અપ્રમાદી, સદ્ગુણગણાલકૃત સાધુઓ પણ ઉપદેશ દાન, ગોચરીગમન, પ્રતિક્રમણ અને વિહાર આદિ જીવનક્રિયાની પેઠે સ્વાભાવિક જ બને છે તે અસગાનુષ્ઠાન કહેવાય છે અહીંયા દૃષ્ટાત આપે છે જેમ કુભાર ઘટ-ઘડાનો આકાર ઉતારવા માટે ચક્ર ઉપર મૂકીને પ્રથમ તો ચક્રને દડથી ભમાવે છે ત્યારપછી દંડને છોડી દે છે, તો પણ તે ચક્રપૂર્વે આપેલા ભ્રમણના સસ્કારથી ભમ્યા જ કરે છે, તેમ જિનકલ્પી અપ્રમાદી સાધુઓ ને સસ્કારના બળથી શાસ્ત્રના પાઠ સભાળ્યાવિના સહજભાવે સ્ફુરણાયમાન થાય છે, માટે અસગાનુષ્ઠાનનો અધિકાર અપ્રમાદી જિનકલ્પી સાધુઓને જ છે તેમજ વચનાનુષ્ઠાન અને અસગાનુષ્ઠાનમા ઉપર પ્રમાણે ભેદ સમજવો ॥ ૬ ॥ ( ષોડશક પ્રકરણ )

આ કારણને લીધે આ ચાર પ્રકારના અનુષ્ઠાનોમા આ અસગાનુષ્ઠાન પાસે (આત્મોપયોગની સમીપ) રહેલો હોવાથી અસગાનુષ્ઠાન રૂપે છેલ્લો અનાલબન યોગ થાય છે તેનુ લક્ષણ " सङ्गत्यागस्यैवानालम्बनो योग " દ્રવ્યઅને ભાવરૂપ, બાહ્યાભ્ય તરરૂપ, સચિત્ત અચિત્તરૂપ દ્રવ્યનો તેમજ ક્ષેત્ર, કાલ, ભાવ, નામ અને સ્થાપનાનો મન, વચન અને કાયાની સાથેનો સબધ પ્રભુ મહાવીરની પેઠે ત્યાગવો તે અનાલબન યોગનુ લક્ષણ જાણવુ યોગવિંશિકામા

આ યોગના ભેદ-પ્રભેદના ભાગા પાડીને એંશી ભેદ બતાવ્યા છે, તે આ પ્રમાણે-સ્થાન, ઊર્ણ, અર્થ, આલ બન અને નિરાલબન એમ પાચ ભેદ ને ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થિરતા અને સિદ્ધિ એ ચાર ભેદથી ગુણતા વીશ ભે થાય છે તે વીશ ભે ને પ્રીતિ ભક્તિ, વચન અને અસગ આ ચાર અનુષ્ઠાનોથી ગુણતા એંશી ભેદ થાય છે ॥૧૮॥ હવે આલબન યોગનુ પ્રતિપાદન કરે છ

मूलम्-आलंबणंपि एयं, रूवमरूवीय इत्थ परमुत्ति ।
तग्गुणपरिणइरुवो, सुहूमोऽणालंबणो नाम ॥ १९ ॥

छाया-आलम्बनमप्यत-द्रूप्यरूपीचात्र परम इति ।
तद्गुणपरिणतिरूप , सूक्ष्मोऽनालम्बनो नाम ॥ १९ ॥

અર્થ—આલબન યોગ પણ બે પ્રકારના છે (૧) રૂપી અને (૨) અરૂપી તેમા બીજો અરૂપી આલબનયોગ મુક્તિનુ સાક્ષાત્ કારણ હોવાથી પરમશ્રેષ્ઠ છે તે સિદ્ધ પરમાત્માના ગુણ ગણના વિષયમા અતિ સૂક્ષ્મ ભાવની જે પરિણતિમા એકત્વ થવારૂપ નિરાલબન યોગ કહેવાય છે ॥ ૧૯ ॥

ભાવાર્થ—યોગવિંશિકા પ્રકરણમા યોગના સ્વરૂપનો વિચાર કરતા એમ અનુભવાય છે કે યોગ અને ધ્યાન બન્ને શબ્દ એક અર્થને જણાવે છે, અહીયા ધ્યાનના બે ભેદ બતાવે છે (૧) આલબન અને (૨) નિરાલબન, તેમા આલબન પણ બે ભેદવાળુ છે (૧) રૂપી અને (૨) અરૂપી તેમા રૂપી ધ્યાન અરિહત-કેવલી

ભગવાનનુ, કે જેઓ ભવ્યાત્માઓને હિતકર ઉપદેશ આપીને પરોપકાર કરે છે, તેમની પ્રતિમા અથવા સમવસરણમા બિરાજમાન તીર્થંકર દેવના શરીરને અનુસરી પ્રતિમા તથા તેવા બીજા પણ ચક્ષુ આદિ ઇંદ્રિયોથી જોઇ શકાય તેવા રૂપી દ્રવ્યનુ અવલંબન કરીને ત્રાટક વા પ્રાણાયામ રૂપે ધ્યાન કરવુ તે સાલંબન ધ્યાન ( યોગ ) કહેવાય છે બીજા અરૂપીમા જેઓ શરીર, મન, વચન રૂપ, રસ, વર્ણ ગંધ, સ્પર્શ, સાતા, અસાતા, ઉચ્ચ અને નીચતા આદિ અનેક પ્રકારના રૂપીપણાનો ત્યાગ કરીને સહજાનંદ ચિન્મય સિદ્ધદશાને સાદિ અનંત ભાગે પામેલ સિદ્ધ પરમાત્માના જે કેવલજ્ઞાન, કેવલદર્શન વિગેરે આત્મિક ગુણો—ચક્ષુ આદિ ઇંદ્રિયોથી અગોચર છે તેવા ગુણોનુ ધ્યાન તે અરૂપી ધ્યાન કહેવાય છે તેમા પણ તે ગુણોને આત્મભાવે સ્વપરનો ભેદ ત્યાગીને અત્યંત સૂક્ષ્મ ભાવમા એક રૂપે થઇને જે વચનથી પણ નહીં કહીશકાય તેવા પ્રકારના અત્યંત સૂક્ષ્મ ગુણોના પરિણામનુ જે ધ્યાન તે નિરાલંબન ધ્યાન–યોગ કહેવાય છે અથવા જે ધ્યાનમા રૂપીદ્રવ્યનુ આલંબન ન હોય અને અરૂપી દ્રવ્ય (આત્મા અને તેના ગુણો)નુ આલંબન હોય તે અનાલંબન ધ્યાન (યોગ) કહેવાય છે એમ વિષયની અપેક્ષાથી પણ બન્ને ધ્યાનમા ભેદ પડે છે પહેલા સાલંબન ધ્યાનમા ચક્ષુ આદિ ઇંદ્રિયોથી દેખાય, સમજાય તે દ્રવ્ય (મૂર્ત્તિ) આદિનુ જોવાપણુ છે, અને બીજામા તે વિષયને જોવાપણુ નથી હોતુ

આ પ્રકારના બન્ને ધ્યાન છદ્મસ્થ જીવોને હોય છે તેમા પહેલા રૂપી દ્રવ્યગોચર સાલબન ધ્યાનમા પાચમા તથા છઠ્ઠા ગુણસ્થાનકના સ્વામી શ્રાવક તથા સાધુઓ અધિકારી થાય છે અને બીજા અરૂપી નિરાલબન ધ્યાનમા સાતમા-ગુણસ્થાનકના સ્વામીથી આરભીને બારમા ગુણસ્થાનકના સ્વામી સુધીના અધિકારી થાય છે, એમ સમજવુ શ્રીમાન્ હરિભદ્રસૂરિપ્રવર ષોડશક ગ્રથના ચૌદમા ષોડશકમા આ ધ્યાન યોગના અધિકાર વર્ણવતા જણાવે છે કે-

" सालम्बनो निराल-म्बनश्च योग परो द्विधा ज्ञेय ।
जिनरूपध्यान खल्वाद्यस्तत्तत्त्वगस्त्वपर ॥ १ ॥ "

અર્થ -સાલબન અને નિરાલબન એમ બે પ્રકારનો યોગ છે, તેમા આલબનની સહાયતા એટલે ચક્ષુ આદિના જ્ઞાનથી જાણી શકાય તેવા જિનેશ્વર-તીર્થંકર કેવલી આદિની લોકોત્તર અવસ્થાને બતાવનારી મૂર્તિ, તેમજ બીજા પણ પ્રશસ્ય દ્રવ્ય આદિના ધ્યાનમા જે જે ઉપયોગ આવે તેનુ અવલબનથી લાગતા ધ્યાનને સાલબન ધ્યાન કહે છે અને તેવા પ્રકારના આલબનનો ત્યાગ કરી આલબનીય વસ્તુના બાહ્ય આકારને જોયા વિના માત્ર તીર્થંકર ગણધર આદિના આત્મિક ગુણોનુ જ જે ધ્યાન કરવુ તે નિરાલબન યોગ કહેવાય છે જે યોગી છદ્મસ્થ હોવા છતા તે તીર્થંકર આદિના ગુણો કે જેમને આગમથી જાણ્યા છે પરન્તુ પ્રત્યક્ષથી

तेमनु स्वरूप जोवामा आव्यु नथी तेने ध्यानगोचर करवु ते निरालंबन योग कह्यो छे वळी तेनु विशेष विवरण करता जणावे छे के–पहेलो आलंबन योग तेमा समवसरणमा बेठेला तीर्थंकरनी प्रतिमानु ध्यान करवु ते आलंबन योग अने ते तीर्थंकरना बाह्य शरीरादिने त्यागी दई तत्त्वस्वरूप जीवना असंख्याता प्रदेशमा–समुदायना तादात्म्य भावे ( गुणभावरूपे ) रहेल केवळ ज्ञान आदि तत्त्वो के चक्षुष गोचर नथी तेवा विषयमा ध्यान करवु ते अनालंबन योग परमश्रेष्ठ छे अहीया आत्माना ज्ञान दर्शन अने चारित्र गुणो अरूपी होवाथी प्रगट रूपे जोवाय तेवा नथी तेवा स्वाभाविक रूपनी साथे आत्माना गुणनी तुलना करवा रूप ध्यान करवु ते निरालंबन ध्यानयोग कह्यो छे, एम योगविंशिकामा चालती गाथामा जणाव्यु छे के–
"सूक्ष्मोऽनालम्बनो नामत." सूक्ष्म–चरम चक्षुषवाळाने दृष्टि-गोचर न थाय तेवा शुद्ध गुणमय आत्मद्रव्यनु आलंबन जे योगमा थाय छे तेने अनालंबन (निरालंबन) योग कहे छे, ते गाथाना पदार्थ प्रमाणे बाह्य रूपादिवाळी प्रतिमादिना आलंबनने ग्रहण न कर्यु होय अने सूक्ष्म आत्मिक गुणोने अवलंब्या होय तेवा ध्यानने अनालंबन योग होय छे तेम सिद्ध कर्यु छे तेमा फलितार्थरूपे विचारता कईपण दोष नथी तेम जाणवु वळी कह्यु छे के–

" शास्त्रसंदर्शितोपाय-स्तदतिक्रान्तगोचर ।
शक्त्युद्रेकाद्विशेषण, सामर्थ्योग्योऽयमुत्तम ॥१॥ "

અર્થ-શાસ્ત્રોમા મુક્તિના હેતુ રૂપ યોગ નુષ્ઠાન માટે જે ઉપાય કહ્યા છે તેમને પૂર્ણ કરી તેથી આગળ જઇને આત્માના અપૂર્વ ભાવરૂપ શક્તિના અતિશયપણાથી આત્મા ઉત્તમ સામર્થ્યયોગ મેળવે છે ॥ ૧ ॥

આ પ્રમાણે ક્ષપક વા ઉપશમશ્રેણિમા પ્રથમ થનારૂ બીજુ અપૂર્વકરણ-અપૂર્વકરણ એ થાય છે તેમા પ્રથમ યથાપ્રવૃત્તિ કરણ કરીને સાતે કર્મની સ્થિતિ એક કોટા-કોટી સાગરોપમ ની પણ અલ્પ કર છે ત્યારપછી આત્મ શુભ પરિણામના યોગે મોહનીયાદિ કર્મની પ્રકૃતિને દબાવી એક મુહૂર્ત્તમા ખપાવાય તેટલીનો ક્ષય કરીને અપૂર્વકરણ કરે છે, અને ત્યારપછી આત્મા ગાઢ કર્મ બાધવામા અસાધારણ કારણ થાય તેવી મોહનીય કર્મના બીજ રૂપ ગ્રથિ(ગાઠ)ને ભેદે છે ત્યારપછી આત્મવીર્યયોગે અતર-કરણ કરીને ક્ષપક વા ક્ષયોપશમ વા ઉપશમસમ્યક્ત્વ પામે છે અહીં થનારૂ પ્રથમ અપૂર્વકરણ થાય છે તેના યોગે ક્ષયોપશમભાવે થનાર ક્ષાતિ, આર્જવ, માર્દવ આદિ પ્રથમ કોટીના બાહ્ય પાચ મહાવ્રતો આદિનો ગૌણભાવે કરવારૂપ ( ધર્મ-સન્યાસરૂપ ) સામર્થ્યયોગ થાય છે તે સામર્થ્ય યોગના બળથી નિસગભાવની અખડ પ્રવૃત્તિ-વડે પરમતત્વ(પરમ મહાતત્ત્વ)ને જોવાની ઇચ્છારૂપ લક્ષણ છે જેનુ એવો અનાલબન યોગ થાય છે કહ્યું છે કે —

"सामर्थ्ययोगतो या, तत्र दिदृक्षेत्यसङ्गशक्त्याढ्या ।
साऽनालम्बनयोग, प्रोक्तस्तद् दर्शन यावत् ॥ १ ॥"

**અર્થ**— આ આત્મા સર્વ પ્રકારના મન, વચન અને કાયાને સુખ આપનારા સયોગના સબધનો ત્યાગ કરવાથી ઉત્પન્ન થયેલ સામર્થ્ય યોગરૂપ આત્મ વીર્ય-શક્તિથી પૂર્ણ-એવા ક્ષપક શ્રેણિના ગુણસ્થાનક પરિણામના યોગે શુદ્ધાત્મ સ્વરૂપના દર્શનની પ્રત્યક્ષ કરવાની તીવ્રતર ભાવના પ્રગટે છે અને તે આત્માને પ્રત્યક્ષ કરીને જ વિરમે છે તે યોગને નિરાલબન યોગ કહે છે અહીં આત્માના જ્ઞાનાદિ ગુણરૂપ પરમ તત્ત્વ દર્શન એટલે કેવલજ્ઞાન દર્શન સમજવા તે પ્રગટ થયા બાદ અનાલબન યોગ રહેતો નથી, કેવલજ્ઞાનદર્શનનુ પૂર્ણ આલબન પ્રત્યક્ષ થયેલ હોવાથી તેનુ આલબન હોય છે જેમકે પરમ તત્ત્વનો લાભ મળ્યો નથી પણ તેને મેળવવા માટે ધ્યાન રૂપે કરાતી પ્રવૃત્તિ તે જ અનાલબન યોગ કહેવાય છે અને તે ક્ષપક શ્રેણિમા ચડેલ મહામુનિરૂપ ધનુર્ધર ક્ષપકશ્રેણિરૂપ ધનુના દડથી સાધ્ય પરમ તત્ત્વ કેવલજ્ઞાનદર્શનરૂપ લક્ષ્યને ધારણામા લાવીને તે પરમતત્ત્વની પ્રાપ્તિમા આવરણરૂપે રહેલ કર્મને ક્ષીણ-મોહરૂપ બાણથી વિધીને સર્વ પ્રકારના મોહનીય કર્મના દલનો સપૂર્ણ વિનાશ કરીને કૃતાર્થ થાય છે તે વિધિમા આટલુ સમજવુ, કે-જ્યા સુધી તે બાણ ન મૂકાય ત્યા સુધી અનાલબન યોગનો વ્યાપાર હોય છે, પણ જ્યારે ધ્યાનાતર ક્ષીણમોહ નામે બાણને પરમતત્ત્વરૂપ સર્વજ્ઞપણાને

રોકનાર કર્મની ઉપર છોડીને તે કર્મનો નિર્મૂલ વિનાશ કરવો છે તેમાં જે, બાણનું છોડવું તે સાલંબન ધ્યાન (યોગ) કહેવાય છે તેથી કેવલજ્ઞાનનો પ્રગટ ભાવ થાય છે, પરંતુ અનાલંબન યોગમાં તેવા પ્રકારનો ફલ આપવાનું સામર્થ્ય નથી તેમ સમજવું ષોડશક પ્રકરણમાં જણાવ્યું છે કે—

तत्राऽप्रतिष्ठितोऽयं, यतः प्रवृत्तश्च तत्त्वतस्तत्र ।
सर्वोत्तमाऽनुज खलु, तेनाऽनालम्बनो गीतः ॥ १ ॥
द्रागस्मात्तद्दर्शन-मिषुपातज्ञातमात्रतो ज्ञेयम् ।
एतच्च केवलं तत्, ज्ञानं यत्तत्परं ज्योतिः ॥ २ ॥

અર્થ—તે પરમતત્ત્વમાં (કેવલજ્ઞાન માત્રમાં) આ નિરાલંબનયોગ રહેતો નથી, કારણ કે-અહીં પ્રાપ્ત થનાર નિરાલંબન યોગને સ્વભાવથી જ પ્રત્યક્ષ નહી થયેલ પરમ તત્ત્વને લક્ષ્ય કરવા માટે જ પ્રવૃત્તિ કરવાની હોય છે અને ત્યારપછી અન્ત્ય-છેલ્લો સર્વોત્તમ સૂક્ષ્મક્રિયાઅપ્રતિપાતી અને વ્યુપરત-ક્રિયાનિવૃત્તિરૂપ ચૌદમા ગુણસ્થાનક રૂપ અનાલંબન યોગ થાય છે અને તેની પછી તરતજ નિર્બાધ શાશ્વત અનંતસુખમય સચ્ચિદાનંદ મોક્ષની પ્રાપ્તિ થાય છે આ યોગને અનાલંબન યોગ પણ સર્વજ્ઞ પુરૂષોએ કહ્યો છે તે માટે પૃથક્ત્વવિતર્ક, એકત્વવિતર્ક, અને વિચારમય શુક્લ ધ્યાનરૂપ બાણ મૂકવારૂપ અનાલંબન યોગનું પરમતત્ત્વ (શુદ્ધાત્મ) દર્શન કરાવવા સુધી રહેવા-

પણ જ છે આ પરમતત્ત્વને કેવળજ્ઞાન અનંતજ્ઞાન વા અનંતવિજ્ઞાન કે પરમજ્યોતિ પણ કહે છે ॥ ૧-૨ ॥

અહીં કોઇને એવી શંકા થાય કે-ક્ષીણમોહરૂપ બાણ મૂકીને જ્ઞાનાવરણીયઆદિ ચાર ઘાતિ કર્મને હણીને કેવલજ્ઞાન પામે છતે અને પરમ તત્ત્વ પ્રત્યક્ષ દેખે છતે અનાલંબન પ્રવૃત્તિ ભલે ન હોય પરંતુ સાલંબન યોગની પ્રવૃત્તિ તો વિશેષ પ્રકારે હોવી જોઇએ, કારણ કે કેવલજ્ઞાન જો કે પ્રાપ્ત થયું છે તો પણ હજુ મોક્ષ મેળવવા પ્રવૃત્તિ થવી જ જોઇએને ? આચાર્યશ્રી જવાબ આપતા જણાવે છે કે-તમે એમ ગેર વાજબી ન બોલો. જો કે કેવલીઓને મોક્ષ મેળવવાનું બાકી છે તો પણ મોક્ષ મેળવવા (મોક્ષ) સ્વરૂપ જાણવાપણું ન હોવાને લઇને તે ધ્યાનનું આલંબન હોતું નથી તેમજ ક્ષપકશ્રેણીના સમયમા વિશેષ પ્રકારના યોગનો પ્રયત્ન જેમ થાય છે તેમ કેવલીપણામાં થનો ન હોવાથી અનાલંબનયોગ કેવલીઓને નથી હોતો તેમજ આવર્જિત કરણથી ચાર ઘાતિ કર્મનો મૂળથી વિનાશ કરેલો હોવાથી ત્યારપછી શ્રેષ્ઠ યોગ ચૌદમા ગુણસ્થાનકમા-અયોગી ગુણસ્થાનકમા યોગનિરોધ કરવામા વિશેષ પ્રકારનો પ્રયત્ન કરવાનો નથી હોતો અને યોગ નિરોધની પહેલા કેવલી અવસ્થામા ધ્યાનનો વ્યાપાર નહીં હોવાથી તેમજ યોગ( ધ્યાન )નું લક્ષણ ધ્યેયની પરિણતિમય હોવાથી કેવલીઓને નથી હોતું કહ્યું છે કે—

सुदृढप्पयत्तवावारण, णिरोहो व विज्जमाणाणं ।
झाणं करणाण मयं, ण उ चित्तणिरोहमित्तागं ॥ १ ॥

विशेषावश्यक.

छाया—सुदृढप्रयत्नव्यापारणं, निरोधो वा विद्यमानानाम् ।
ध्यानं करणानां मतं, नतु चित्तनिरोधमात्रकम् ॥ १ ॥

અર્થ—અત્યંત પ્રયત્નપૂર્વક મન, વચન, કાયા, પાંચ ઇંદ્રિ । અને ચાર કષાય આદિ ૪ મોહનીય આદિ કર્મોને બાંધવામાં વિદ્યમાન ( વર્તતા ) કરણો—અસાધારણ કારણો છે તેમને રોકવાનો ( નિરોધ કરવાનો ) જે આત્માનો પ્રશસ્ત વ્યાપાર તે યોગ ( ધ્યાન ) કહેવાય છે એમ ગીતાર્થોનો મત છે, પરંતુ એકલા ચિત્ત ( મન ) માત્રને જ રોકવું એનું નામ ધ્યાન નથી કહ્યું ॥ ૧ ॥ આવા પ્રકારનો વ્યાપાર મુનિવર્ગ અપ્રમત્ત દશામાં, વા ઉપશમભાવે, ક્ષાયિકભાવે વા ગુણશ્રેણિમાં કરે છે, માટે તેની અવસ્થાને ધ્યાન અથવા યોગ કહે છે કેવલીઓને આ વસ્તુમાં પૂર્ણતા હોવાથી કંઈપણ કરવાનું રહેતું નહીં હોવાથી ધ્યાન નથી હોતું અહિં શંકા થાય છે કે—એમ પણ બને જો ક્ષપકશ્રેણી તથા ઉપશમશ્રેણીમાં બીજા અપૂર્વકરણ ( આઠમા ગુણસ્થાનક )માં થતો સામર્થ્ય યોગ અનાલંબનરૂપ છે એમ ગ્રંથકારે કહેલું છે, તો પછી તે ગુણશ્રેણીને નહિ પામેલા એવા અપ્રમત્ત સાતમા ગુણસ્થાનકમાં પ્રવૃત્તિ કરતા એવા મુનિઓ તેમજ સર્વ પ્રકારના બાહ્ય અભ્યંતર સંકલ્પવિકલ્પની પરંપરારૂપ મહાનદીને સુકવી

નાખનારા ચૈતન્યનો ગુણ ચિત્ ( જ્ઞાન ) માનમા પ્રેમ (પ્રીતિ) ભાવવા આગ્રહ છે જેમને, તેમજ સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ રત્નત્રયીવાળા સમનાઆજ્ઞાને પાળનારા જિનકલ્પી મહામુનિવરોને નિરાવલબન ધ્યાન છે તેમ કહેવુ તે અસગત (સબધ વિનાનુ) થાય, એ શકા કરવી નહીં, જો કે તત્ત્વથી વિચારતા તો પરમતત્ત્વ–આત્મસાક્ષાત્કાર લક્ષ્યને ધ્યેય કરી બરાબર તેવી અવસ્થામા સ્થિર રહેનાર યોગીને સામર્થ્ય યોગ થાય છે, અને તે જ નિરાલબન પણ છે, તો પણ પરમતત્ત્વરૂપ લક્ષ્યને પ્રાપ્ત કરવા માટે જે તૈયારી થાય તેવી આત્મપરિણતિની પહેલા પરમાત્મા ( અરિહત સિદ્ધ ) ના ગુણના ધ્યાનમા એકત્વ ( અભેદ ) ભાવે એક ધ્યેયમા તદાકાર તદ્રૂપ થવા માટે યોગ્ય શક્તિ મય હોવાથી તેમજ પ્રત્યક્ષ નહિ દેખાયેલા આ માના ગુણોને પ્રાપ્ત કરવામા સમર્થ હોવાથી નિરાલબન જ છે તે કારણથી પિડસ્થ, પદસ્થ અને રૂપસ્થ એમ ત્રણ પ્રકારની અવસ્થાની ભાવનાથી રૂપાતીત નામરૂપ આદિથી તથા તેમના કારણરૂપ કર્મથી રહિત થયેલા સહજાનદી સચ્ચિદાનદ સિદ્ધ પરમાત્માના ગુણોની ભાવનાવડે આત્માને એકતારથી ભાવતા છતા જ્યારે એકત્વરૂપ પ્રણિધાન થાય છે તેવા અવસરમા અપ્રમત્ત જિનકલ્પિ મહામુનિવરો શુક્લ ધ્યાનનો અશ અનુભવમા આવે છે તે વખતે તે ધ્યાન નિરાલબન યોગ કહેવાય એમ અનુભવસિદ્ધ જ છે તેમજ સસારી આત્મા પણ વ્યવહાર ( નૈગમ, સગ્રહ વ્યવહાર ) નયની અપેક્ષાથી મૂલ સહજ ગુણને મુખ્ય કરવાવડે

ઔપચારિક ભાવે સિદ્ધ કહેવાય છે હાલના સ્વરૂપને ગૌણ કરીને શુદ્ધ નિશ્ચય નયથી કલ્પાયેલા સહજ સ્વભાવે આત્માના ગુણજ્ઞાનાદિકને ભાવવામા આવે ત્યારે નિરાલબન ધ્યાન હોય છે તેવી અવસ્થામા નથી એમ કહેવું કઠિણ જ છે, કારણ કે પરમાત્માની તુલ્યતાવડે આત્માના જ્ઞાનાદિગુણને ભાવવા તે જ નિરાલબન ધ્યાનના અશ રૂપે છે તેમજ તે જ ભાવનાને મોહનો વિનાશ કરવાનુ સામર્થ્ય છે તેથી નિરાલબન ધ્યાન જાણવુ

કહ્યુ છે કે-जो जाणइ अरिहंते, दव्वत्तगुणत्तपज्जयत्तेहिं ।
मो जाणइ अप्पाण, मोहो खलु जाइ तस्स लय ॥१॥

छाया—योनानात्यर्हंत—द्रव्यत्वगुणत्वपर्यायत्वै ।
म जानात्यात्मान, मोह खलु तस्य याति लयम् ॥ १ ॥

અર્થ—જે પુરૂષ અરિહત પરમાત્માને દ્રવ્ય, ગુણ અને પર્યાયથી જાણે છે તે નિશ્ચય પોતાના આત્માને પણ જાણે છે અને ખરેખર તેનો મોહ વિનાશ પામે છે ॥૧॥ રૂપી દ્રવ્યનુ ધ્યાન સાલબન છે અને અરૂપીનુ ધ્યાન નિરાલબન છે એ પ્રમાણે નિશ્ચય જાણવુ ॥ ૧૯ ॥

ઉપર કહ્યા પ્રમાણે સાલબન અને નિરાલબન ધ્યાનનુ યથાર્થ સ્વરૂપ જણાવીને હવે ધ્યાનથી પરપરાયે જે ફળ થાય તે છેવટની ગાથામા દેખાડે છે

मूलम्—एयम्मि मोहसागर—तरण सेढीय केवल चेव।
तत्तो अजोगजोगो, कमेण परमं च निव्वाण ॥ २० ॥

तथा—एतस्मिन् मोहसागर—तरणं श्रेणिश्च केवलं चैनम्।
ततश्चायोगयोगः, क्रमेण परमञ्च निर्वाणम् ॥ २० ॥

**અર્થ**—આ પ્રમાણે નિરાલંબન ધ્યાનને જ્યારે યોગી પૂર્ણ રીતે સિદ્ધ કરે છે ત્યારે તે યોગી મોહના દરને તરીને પાર પામી જાય છે તે જ ક્ષપકશ્રેણિમા ચઢવાનુ ( સિદ્ધિરૂપ ) ફળ છે આ મોહસાગર તરવાનુ ફળ કેવલજ્ઞાનની પ્રાપ્તિ અને કેવલજ્ઞાનનુ ફળ અયોગ, વળી અયોગનુ ફળ પ મનિર્વાણ છે એમ નિશ્ચય જાણવુ ॥ ૨૦ ॥

**ભાવાર્થ**—આવા પ્રકારના નિરાલંબન ધ્યાનની સિદ્ધિથી તેમા પૂર્ણતા મેળવે છતે અપ્રમત્ત યોગી મુનિવરો કે જેમણે સંસારની અસારતા અને આત્મિક સહજ જ્ઞાનાદિ ગુણોને જાણ્યા છે અને તે જ કારણથી પુદ્ગલ ભોગની અપવિત્ર વાસનાને સર્વથા ત્યાગ કરી છે તેવા સાધુ પુરૂષો સામર્થ્ય યોગના બળવડે અપૂર્વકરણ, અનિવૃત્તિકરણ, સૂક્ષ્મસંપરાય, ક્ષીણમોહ આદિ ગુણોથી યુક્ત ગુણસ્થાનકની ક્ષપક ભાવ શ્રેણિમા ચઢતા ચઢતા અનુક્રમે અનેક પ્રકારની આધિ, વ્યાધિ અને ઉપાધિથી ભરપૂર નરકાદિક અનેક ગતિમા ગમનના કારણભૂત સંસારનુ બીજ મોહ છે, તેથી તે મોહને સાગર કહ્યો છે તે મોહરૂપ મહાસાગરને તરે છે એવા અધ્યાત્મ ભાવની પરિણતિને યોગદર્શનકાર પતંજલિ મુનિ સંપ્રજ્ઞાતસમાધિ કહે છે તે આ પ્રમાણે—"वितर्कविचारानन्दास्मितारूपानुगमात्सम्प्रज्ञात ॥" યોગસૂત્ર ૧-૧૭ ॥

**અર્થ**—આત્મ દ્રવ્ય વિષે વિશેષ પ્રકારના તર્ક રૂપ વિચારોવડે

જે અદ્ભુત આનંદ અને સ્થિરતારૂપ જ્ઞાનનો અનુભવ થાય, તેને સપ્રજ્ઞાત સમાધિ કહે છે અહિયા જો ખરેખર વિચાર કરીએ તો જ જણાશે કે સપ્રજ્ઞાત સમાધિમા વિશેષ પ્રકારના તર્ક-વિચારરૂપ આત્માના જ્ઞાનાદિપર્યાયરૂપ અર્થને અને દ્વીપ સમુદ્રાદિક કેટલાક પદાર્થોનુ જ્ઞાન થાય છે તેવા પ્રકારનુ જ્ઞાન તો રૂપી દ્રવ્ય જ જ્ઞાનને ગોચર છે તેના અવધિજ્ઞાનથી પણ થાય છે, માટે ખરી રીતે તે લક્ષણ સપ્રજ્ઞાતસમાધિમા ળધબેસતુ નથી તેમજ અસપ્રજ્ઞાત પછી તુર્ત જ કેવલજ્ઞાન જ થાય છે એને પતજલિ મહર્ષિ અસપ્રજ્ઞાત સમાધિ કહે છે તે સૂત્ર દૃષ્ટિએ અપ્રમાણ છે

"विरामप्रत्ययाभ्यासपूर्वः संस्कारशेषोऽन्यः ॥"(पात० १।१८)

અર્થ-અભ્યાસ કરતા કરતા છેવટે મન આલબનને છોડી દઈ નિરાલબન થઈને અગોચર આત્માદિ ભાવને પ્રાપ્ત કરવાનુ સામર્થ્ય થાય એવો જે છેવટનો સસ્કાર તેને અસપ્રજ્ઞાત કહે છે આ લક્ષણ પણ અસપ્રજ્ઞાતમા ઘટતુ નથી, કારણ કે સર્વ પ્રકારની શુભાશુભ વૃત્તિઓનો સર્વથા ક્ષય કરીને આત્માના સહજ સ્વભાવરૂપ કેવલજ્ઞાનનો લાભ પામે છતે તેવા પ્રકારના કેવલીઓને માનસવિજ્ઞાન (મતિ-શ્રુતાદિજ્ઞાન) નથી હોતુ, કારણ કે કેવલજ્ઞાનમા પૂર્ણપણુ છે તેથી અસપ્રજ્ઞાતમા તે લક્ષણ ઘટતુ નથી જૈનસિદ્ધાન્તમા અસપ્રજ્ઞાત સમાધિ બે પ્રકારની કહી છે એક સયોગી કેવલી સબધી અને બીજી અયોગી કેવલી સબધી, તેમા પહેલી સયોગી કેવલીને સકલ્પવિકલ્પરૂપ જ્ઞાન જેનાથી

ઉત્પન્ન થાય છે તેવા પ્રકારની મનની વૃત્તિનો સર્વથા ઉચ્છેદ થાય છે તેમજ અયોગીને હલન, ચલન, શીત, તાપ અને ક્ષુધા આદિ શારીરિક ક્રિયાનો સર્વથા વિનાશ થાય છે આ પ્રમાણે અયોગી કેવલીની અવસ્થાને શ્રીપતજલિ અસપ્રજ્ઞાત સમાધિ કહે છે તે વાત શ્રી યોગબિદુમા ગ્રથકાર જણાવે છે

" असम्प्रज्ञात एषोऽपि, समाधिर्गीयते परै ।
निरुद्धाशेषवृत्त्यादि–तत्स्वरूपानुवेधत ॥ १ ॥

અર્થ—અન્ય દર્શનકાર પતજલિ આદિ જેને અસપ્રજ્ઞાત સમાધિ કહે છે તે અવસ્થામા સર્વ જગતના રૂપી અરૂપી પદાર્થોને સપૂર્ણ જાણવાપણુ હોવાથી સ્વરૂપ-આત્મસ્વરૂપ સચ્ચિદાનદરૂપ તેને પૂર્ણ રીતે જાણે અને દેખે છે, તે કારણથી બાહ્ય અતરૂપવિકલ્પરૂપ મન સબધી વૃત્તિઓનો નિરોધ (વિનાશ) થયેલ છે એવા પ્રકારને અસપ્રજ્ઞાત યોગ કેવલીઓને હોય છે

આ પ્રકારે મોહનો વિનાશ થવાથી કેવલજ્ઞાનરૂપ ફળનો લાભ થાય છે તે જ પ્રકારે કેવલજ્ઞાનના ફળરૂપે તેની પછી પ્રાપ્ત થનાર અયોગયોગ નામે ચૌદમુ ગુણસ્થાનક છે તેના ફળરૂપે વૃત્તિરૂપ બીજદાહયોગ સમાધિ થાય છે અને મહર્ષિ ધર્મમેઘ કહે છે તેને યોગદર્શન ભાષ્યકાર જણાવે છે तदेव रजोलेशमलोपेत स्वरूपप्रतिष्ठ सत्त्वपुरुषान्यता ख्यातिमात्रं धर्ममेघध्यानोपग भवति ॥ અર્થ—આત્મા

કર્મ-પ્રારબ્ધરૂપ મળ અથવા રજને દૂર કરીને અર્થાત કિંચિત્ માત્ર પણ ન રાખીને સત્, ચિત્ અને આનંદરૂપ પોતાના શાશ્વત-નક્કાલીન આત્મધર્મસ્વરૂપમા સ્થિર થાય છે વળી તે નાસ્તિક પુરુષ શરીર મન આદિ પ્રારબ્ધયોગે મળેલા શરીરાદિ વડે ઓળખાવાય છે તેનાથી પોતાના આત્માને અન્યપણે ઓળખાવે છે અને આત્માને સમ્યગ ધ્યાન પ્રાપ્ત કરાવે છે આ પુરુષને તેઓ ધર્મમેઘ કહે છે અને અન્ય દર્શનકારો અમૃતાત્મા, કોઇ તો સત્યાનંદ અને કોઈ તેને પર પણ કહે છે

" धर्ममेघोऽमृतात्मा च, भवशत्रु' शिवोदय' ।
सत्यानन्द परश्चेति, योज्योऽनेकार्थयोगत ॥ २॥ "

અર્થ—ધર્મમેઘ જે આત્માએ ભવનો દાહ સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રવડે ઓલવ્યો છે તે રત્નત્રયરૂપ આત્મા ધર્મમેઘ કહેવાય છે (૧) અમૃતાત્મા-કર્મરૂપ બીજનો જેણે વિનાશ કર્યો છે તેવો આત્મા પુન પુન જન્મમરણ નહીં કરવાથી અમૃતાત્મા કહેવાય છે (૨) ભવશત્રુ— જેમશંકર મહાદેવે ત્રીજા લોચનથી કામરૂપ સમાર્નો વિનાશ કર્યો છે તેમ જે આત્મા ભવ-સંસારના કારણ ભૂત કામ, ક્રોધ, મદ, માયા, લોભ, તૃષ્ણા અને અજ્ઞાનનો વિનાશ કરનારો હોય તે આત્માભવશત્રુ જાણવો (૩) શિવોદય-સ્વપરજીવોનું ભલુ કરવામા નિરંતર પ્રવૃત્તિવાળો જે આત્મા હોય તે શિવોદય-કલ્યાણરૂપ સૂર્યને પ્રકાશ કરનાર છે (૪) સત્યાનંદ-સર્વ જીવોને દુખથી મુક્ત

કરવાની પ્રવૃત્તિવાળો જે હોય તે આત્મા સત્યાનંદ જાણવો (૫) પર-સામાન્ય કોટીના જીવો જેમાં આનંદ માને છે, અને તેના માટે કાવાદાવા ખેલે છે તેવા પ્રકારના સુખથી પર એટલે અલૌકિક (લોકોત્તર આનંદ)ને મેળવવાની ઈચ્છા હોવાથી તે પર પણ કહેવાય છે આવી રીતે શુદ્ધ આત્મગુણમાં રમનારો આત્મા અર્થના યોગથી અનેકરૂપે જોડાએલો દેખાય છે ॥ ૨ ॥ આવા આત્માઓ અનુક્રમે ઉપદેશેલા યોગની આરાધનાવડે અયોગી થઈને અસંગત ( અત્ય ) સર્વથી ઉત્કૃષ્ટ ફળરૂપ નિર્વાણ ( મોક્ષ )ને પામે છે ૨૦

## प्रशस्ति

श्रीमन्महावीरजिनेन्द्रशासने प्रशस्तिपात्रं तपगच्छपादपः ।
अनेकशाखाभिरसौ विराजते, सद्धर्ममुख्यात्सुफलप्रदायकः ॥१॥

तदीयसच्छायसमाश्रिताऽभू-च्छ्रीहीरसूरिर्जगदेकपूज्यः ।
पट्टे तदीये च परम्परातः, संवेगिमुख्यो मुनिनेमसागरः ॥ २ ॥

तत्पादपङ्केरुहषट्पदश्री, सम्यक्क्रियोद्धारविधानदक्षः ।
स्वीकृताऽऽत्मोन्नतिधर्मधीरो-निमानमोहो रविसागरोऽभूत् ॥ ३ ॥

तच्छिष्यमुख्यः सुखसागरः सुधी-श्चारित्रचूडामणिराप्तसत्तमः ।
स्वराजताऽखण्डितशुद्धसाधनः, सम्यक्त्वतत्त्वार्थविदां सुसत्तमः ॥४॥

तत्पट्टपूर्वाचलतिग्मरश्मिः परः शमस्य प्रविधायकोऽभूत् ।
योगीन्द्रपूज्यः क्षतकर्मराशिः कृतावधानः शिवदे क्रियायाम् ॥५॥

सर्वेषु जीवेषु समानभावः श्रीबुद्धिपाथोनिधिसूरिवर्यः ।
यद्वाचनाम्भोनिधिमज्जनेन, जातं पवित्रं जगदण्डमेतत् ॥ ६ ॥

तत्पट्टपूर्वाचलभानुमाली बभूव श्रीमान् सुखसागराख्य ।
गुरुप्रतापेन ततो ममाऽपि, प्रधानतत्त्वान् स्वमतिप्रमाणात् ॥७

तत्पट्टामरभूधराग्रशिखरं मासा सदा भासयन्
दीप्यान दयया विचाररसिकस्तत्त्वज्ञनेभ्यो हितम् ।
जन्तूना भववारिधौ निपतता नौकायमान सुधी
श्रीमान्स्थिपयानिधिर्विनयत सूरिगुणाना निधि ॥ ८

सूरिश्रीहरिभद्रेण, रचिता योगविंशिका ।
तच्छायां सानुवादाञ्च सूरिर्निर्मितवानसौ ॥ ९

यावद्भूमण्डल धत्ते, यावच्चन्द्रदिवाकरौ ।
तावत्तिष्ठतु मेदिन्या ग्रन्थोऽयं सुखदायक ॥ १०

हेमचन्द्राब्धिमुनीश्वरेण सुधिया समानतीयेन य,
सशोध्यादित एव सम्पुटितो नीत प्रसिद्धिं मुदा ।
सोऽय सर्वजनेष्टकामफलद सजायतां भूतले,
सच्छायास्त्वनुवादत सुललित श्रीविंशिकाद्य शुभ ॥ ११

श्रीसूरिचक्रचक्रवर्तिहरिभद्रसूरिवरविरचिताया योगविंशिकायां
महोपाध्यायश्रीमद्-यशोविजयकृतविवरणाऽनुसारेण
जैनाचार्यश्रीमद्-बुद्धिसागरसूरीश्वरपादपद्मोपासक-
श्रीमद्-ऋद्धिसागरसूरिविरचितच्छायाऽनुवादश्च
समाप्त ॥ ॐ शान्ति ॥ ३ ॥

